આદિવાસીનું પ્રજ્ઞાસ્થાન

# આદિવાસી એકેડમી, તેજગઢ

મહાત્મા ગાંધી આંતરરાષ્ટ્રીય હિંદી વિશ્વવિદ્યાલય, વર્ધા દ્વારા માન્યતાપ્રાપ્ત

આજની અને આવતીકાલની દુનિયામાં
આદિવાસી ઊંચા માથે ચાલી શકે તે માટે,
સ્નાતકોત્તર પ્રશિક્ષણમાટે, આદિવાસી સંદર્ભે વિશેષ સંશોધનમાટે...

'આદિવાસી અધ્યયન' ના ક્ષેત્રે પદવિકા અને પદવ્યુત્તર અભ્યાસક્રમો :

* M.Phil. અને Ph.D. માટેનો સંશોધન કાર્યક્રમ
* અનુસ્નાતકોત્તર પદવિકા અભ્યાસક્રમ (P. G. Diploma)
* અલ્પમુદતના વિકાસલક્ષી પ્રશિક્ષણ કાર્યક્રમો
  (બચત સમૂહ તાલીમ, અનૌપચારિક શિક્ષણ, મધમાખીઉછેર, મત્સ્યઉછેર વગેરે)

## આદિવાસી એકેડમી

'મંદાર', મુ.પો. તેજગઢ, તા. છોટા ઉદેપુર, જિ. વડોદરા, ગુજરાત

આ અંકના સંપાદકો
ધીરૂભાઈ પટેલ
અરુણા જોશી

ઢોલ સામયિકસમૂહનું
સંપાદક મંડળ
ડાહ્યાભાઈ વાઢુ
ચામુલાલ રાઠવા
સુભાષ પાવરા
સુભાષ ઈશાઇ
સુધીર દેવરે
વિક્રમ ચૌધરી
સુરમલ વહોનિયા
શૈલેષ પટેલ
નારણ રાઠવા
હેમસિંગ રાઠવા
ચેતન રાઠવા

આ અંકના સંપાદકો
ધીરૂભાઈ પટેલ
અરુણા જોશી

ઢોલ સામયિકસમૂહનું
સંપાદક મંડળ
ડાહ્યાભાઈ વાઢુ
ચામુલાલ રાઠવા
સુભાષ પાવરા
સુભાષ ઈશાઇ
સુધીર દેવરે
વિક્રમ ચૌધરી
સુરમલ વહોનિયા
શૈલેષ પટેલ
નારણ રાઠવા
હેમસિંગ રાઠવા
ચેતન રાઠવા

# ઢોલ

આદિવાસી ચેતનાનું સામયિક

*ગુજરાતી વાર્ષિકાંક : દિવાળી ૨૦૦૩*

## જંગલ અને આદિવાસી

એક બદલાતો ગયેલો સંબંધ

ભાષા સંશોધન-પ્રકાશન કેન્દ્ર

ઢોલ : આદિવાસી ચેતનાનું સામયિક
ગુજરાતી વાર્ષિકાંક-૨ : દિવાળી ૨૦૦૩
પુનર્મુદ્રણ માર્ચ ૨૦૦૪

મૂલ્ય રૂ. ૫૦/-

મુખપૃષ્ઠ
ડીસન્ટ આર્ટ, વડોદરા

મુખપૃષ્ઠ અને આંતરિક છાયાચિત્રો
ચક્રધર સાસવડે, લક્ષ્મણ બાગુલ

મુખપૃષ્ઠ પરિકલ્પના
અરુણા જોશી

મુદ્રણાંકન
નૂર અલી દરેડીયા

મુદ્રણ સજ્જા
નીરજ કેંગે

વ્યવસ્થાપન
દીપ્તિ કુલકર્ણી

પ્રકાશક
ભાષા સંશોધન-પ્રકાશન કેન્દ્ર
૬, યુનાયટેડ એવન્યુ, દિનેશ મિલ પાસે
વડોદરા - ૩૯૦૦૦૭ ગુજરાત

મુદ્રક
શિવમ્ ઑફસેટ
સરદાર ઇંડસ્ટ્રિયલ એસ્ટેટ, આજવા રોડ, વડોદરા

સંપર્ક
ભાષા સંશોધન-પ્રકાશન કેન્દ્ર, ૬ યુનાઇટેડ એવન્યુ, દિનેશ મિલ પાસે, વડોદરા- ૩૯૦૦૦૭ ગુજરાત

# અનુક્રમણિકા

આમું જંગલમે રે'વાવાળા આદિવાસી રે...

મે' તો (તલાટી) આવ્યા કરેને પૈહા માંગ્યા રે કરે
આમું પાંચ્યું હો ની આલવાવાળા આદિવાસી રે
આમું જંગલમે રે'વાવાળા આદિવાસી રે...

ધગડા આવ્યા કરે ને કુકડી માંગ્યા રે કરે
આમું પિછડું હો ની આલવાવાળા આદિવાસી રે
આમું જંગલમે રે'વાવાળા આદિવાસી રે...

વનકટી આવે ને ભોંય માંગ્યા રે કરે
આમું ઢેકું હો ની આલવાવાળા આદિવાસી રે...
આમું જંગલમે રે'વાવાળા આદિવાસી રે...

સંકલક : વીરેશ રાઠવા, સિંહાદા
શનાભાઇ રાઠવા, ક્વાંટ

# ભૂમિકા

છેલ્લા એક વર્ષથી ગુજરાતના આદિવાસી પટ્ટામાં એક જુવાળ ફેલાયેલો જોયો. જંગલના દબાણો હટાવવાની ઝુંબેશ અંગે સૌપ્રથમ વાંચ્યો હતો પ્રદીપ પ્રભુનો લેખ 'ટ્રાયબલ્સ ફેસ જેનોસાઈડ' ઓક્ટો.-નવે. ૨૦૦૨ ના 'કોમ્બેટ લૉ'માંનો. ત્યારે તે એક દૂરસ્થ સમાચાર લાગ્યા હતાં. પણ પછી તો ગુજરાત-મહારાષ્ટ્રના મિત્રોએ પણ એવા જ સમાચારો આપવા માંડયાં. ગામેગામ એક ઓથાર-પડછાયો ફેલાયેલો દેખાયો. શરૂશરૂમાં તો માત્ર આશંકિત, ક્યાંકથી સાંભળેલા સમાચારોથી - વહેતી થયેલી વાતોઓથી, હવે આપણું શું - આપણો પણ વારો આવશે કે કેમ એવી વિમાસણમાં મૂકાઈ ગયેલા, મૂંઝાઈ ગયેલા આદિવાસી મિત્રો - તેમના મિત્રો-પરિવારો જોયાં. 'નોટિસો બજાવાઇ રહી છે... કાગળ આવવાનાં છે...' ની વાતોએ જોતજોતામાં તો ખેડેલા ખેતરોમાં રાતોરાત ખાડા ખોદાઈ ગયાની નરી વાસ્તવિકતાનું રૂપ લઇ લીધું. શરૂઆતના મૂંઝાયેલા, આશંકિત લોકો ધીમેધીમે ભયભીત, આતંકિત, અને પછી ક્રોધિત થતાં ગયેલાં જોયાં. અને તેમાંથી જ સંગઠિત પણ થતાં જોયાં. એકતરફ અચાનક આવી પડેલા અત્યાચાર અને આતંકના જવાબમાં ઘણી જગ્યાએ સામસામા સંઘર્ષ પણ થતાં ગયાં; પોલિસ અને એસ.આર.પી. ના કાફલાઓ લઇને વનસંરક્ષકો આદિવાસી ખેડૂતોના ખેતર તો શું ઘર સુધી, ઘરની અંદર સુધી પહોંચવા લાગ્યાં. બીજી તરફ આખા ગુજરાતમાં નાના-મોટા પાયે 'સંઘર્ષ સમિતિઓ' - સંગઠનો ઊભાં થયાં, કાં તો પહેલેથી જે કાર્યરત હતાં તે એકત્રિત થઇને વધુ મજબૂતીથી પ્રતિકારનો-વિરોધનો અવાજ ઊઠાવવા લાગ્યાં.

તે આખા સિલસિલાની વિગતો તેમજ તે કાર્યકરો-નેતાઓની ભૂમિકા પણ આ અંકની અંદર સમાવેલી છે જ, ઉપરાંત આખા ઘટનાક્રમના કેટલાંક સિલસિલાવાર દસ્તાવેજોનો પણ ટૂંકો સાર ચોકઠાંમાં આપેલો છે, જેથી અહીં તે બધી વિગતોમાં જવાની જરૂર રહેતી નથી. પરંતુ, મૂળે એક નષ્ટ થતી જતી આદિજાતિના રક્ષણાર્થે, તેના પર્યાવરણના વિનાશ સામે દાખલ કરવામાં આવેલી યાચિકા, સમયાંતરે સરકારી તંત્રમાં આદિવાસીઓના જ વિનાશ માટે ચલાવાયેલી ઝુંબેશમાં કેવી રીતે ફેરવાઇ ગઇ તે ખૂબ ચિંતનીય અને ચિંતાજનક મુદ્દો છે. આજની ઘડીએ 'સ્ટેંડીંગ કમિટી ઓફ પાર્લિયામેંટ'ની રચના અને તેના દ્વારા હસ્તક્ષેપ અને દરેક રાજ્યોમાં વિગતવાર હકીકતો સાંભળવાની શરૂઆત થયેલી હોઈ હાલ આ જુવાળ થોડો શમેલો દેખાય છે, જો કે એ સુપ્ત જવાળામુખી જેવો છે. ઉપરાંત ઉપેક્ષિત તરફનો આ જે પ્રયાસ શરૂ થયો છે એમાં સાતત્ય અને ગાંભીર્ય કેટલું રહેશે, કેટલે સુધી ચાલુ રહેશે, તેમાં રાજકીય હેતુઓનો ભાગ કેટલો, સામે આવતી ચૂંટણીઓ અંગેનું દૂરંદેશીપણું કેટલું, એ આખો અલગજ વિચારવાનો મુદ્દો થાય છે.

અને તેથીયે વિશેષ મુદ્દો એ છે કે, સરકારી અધિકારીઓ, ન્યાયાલયો કે આદિવાસી ચળવળોના નેતાઓ, બધાં જ જ્યારે હવે '૧૯૮૦ પહેલાંના દબાણો' અને 'પછીના દબાણો' ની ભાષા વાપરી રહ્યાં છે, 'in situ' કે 'અન્ય સ્થળે' 'પુનર્વસવાટ' ની વાટાઘાટો ચલાવી રહ્યાં છે, ત્યારે જંગલ અને જંગલવાસીઓના, અથવા એવું કહો કે જંગલ અને માનવીના જ સંબંધ નું સ્વરૂપ શું, એ સવાલપર હવે તાળું મરાઇ ગયું છે. જંગલના રહેવાસીઓને જીવવા માટે મોકો અને આધાર પણ કદાચ મળી પણ જશે, પણ જંગલનું સાર્વભૌમત્વ (sovereignity) હવે ચોક્કસપણે ખતમ થઇ ગયું છે. 'આરણ્યક' નિરપવાદ પૂરું થઇને, 'અરણ્ય' હવે 'સભ્યતા' ની ખૂંટીએ બંધાઇ ચૂક્યું છે; અને અરણ્યવાસીઓને, જો જીવવું

હોય તો, તે માની લીધાં સિવાય કોઇ છૂટકો નથી.

આ આખા ઘટનાક્રમને નજીકથી જોતી વખતે, સામાન્ય લોકોની સાથે - અરાજકીય કાર્યકરોની સાથે કામ અને વાતચીત કરતી વખતે, તેમજ સંગઠનોની આગેકૂચ નીહાળતી વખતે એક એહસાસ સતત થયા કરતો હતો કે આદિવાસીની આજની પરિસ્થિતિના જે ખૂબ ઊંડા મૂળ છે, ભારતના લાંબા ઇતિહાસમાં સામાજિક-રાજકીય-આર્થિક સંબંધોના તાણાવાણા ના એક પાસાં તરીકે જે સ્થિતિ સર્જાઈ છે તેના અંગેનો આછો ખ્યાલ પણ ખૂબ ઓછા પ્રમાણમાં દેખાય છે. શહેરોની સડકોપર ઊતરી આવેલા જમીનહક્ક માંગતા આદિવાસીનો આ પ્રશ્ન છે શું, એ સમજી લેવા શહેરના લોકોને તો ન સમય છે ન ઇચ્છા. પણ ખુદ આદિવાસી કાર્યકરોમાં પણ એ પ્રશ્નના ઐતિહાસિક સંદર્ભોની, તેના રાજકીય-આર્થિક-સાંસ્કૃતિક સંબંધોના જાળની કલ્પના દેખાતી નથી. હું આદિવાસી ચળવળોના નેતાઓની વાત નથી કરી રહી; જો કે, એમના પૈકી પણ કેટલાંક માટે કદાચ, આ પ્રશ્નનું સમગ્ર ઐતિહાસિક પરિપ્રેક્ષ્ય બહુ પરિચિત ન પણ હોય.

આ જે એહસાસ થતો ગયો તેમાંથી જ 'આદિવાસી' સમાજના 'જંગલ' સાથે રહેલા અને બદલાતા ગયેલા સંબંધોનું એક સમગ્ર અવલોકન હાથ ધરવાની કલ્પના આકાર લેતી ગઇ. ક્રમસેક્રમ ભારતના સંદર્ભમાં જેમને 'આદિવાસી' કહીએ છીએ અને તેમની જે પ્રતિમા આપણી સામે છે, તે લોકો-તે સમાજો નો આ ભૂમિ, અહીંના સંસાધનો અને અહીં વસતા અન્ય સમાજો સાથે શું અને કેવો સંબંધ રહ્યો તેનો એક ચિતાર રજુ કરવાનો, ઢોલના આ વાર્ષિકાંક દ્વારા, પ્રયાસ કરેલો છે. આ વિષયને પોતપોતાના વિષય-ક્ષેત્ર અને વિચારધારા ના સંદર્ભમાં સંબોધન કરનારા, પોતપોતાની શૈલીમાં કાર્યપ્રવણ એવા મહાનુભાવ વિદ્વાનો - કાર્યકરોને અહીં એક મંચપર, એક સમગ્ર સાંકળ રૂપે ભેગાં લાવવાનો પ્રયાસ કરેલ છે. તેની સાથે જ, જંગલ-જમીનના આ હાલના પ્રશ્નને પડકારનાર, તેના સંદર્ભે વિવિધ ચળવળોને નેતૃત્વ આપી ખરેખર એક જુવાળ ફેલાવનાર, જુદા જુદા પ્રાંતના અને જુદી જુદી વિચારધારાના પણ આ મુદ્દે એકમત એવા કેટલાંક મહત્ત્વપૂર્ણ કાર્યકરોને પણ આ સાંકળમાં જોડી લીધાં છે. મારી વિનંતીને તત્કાળ માન્ય કરીને પોતપોતાની સામગ્રી આપનાર આ તમામ મહાનુભાવોની હું અત્યંત આભારી છું. વેરિયર એલ્વિન અને જીમ કોર્બેટનાં લખાણો, જે તેમના બહુપરિચિત પુસ્તકોમાંથી જ લીધાં છે, તે આ સાંકળની ચોક્કસ સમયની કડીઓને સમાંતર પણ એકદમ ભિન્ન એવા સહૃદયી અભિગમને પોતાની કાવ્યાત્મ અને કરુણાસભર શૈલીમાં રજુ કરે છે, જે આ સંબંધમાં એક જીવંતતાનો સંચાર કરાવે છે.

જો કે, આ પ્રયાસ પરિપૂર્ણ તો નથી જ; બે ખૂબ મોટી ખામીઓ મને તેમાં નજરમાં આવે છે. એક તો, આ સાંકળની ખૂબ અગત્યની કડીઓ કહી શકાય એવા કેટલાંક મહાનુભાવોનો સમાવેશ અહીં થઇ શક્યો નથી. એમાં, એકતરફ છે ડૉ. બી.ડી.શર્મા અને કૉમ્રેડ પ્રદીપ પ્રભુ, જેમના અથાક પ્રયાસોને લીધે જ આ પ્રશ્ન એરણે આવી શક્યો; અને બીજાં છે ડૉ. વંદના શિવા, જેમનું યોગદાન આધુનિક 'વૈજ્ઞાનિક' વનસંવર્ધનને જૈવિક વિવિધતા સાથે શું લાગે વળગે છે તે સમજવામાટે ખૂબ અગત્યનું રહ્યું હોત. પણ તેમના લખાણો મેળવી ન શકાયાં; તેનો વસવસો છે અને રહેશે. બીજું, દેશના દરેક પ્રાંતમાં આ મુદ્દાપર સંગઠનો ઊભાં થયાં છે અને સંઘર્ષ ચલાવી રહ્યાં છે. પશ્ચિમ ભારત સિવાય અન્ય વિસ્તારોમાંથી પણ કાર્યકરો-નેતાઓ-સર્જકો દ્વારા આ વિષયમાં લેખો મળ્યા હોત તો આ ચિતારને વધુ સમગ્રતા મળી હોત, તેનું પરિપ્રેક્ષ્ય વિસ્તર્યું હોત. પણ, વારંવાર પ્રયત્નો છતાં, એ ન થઇ શક્યું. આને હું તેમના અને અમારા-આપણાં પરિચયમાંની ઊણપ સમજું છું.

હવે થોડું અંકના અંતરંગ વિષે. સહુથી આગળ, આ પ્રશ્નને અને તેની ગંભીરતાને વાચા આપતા એક લેખને મૂક્યા બાદ, તે પછી મોટા ભાગનાં લેખો સાધારણતઃ એક સમયક્રમ આધારિત (chronological) ગોઠવણીમાં મૂક્યાં છે, જેથી એક પછી એક કાલખંડમાં જંગલ અને આદિવાસીના સંબંધને જોઇ શકાય. અર્થાત્ તેમાં થોડુંક overlapping તો

અનિવાર્ય છે. આ ગોઠવણીમાં ન મૂકી શકાય એવાં, કાલાનુક્રમ સાથે નહિ પણ હૃદયસંવાદ સાથે સંબંધિત યોગદાનો ને ચોકઠાંમાં મૂક્યાં છે, જેમાં તેમને કેટલાંક સમયાનુક્રમે આવતાં મહત્ત્વપૂર્ણ દસ્તાવેજો પણ સાથ આપે છે. એક રીતે, આ ચોકઠાં તેમની પોતાની એક અલગ સંબંધ-સાંકળ સામે મૂકે છે, જે પહેલાંની સાંકળને સમાંતરે જાય છે.

અહીં આપેલા છાયાચિત્રોની વાત કરવી છે. અંકમાં આવેલા બધાંજ છાયાચિત્રો - મુખપૃષ્ઠોની સાથે - કોઈ સજાવટની સામગ્રી તરીકે અથવા illustration તરીકે પણ નહિ જોઈ શકાય, ન તો એ તે રીતે આપવામાં કે મેળવવામાં આવ્યાં છે. આ ફોટાઓ વાસ્તવિકતાનો શબ્દોવિનાનો આલેખ આપે છે. દૃષ્ય કલાકાર-વિચારકનું એ માધ્યમ છે - એ જ એની ભાષા છે; અને એ અર્થે આ છવિઓને હું 'દૃષ્ય લેખાંકો' (photo articles) માનું છું. જો એ સાથે રહેલા શબ્દલેખની સાથે મેળ રાખતાં દેખાય તો તેમને પરસ્પરપૂરક પ્રતિભાવો તરીકે જોવા જોઇએ.

અને છેલ્લે, અનુવાદ. અનુવાદકોના આધારે તો આ આખો પ્રયાસ હાથ ધરી શકાયો છે, તે વિના તેની કલ્પના પણ ન કરી શકાય. જૂના મિત્રો ઉપરાંત કેટલાંક નવા, અદ્યાપિ અપરિચિત મિત્રોએ આ પ્રયાસમાં જે સાથ આપ્યો છે, તે માટે તેમનો આભાર માની શકાય? તેમનો સાથ તો લાંબો રહેવાનો છે.

આ વાર્ષિક અંક દિવાળી દરમિયાન રજુ કરવાની ઇચ્છા તો રાખી હતી, પણ કેટલીક મર્યાદાઓને લીધે એ થઇ શક્યું નહીં. પરંતુ કોઈ પણ અર્થે આ 'દીપોત્સવી' અંક તો નથી જ, માટે દિવાળી એ સમયનું માત્ર નિદર્શક ચિહ્ન સમજીને આ અંક, લાંબા સમય સુધી વિચારમાં ડૂબવા માટે, દિમાગને ઝંઝેડવા માટે હવે હાથમાં લેશો.

આના વાંચન પછી આપનો પ્રતિભાવ આવકાર્ય છે, નહિ, અપેક્ષિત છે. ઢોલના આ અંકો દ્વારા સમાજના વિચારશીલ એવા એક આખા વર્ગ સાથે નાતો બંધાઇ રહ્યો છે, અને તે વધુ દૃઢ અને નજીકનો થશે એ જ અપેક્ષા છે.

અરુણા જોશી

# એક કરોડ આદિવાસીઓ વનમાંથી ઉખેડાશે

રાજીવ ધવન

પ્રખ્યાત ધારાતજ્જ્ઞ શ્રી રાજીવ ધવન સુપ્રીમ કોર્ટમાં પ્રેક્ટિસ કરે છે, કાયદા અંગેના લોકશિક્ષણ માટે સતત પ્રયત્નશીલ છે તેમજ માનવ અધિકાર આંદોલનના મોખરે છે. 'ધ ટાઈમ્સ ઓફ ઇન્ડિયા'માં લગભગ એક વર્ષ પૂર્વે પ્રગટ થયેલો તેમનો આ લેખ.

સદીઓથી આદિવાસીઓ વનો માટે જીવતા અને કાળજી કરતા આવ્યા છે. હાલમાં વનોમાં તેમના રહેવા સામે પડકાર ઊભો થયો છે, તેમની જીવનશૈલીને ખોટી રીતે સમજવામાં આવી છે, અને તેઓનું જીવતર ગુનેગારીમાં હડસેલાઇ ગયું છે. જેથી તેમને વનમાંથી પસાર થનારા ગણાવી, અતિક્રમણના ગુનાનો થપ્પો લગાડી શકાય. તેઓ રાજકિય સરસાઇ ભોગવતા નથી. જયારે વહીવટી તંત્ર તેમની સામે સક્રિય થવાનું નક્કી કરે ત્યારે તેઓ બચાવહીન જ બની જાય. આજે બરાબર આવું જ બની રહ્યું છે. આદિવાસીઓ વનોની બહાર ફેંકાઇ રહ્યા છે, તેમને પરેશાની અને મારપીટ થાય છે. આ બધું નવેમ્બર ૨૩, ૨૦૦૧ ના સુપ્રીમ કોર્ટના આદેશ અન્વયે થઇ રહ્યું હોવાનું કહેવાય છે. પર્યાવરણ અને વનમંત્રાલયે આદિવાસીઓને વનમાંથી ખસેડવાની યોજના બનાવવા આ તક ઝડપી લીધી. ખસેડવાના, પણ કયાં ? કોઇ જવાબ નથી. કેમ ? કારણકે સુપ્રીમ કોર્ટે એવું કહ્યું છે. કઇ ઢબે ? શકય તેટલી ઝડપથી અને ક્રૂરતાથી. વનોના અસલી નાશ કરનારા સામે, સાગ-લોબી અને વન સંબંધિત બીજા ધંધાઓ સામે કશુંય ન કરી શકતું પર્યાવરણ અને વનમંત્રાલય આદિવાસીઓ તરફ વળીને ખુબ ખુશ છે. અલબત્ત, સુપ્રીમ કોર્ટને બતાવવા કે, જો લાખો આદિવાસીઓને વનોમાંથી ખદેડાય તો વન-આવરણ વધારી શકાશે. ૩ મે, ૨૦૦૨ એ આ મંત્રાલયે બધાં રાજયોના મુખ્ય સચિવો અને વનસચિવો તેમજ મુખ્ય વનસંરક્ષકોને વનની જમીનો પર ગંભીર માત્રામાં વધેલા દબાણની સમસ્યા પ્રત્યે ધ્યાન દોરતા પત્રો લખ્યા. જેમાં એવું કહેવામાં આવ્યું, કે જો રાજયો વનમાંનાં દબાણને દૂર કરવાનાં પગલાં નહિ લે તો, દરેક રાજય દ્વારા 'વન સંરક્ષણ ધારો ૧૯૮૦' હેઠળ મોકલવાની તમામ દરખાસ્તો સ્થગિત કરી દેવાશે, આમ ૧ કરોડ આદિવાસીઓએ ૧૨.૫ લાખ હેક્ટર વનની જમીન પર કરેલ દબાણો હટાવવાં એ ટોચ અગ્રીમતા બની ગઇ.

પૂર્વે, આદિવાસીનાં હિતોના રક્ષણ કરવા બાબતે સંવેદના અને જવાબદારીપૂર્વક સુપ્રીમ કોર્ટે જરાય ખચકાટ દાખવ્યો નથી. વનવાસી સેવા આશ્રમ કેસ (૧૯૮૫-૧૯૯૪) માં કોર્ટે ખાસ કોર્ટોની તેમજ કાયદાકીય સહાય અપાવી - જેથી પોતાના હકની જમીન, જે વનીકરણ માટે સંપાદિત કરવામાં આવી હતી તે, તેઓને પાછી મળી શકે. સુપ્રીમ કોર્ટનું આ પગલું વિરાટ અને અસરકારક પગલું હતું. એમાં પર્યાવરણીય અને આદિવાસી જરૂરિયાતો - બન્નેનું સમાધાન સધાયું હતું.

પ્રદીપ પ્રભુ કેસ (૧૯૯૫) માં સુપ્રીમ કોર્ટે સમગ્ર બાબત મહારાષ્ટ્ર બારે પાછી મંગાવી, જેથી સરકારનીજ યોજના હેઠળ જેને જમીન પાછી મળવાપાત્ર હતી તેવા જમીનવિહોણા આદિવાસીઓના જમીનના હક્કો અંગે નિર્ણય થઇ શકે. આવો જ આદેશ મધ્યપ્રદેશ માટે કરવામાં આવ્યો. સમતા કેસ (૧૯૯૭) માં ન્યાયાધીશોની બહુમતિથી સર્વગ્રાહી દષ્ટિબિંદુથી નિર્ણય લેવાયો કે જેથી આદિવાસીઓને જમીન મળવાની પાત્રતા અને તેનાં સમૃદ્ધ સ્ત્રોતો અંગે એવો નિર્દેશ થયો કે જે તે વિસ્તારમાંથી મળતા લાભો અને સંસાધનો આદિવાસીઓના ઉદ્ધાર અને સામાજિક-આર્થિક સશક્તિકરણ માટે પ્રયોજાય. બાલ્કો કેસ (૨૦૦૧) પછી પણ સમતા કેસ અંગેનો ચૂકાદો અફર રહે છે. એમાં લાભ-વંચિતોને સમતાપૂર્ણ ન્યાય કેવી રીતે પહોંચાડી શકાય તેનો સજ્જડ જવાબ છે. હવે આવે છે વનનો કેસ. હું ચોક્કસ માનું છુંકે આદિવાસીઓ પ્રત્યેના સામાજિક

ન્યાય માટે પૂર્વેનાં વચનો બાબતે ગુલાંટ મારવાનો સુપ્રીમ કોર્ટનો આશય નહોતોજ. પણ સરકાર સુપ્રીમ કોર્ટના આદેશનો ઉપયોગ આદિવાસીઓને આતંકિત કરવા માટે કરવા સજ્જ છે. જૂની નીતિઓ અને વચનો ભૂલાઇ ગયાં છે અને શેતરંજી તળે વાળી ઘાલવામાં આવ્યાં છે. ૧૯૮૦ નો વન સંરક્ષણ ધારો પસાર થતાં પૂર્વે આદિવાસીઓને વિગતવાર વચનો અપાયા હતા. ૧૯૮૮ ની વનનીતિમાં આદિવાસીઓ અને વનસંરક્ષણ એમ બેઉ વચ્ચેના સમન્વયી સંબંધો પર વિશેષ ભાર મૂકાયો હતો. ૧૯૯૦ માં અનુસૂચિત જાતિ અને અનુસૂચિત જનજાતિ કમિશનના અહેવાલમાં એક યોજનાની ભલામણ કરાઈ હતી. એનો અમલ એ પ્રમાણે સિલસિલાવાર પરિપત્રો દ્વારા થયો હતો.

હવે, જયકૃષ્ણ સમિતિ એવો દેખાવ કરે છે કે ઉપરોક્ત કોઇ બાબત, બીના જાણે કદી બની જ ન હોય. આંટીઘૂંટીવાળી આંકડાકીય જાળનો ખેલ બતાવતાં સમિતિનો અહેવાલ કહે છે કે આદિવાસીઓ વનોમાં રહેવાને લીધે ૪૫૯૯૭૮ કરોડ રૂપિયાનું નુકસાન છેલ્લા પચાસ વર્ષમાં દેશને થયું. આવાં અનુમાનો જેટલાં મૂર્ખતાપૂર્ણ છે એટલાં અચોક્કસ પણ છે. સામાજિક પર્યાવરણશાસ્ત્ર અને આર્થિક લાભ અંગેના પ્રશ્નો શું આ રીતે ઉકેલી શકાય? એક કરોડ આદિવાસીઓ જશે ક્યાં? શું તેમણે જવું જોઇએ? શું તેમનું પુનઃસ્થાપન થશે? એ બધું કેવી રીતે ચાલશે? વૈકલ્પિક વનીકરણ – જે ૧૯૮૦ ના અધિનિયમમાંથી આવે છે – એ બાબતે શું? વનોની રક્ષા કોણ કરશે?

૨૫ ઓક્ટોબર, ૧૯૯૦ પૂર્વે આદિવાસીઓ જે ભોગવટાના હક્કો ધરાવતા હતા તેનું નિયમીકરણ પાર પ...વા સર્વગ્રાહી યોજના ઘડવાની નેમ ધરાવતા ૧૮ સપ્ટેમ્બર, ૧૯૯૦ ના પરિપત્ર પર પૂરેપૂરી અવળી ગતિ લાવવાનો અ... છે. કુલ છ પરિપત્રો હતા – બધા એકજ તારીખના હતા. FP 1 ના વિષય, વિગતવાર પ્રશ્નો આદિવાસીઓન... નિયમિત કરવા અંગેના હતા. FP 2 માં વિષય હતો વન અને વન સમકક્ષ ગણાયેલા વિસ્તારો. FP 3 માં પ... હક્કો (lease) નો વિષય હતો. FP 5 માં ગ્રામવનોનો વિષય હતો જેમાં આદિવાસીઓ અને વ... સંબંધોનું ગાણું ગવાયું હતું. FP 4 માં જંગલ વિસ્તારમાં થયેલાં કામોપર ચૂકવાતા મહેનતાણાનો વિ... અને વન્ય પશુઓ વિશે હતો. જૂન ૧, ૧૯૯૦ એ ગ્રામ સમુદાયોને આદિવાસી ભૂમિ પરત આ... તન

હતી. ૨૦ ડિસેમ્બર ૧૯૮૦એ એમાં સુધારો કરવામાં આવ્યો.

કોઇ એવી બીના બની નથી કે જેમાં આદિવાસી ભૂમિ પર કોઇએ બેફામ ઘૂસણખોરી, દબાણ કર્યું હોય. આખી યોજના એવી હતી જે દ્વારા ૧૯૮૦ થી આરંભી જમીન મેળવવાની પાત્રતાને એવી સંવેદનશીલ રીતે નિયમિત કરાય જેથી આદિવાસીઓનું તેમજ વનોનું અને પરિવેશીય જીવન સમૃદ્ધ થાય. ૧૯૮૦ ના વનસંરક્ષણ અધિનિયમ હેઠળ કેન્દ્રે ઘણી વિવાદ્ય દરખાસ્તોને માન્ય રાખી છે. આ એક સારી રીતે ઘડાયેલ દરખાસ્ત હતી પણ છેલ્લાં દાયકાઓથી જે અધિકારો જેમને મળવાપાત્ર હતા એવા આદિવાસીઓના અધિકારોના અમલીકરણ માટે છેલ્લાં ૧૨ વર્ષમાં નહિવત્ કાર્ય થયું છે. હવે વર્ષો પહેલાં અમલમાં મૂકવી જોઇતી હતી એવી નીતિને સુપ્રીમ કોર્ટના આદેશના પગલે સરકાર બુદ્ધિહીન રીતે અવળી ગતિમાં લાવી રહી છે.

આદિવાસી વિસ્તારો અને આદિવાસીના રક્ષણની જરૂર હોઇ, તેમના રક્ષણ માટે ભારતનું બંધારણ વિશિષ્ટ જોગવાઇઓ ધરાવે છે. મોટા મોટા ઉદ્યોગો વનવિસ્તારમાં સ્થાપવા માટે સરકારે વનજમીનનું રોકાણ કર્યું. પણ તે માટે આવી રીતે ખસેડી કેમ દેવાય, તેઓ કોઇ વન્ય પ્રાણીઓ નથી. હકીકતમાં ૧૯૯૦ માં કેન્દ્ર સરકારે એ માંગ ગ્રાહ્ય રાખી હતી કે જમીનો મેળવવાની આદિવાસીઓની પાત્રતાને ૧૯૮૦ ની કોઇ એક તારીખથી આરંભીને નક્કર સ્વરૂપ આપવું. ૧૯૯૦ નો સર્વગ્રાહી કાર્યક્રમ વિસ્તૃત કરાવો જોઇએ અને નહિ કે પાણીપાતળો પાડી દેવો જોઇએ. ૩ મે, ૨૦૦૨ નો છેલ્લો પરિપત્ર, ૧૯૯૦ ના ૬ પરિપત્રોમાંથી એકનેજ ઉચ્ચપ્રકાશિત (highlight) કરે છે. આપણે કયાંક 'હવેલી લેવા જતાં ગુજરાત ખોયું' લાગે છે ? સુપ્રીમ કોર્ટની સૂચનાઓના પ્રતિસાદ રૂપે ઉતાવળિયા નીતિઓ ઘડીને દૂરસંવેદી ચિત્રો એકઠાં કરીને જંગલોને રક્ષવાનાં નથી.

૯ સપ્ટેમ્બર, ૨૦૦૨ એ કોર્ટના વિદ્વાન વકીલે યોગ્યતા અને ડહાપણપૂર્વક રાજય સરકારના પ્રતિભાવો મેળવવા સારુ ચૂકાદો મુલતવી રખાવ્યો. આપણે એવો ઢોંગ કરી ન શકીએ કે અહીં જાણે આદિવાસી છે જ નહિ. કે પછી મંત્રાલય કે ન્યાયાલય એમ ઇચ્છે કે એક કરોડ આદિવાસીઓ અદશ્ય થઇ જાય એટલે કંઇ તેઓ અદશ્ય થવાના નથી. આદિવાસી મંત્રાલયો - જેને કલમ ૧૬૪ હેઠળ બંધારણીય મોભો છે તેને પણ પૂછવામાં આવ્યું નથી. અનુસૂચિત જાતિ, અનુસૂચિત જનજાતિ કમિશન કે છેલ્લામાં છેલ્લા ભૂરિયા કમિશને જે ભારતીય બંધારણની કલમ ૩૩૮, ૩૩૯ અન્વયે રચાયેલ છે - તેને પણ પૂછવામાં આવ્યું નથી. રાજય સરકારો પણ ચૂપ ન રહી શકે. આપણી સામે આવીને ઊભી છે તાજેતરનાં વર્ષોની સૌથી મોટી નીતિવિષયક કટોકટી. આવાં સામૂહિક વિસ્થાપન જ ન થવા દેવાય. જયારે આ બાબત સુપ્રીમ કોર્ટ પાસે જાય ત્યારે વાચાહીન લાખો આદિવાસીઓને સાગમટે ઉખાડવાની નીતિની તુલનાએ એવી નીતિ પસંદ કરવાની હોય કે જેમાં લોકોની, એમનાં વનોની સુખાકારી હોય.

અંગ્રેજીમાંથી અનુવાદ
કાનજી પટેલ

પહોંચાડ..

# પ્રાચીન ભારતમાં અરણ્યની વિભાવના

રોમિલા થાપર

ભારતના વિશ્વપ્રસિદ્ધ ઇતિહાસકાર પ્રો. રોમિલા થાપર નું આ વ્યાખ્યાન બીજા એક વિશ્વપ્રસિદ્ધ ઇતિહાસકાર ગુન્થર સોન્થાયમર ની સ્મૃતિમાં પુણે ખાતે શરૂ કરાયેલી વ્યાખ્યાનમાળા નું સૌપહેલું વ્યાખ્યાન છે, જે અહીં અનુવાદરૂપે મૂકવાનો પ્રયાસ કરેલો છે.

સોન્થાયમર સ્મૃતિ વ્યાખ્યાનમાળાનો આરંભ કરવા માટે મને આમંત્રણ આપીને સોન્થાયમર કલ્ચરલ ટ્રસ્ટએ ખરેખર મારું બહુમાન કરેલ છે. આ હું મારા માટે એક વિશેષ તક સમજું છું અને તે બદલ ટ્રસ્ટ તરફ હૃદયપૂર્વક આભાર વ્યક્ત કરું છું.

ગુન્યર સોન્થાયમરની સ્મૃતિ એક એવા અસામાન્ય વિદ્વાનની યાદ તાજી કરાવે છે, જેનું અભ્યાસકાર્ય પ્રાચીન ભારતની ન્યાયપદ્ધતિથી લઇ મુખ્ય સમાજના ઇતિહાસમાંથી ફેંકાઇ ગયેલા સમાજોના અભ્યાસ સુધીનો અવકાશ વ્યાપે છે. આવા સમાજોને ઇતિહાસમાં ફરીથી તેમનું સ્થાન અપાવવાનું શ્રેય જેમના ફાળે જાય છે તેવા ગણતરીના અભ્યાસકોમાં તેઓ એક છે. દા.ત. આજે મહારાષ્ટ્રનો ઇતિહાસ, ઐતિહાસિક બદલાવ ઘડવાના સંદર્ભમાં, અને સંજોગવશાત્, રાજવી પરિવાર આપવાના સંદર્ભમાં પણ, તેના પશુપાલક સમાજે આપેલા ફાળાની ચર્ચા કર્યાવગર લખવો શક્ય નથી. વિદ્વાન તરીકેની તેની ઓળખ એકબાજુ મૂકીએ તો પણ, આજે આપણાપૈકી કેટલાયના માટે ગુન્થરની યાદ એક નિખાલસ અને દિલદાર મૈત્રીની યાદ બની રહે છે.

આજની આ સાંજે હું એક એવા વિષય પર વાત કરીશ જેની તરફ ગુન્થરે તેમના લખાણમાં આપણું ધ્યાન દોર્યું હતું. તે છે 'વન' નો 'ક્ષેત્ર' જોડે એટલે કે વસ્તી જોડે રહેલો સંબંધ. આ બે કદાચ સંપૂર્ણપણે વિરોધી સંકલ્પનાઓ લાગે છે. એક તરફ તાપસી અને સંન્યાસીઓનો નિવાસ અને બીજી બાજુ સ્થિર વસ્તી અને સુગઠિત સમાજરચનાનું રહેઠાણ. અથવા કદાચ અમુક સંદર્ભોમાં આ બે એક સળંગ ગતિ દર્શાવતાં પણ લાગે. આ બે સંકલ્પનાઓ વચ્ચેનું અંતર તેમજ તેમની પરસ્પરપૂરકતા અંગે ઘણીવાર ચર્ચા થયેલી છે. સોન્થાયમર ને રસ હતો આ બેની દુવિધાનો ઇતિહાસની એકંદર પ્રક્રિયા સાથે મેળ બેસાડવામાં તેમજ તેનો પશુપાલનની સંકલ્પના જોડેનો સંબંધ તપાસવામાં. પશુપાલનની પ્રવૃત્તિના તેમના અભ્યાસ દ્વારા તેમણે 'ક્ષેત્ર' અને 'વન' વચ્ચે રહેલી કડી તરફ આંગળી ચીંધી, તેમજ 'ક્ષેત્ર' અથવા 'વસાહત' ના 'વન' તરફ જોવાના દૃષ્ટિકોણ પર અસર કરતાં પરિબળો તપાસ્યાં.

કુદરત (Nature) અને સભ્યતા (Culture) સંદર્ભે ચાલતા આવેલા વિવાદના ઇતિહાસમાં વન અને ક્ષેત્ર વચ્ચેનો આ વિરોધ એક જાણીતી વાત છે. પ્રકાશ યુગના પછીનો (Post Enlightenment) યુરોપીય વિચાર કે જેનો આગળ જતાં ભારતમાં વસાહતવાદના નીતિધોરણો નક્કી કરવામાં ઘણો પ્રભાવ રહ્યો, તેમાં કુદરતને હિંસક રૂપે જોવામાં આવી હતી, જેના પર નિયંત્રણ રાખવું જરૂરી બને. કાળક્રમે તેને એક એવા સંસાધન તરીકે જોવામાં આવવા લાગ્યું, જેનો લાભ મેળવવા ખાતર ઉપયોગ કરવાનો હોય. યુરોપીય રોમાન્ટિસિઝમ માં માનનારાઓએ આવી કલ્પનાઓનો વિરોધ કર્યો હતો. અને ત્યારથી જીવનના કેન્દ્રમાં કુદરત છે કે સભ્યતા એ વાદ હંમેશ માટે ચાલતો આવેલો છે.

વસાહતી ધોરણોમાં ખેડૂતને પ્રગતિના નિદર્શક અથવા ચિહ્ન તરીકે જોવામાં આવ્યું અને પશુપાલકને તેમજ અરણ્યવાસીને તેના વિરોધી તરીકે, કે જેને એક બાજુ હાંકી જ કાઢવું પડે. ડેનિશ ઇન્ડોલોજિસ્ટ ક્રિશ્ચિયન લાસ્સેને

*તાડ રે મહુડાનું ઝાડ*
*ઝાંપે મરઘા બોલે રે...*
*લાગે રે બચપણની યાદ*
*ઝાંપે કૂકડા બોલે રે...*
*લાગી રે વગડાની રેડ*
*ઝાંપે ગાયો બોલે રે...*
*છોડું રે મહુડાના ઝાડ*
*ઝાંપે પોપટ બોલે રે...*
*છોડું રે તાડ ના ઝાડ*
*ઝાંપે બુટીઓ (ખિસકોલી) બોલે રે...*
*લાગી રે વગડાની રેડ*
*ઝાંપે મોરો બોલે રે...*
*લાગી રે બચપણની યાદ*
*ઝાંપે ગાયો બોલે રે...*
*ઊંચા રે મહુડાના ઝાડ*
*માયા કેમ છોડું રે...*
*અવલ રે વગડાના વાયરા*
*વાયરાની માયા કેમ છોડું રે...*
*લાગી રે વગડાની ધરતીની માયા*
*માડી માયા કેમ છૂટશે રે લોલ*
*બોલે રે આદિવાસી ભાઇ*
*વગડો કેમ છૂટશે રે લોલ...*

**નારણ રાઠવા, હરદાસપુર**

(Lassen)૧૯મી સદીના મધ્યમાં આ દ્વિધાને અનુલક્ષીને વસ્તી કે વસાહતને સભ્યતા ધારણ કરનાર આર્યોના રહેઠાણ તરીકે અને અરણ્યને હિંસ્ર એવા દ્રવિડોના રહેઠાણ તરીકે વર્ણવ્યા. એટલે આપણા માટે આવાં કેટલાંક પહેલાંનાં ભારતીય દષ્ટિકોણો સાથે વાકેફ થવું જરૂરી ગણાય કે જે આજકાલના વિવાદોની કદાચ અમુક અંશે વિરૂદ્ધ હતાં અને અમુક અંશે સમાન પણ હતાં.

સૌ પ્રથમ તો 'પ્રકૃતિ' અને 'સંસ્કૃતિ' એ સંકલ્પનાઓ વચ્ચેનો ભેદ જોઇએ, તો 'પ્રકૃતિ' એટલે તે કે જે સહજ-સ્વાભાવિક અને નૈસર્ગિક છે અને 'સંસ્કૃતિ' એટલે એ કે જે સભાનપણે બનાવેલું, રચેલું, ઘડેલું છે; એ રીતે જોઇએ તો તે 'કુદરત' અને 'સભ્યતા' ને લગભગ સમાંતર આવે છે. અરણ્ય એ જો સ્વાભાવિક-સહજ આકાર હોય તો તેની સામે વસાહત એ 'બનાવેલો' આકાર હતો. ધીમે ધીમે 'સંસ્કૃતિ' એ સંજ્ઞા સભ્યતા સાથે સંકળાયેલી બધી જ કલ્પનાઓ સાથે જોડાતી જાય છે, જે 'ગ્રામ' માંથી થઇ 'નગર' સુધી પહોંચે છે, અને 'નાગરિક' કે 'નગરવાસી' (townsman) એ સુસંસ્કૃતતાની મૂર્તિરૂપે જોવામાં આવે છે. જો કે, અરણ્ય પણ સંન્યાસીઓના રહેઠાણ તરીકે વિચાર અને વિદ્વત્તાની સંસ્કૃતિ જોડે થોડોક તો નાતો ધરાવે છે જ.

વન કે અરણ્યમાં આશ્રય લેવો એ વિચારનું મૂળ તો દેખાય છે વેદિક રચનાઓમાંના કૃષક-પશુપાલક સમાજમાં, પરંતુ તે પરિપકવતા પામ્યો નગરોમાં થઇ રહેલા ચર્ચા-વિવાદોમાં, જે નગરો ખરેખર સ્થપાયાં તો હશે એ અરણ્યોને સાફ કરીને જ. અહીં જ નગરોના સીમાડે આવેલા 'કુતૂહલશાલા' નામે ઉપવનોમાં લોકો ભેગા થઇને બુદ્ધ અને એવા જ બીજા વિવિધ અને પરસ્પરવિરોધી વિચારકોને સાંભળતા હતાં, જેમણે ઘણી નવી વિચારાધારાઓ આપી.

મને અહીં એવું કહેવું છે કે, આ પ્રકારે બે સંકલ્પનાઓ વચ્ચેની દ્વિધા કે વિરોધ ભલે ઘણી સદીઓ સુધી ચાલુ રહ્યો હોય તો પણ એની પાછળની જે સમજ હતી તે સ્થિર કે અવિચલિત અને એકસરખી જ રહી નથી. વનને-અરણ્યને જોવાનાં દષ્ટિકોણ ઘણાં હતાં, અને ઐતિહાસિક પરિવર્તનોને કારણે દૃષ્ટિકોણના કેન્દ્રોમાં બદલાવ પણ આવતા જ રહ્યા. જ્યાં એને રોમાંચકતાની નજરે જોવામાં આવ્યું (romanticised), ત્યાં એ એક કાલ્પનિક વિકલ્પ બનીને રહ્યું, એક એવો આભાસી સ્વર્ગ જે 'સભ્યતા'મય જીવનની અસમાનતાઓને ભૂંસી નાખે છે. અથવા પછી, તેને દાનવોના નિવાસ એવા ભયંકર સ્થાનની રીતે જોવામાં આવ્યું. આ રોમાંચકતા અને દૈત્ય-દાનવો, બન્ને તત્ત્વો આપણને ગ્રંથસાહિત્યમાં પણ જોવા મળે છે, અને લોકસાહિત્યમાં પણ. પરંતુ તેની કાર્યભૂમિકા જેમ બદલાય છે તેમ તેનું ચિત્રણ કે પ્રતિમા પણ બદલાતી દેખાય છે. ઘણીવાર તો લોકસાહિત્યમાં આવતી પ્રતિમાઓ ગ્રંથસાહિત્યની બિલ્કુલ વિરુદ્ધ હોય તેવું જોવા મળે છે, અને અહીં પ્રશ્ન

પૂછવો જરૂરી બને છે, કે આવું કેમ હશે?

જ્યારે ગ્રંથસાહિત્ય એ માહિતીનો એકમાત્ર સ્ત્રોત બનીને રહે છે, ત્યાં તો સન્માનને પાત્ર અચૂકપણે 'ગ્રામ' એ જ હોય છે. આ પણ એક મહત્ત્વનું કારણ છે જે માટે મૌખિક પરંપરાઓને ભેગી કરીને સામેના તટેથી કયું દૃષ્ટિબિંદુ છે તે મેળવી શકાય. જ્યારે સભ્યતા-સંસ્કૃતિની માંગણીઓ અરણ્ય પર હાવી થવા લાગે, ત્યારે અરણ્ય અને તેમાં રહેતા લોકોની ધારણાઓ બદલાતી દેખાય છે. માટે જ, અરણ્ય એ કોઇ બીજા બધાંથી વિખૂટું એવું તટસ્થ કે અવિચલિત તત્ત્વ નથી. એ જે પ્રતિમાઓને ઉપસાવે છે તે વસાહતને પોતાના આત્મભાન માટે મહત્ત્વપૂર્ણ એવી છે.

થોડાક વર્ષો પહેલા ચાર્લ્સ મૉલામૂડ એ 'ગ્રામ' અને 'અરણ્ય' વચ્ચેની ભેદરેખાની વાત કરી હતી અને તેને વૈદિક વિચારધારા સાથે સાંકળી હતી. એમનું કહેવું હતું કે આ માત્ર વિસ્તારભેદ નથી. 'ગ્રામ'માં જે સ્થિરતા હતી તે માત્ર મર્યાદિત વિસ્તારમાં રહેવાને લીધે નહિ પણ ત્યાં વસતા સમૂહની એકાત્મતાને લીધે હતી, અને એ 'ધર્મ' એટલે કે સમાજરચનાના વિશિષ્ટ નિયમોને લીધે ટકી રહી હતી જે 'યજ્ઞ'ની વિધિમાં સમાઇ રહેલી હતી. તેની સામે 'અરણ્ય'માં સ્વભાવતઃ જ 'ગ્રામ'ની એકાત્મતા હોતી નથી, કેમ કે, એક તો વિસ્તારમાં એ લગભગ અમર્યાદ હોય છે, અને બીજું, એ એવા ચોર અને ડાકુઓનો આશરો હોય છે, જે 'ધર્મ'થી રહેતા નથી. 'અરણ્ય'નું એમનું અર્થઘટન છે કોઇપણ રાન; 'ગ્રામો'ની વચ્ચેનો ખાલી અવકાશ જે 'પેલું' (the other) બનીને રહે છે. માટે, વન કે વૃક્ષરાજી એ 'અરણ્ય' નો માત્ર એક ભાગ છે. જે જે પણ 'વસાહત' માં આવતું નથી તે બધું જ 'અરણ્ય' છે. આમ, અરણ્ય એ માત્ર ગામોની વચ્ચેનો અવકાશ જ નથી, એ 'અજાણ્યું', 'દૂરસ્થ', 'હિંસક' અને 'બધી રીતે વેગળું' કંઇક સૂચવે છે. તેઓ તો એવું પણ કહે છે કે બધાં જ જીવો આ બે પૈકી (ગ્રામ અને અરણ્ય) એક યા તો બીજામાં સમાતા હોય છે; ફક્ત મનુષ્ય જ આ બન્ને સાથે સંબંધમાં હોય છે. બીજા કેટલાંક વિદ્વાનોએ આ બે સંજ્ઞાપ્રકારોમાં ભેદ માન્યો છે. 'ગ્રામ' અને 'અરણ્ય' એ બે વધારે પહોળી અને સમાવેશક સંજ્ઞાઓ હોઇ તે એકબીજાની વિરોધી માનેલી છે, જ્યારે 'વન' અને 'ક્ષેત્ર' એ વધુ ચોક્કસતા દર્શાવતી સંજ્ઞાઓ હોઇ, તેમને એક બીજા સાથે સંબંધિત અથવા એક જ રેખાના બે બિંદુઓ તરીકે પણ જોવામાં આવેલ છે.

આ વિરોધના તત્ત્વની ભાવના બીજી સામાજિક સંજ્ઞાઓમાંના વિરોધ સુધી વિસ્તરે છે. દા.ત. 'ગૃહસ્થ' અને 'સંન્યાસી'. 'ગૃહસ્થ' (householder)ને 'ગ્રામ'ની અંતર્ગત સમાજના તેમજ 'ધર્મ'ના નિયમો પાળવા પડે છે અને કર્મ-વિધિઓનો એક નિત્યક્રમ રાખવો પડે છે, પરંતુ સંન્યાસી (the renouncer) કે જે વનમાં રહે છે તે આ બધાંથી મુક્ત હોય છે. આ દુવિધાની પાછળનો તર્ક એ છે કે જે માણસે સમાજના અને ધર્મના પવિત્ર કર્તવ્યો પાળવાનું છોડી દીધું હોય તેના માટે વન એ જ યોગ્ય નિવાસસ્થાન છે, કેમ કે વનને આવા કર્મ-વિધિઓની જરૂર રહેતી નથી. કાળાનુક્રમે આ પ્રકારની કલ્પનાઓની પરિણતિ ચાર આશ્રમોના સિદ્ધાંતમાં થઇ, જેમાં, ચોંકાવનારી વાત છે કે, ચાર આશ્રમો પૈકી મોટા ભાગનો સમય તો કોઇપણ વ્યક્તિને એક યા તો બીજી રીતે વનમાં જ ગાળવો પડે. કદાચ આ, બૌદ્ધ અને જૈન ધર્મોમાં આગળ રાખવામાં આવેલી, ખૂબ નાની ઉંમરથી જ રાખવી પડતી વ્રતસ્થ જીવનચર્યા સામે છૂટછાટ મેળવવાનો એક પ્રયાસ પણ હોઇ શકે.

મહાકાવ્યો એ એવી પ્રાચીન રચનાઓમાં ગણાવી શકાય જે વન અને ક્ષેત્ર વચ્ચેના આ વિરોધ અને પરસ્પરપૂરકતા નો ખેલ રચે છે, પરંતુ સાથે સાથે જ તેની વિભાવના વૈદિક રચનાઓના સંભારથી થોડીક બદલી નાંખે છે. અહીં ઘણાં અરણ્યોના ઉલ્લેખ - નામ સાથે - આવે છે. હવે અરણ્ય એ મુખ્યત્વે ત્રણ કાર્યો માટે પૃષ્ઠભૂમિ પૂરી પાડે છે - શિકાર, ઋષિઆશ્રમ, અને વનવાસ અથવા દેશનિકાલ.

મહાભારતમાં રાજાઓનાં શિકારી ટોળાંનું જે વર્ણન આવે છે તે એવી હિંસ્રતા ભરેલું છે જાણે કુદરત પર નાંખેલાં કોઇ ધાડાંનું વર્ણન હોય. દા.ત. શકુંતલાની વાર્તા જે દુષ્યન્તના અરણ્યમાં શિકાર કરવાના વર્ણન સાથે શરૂ થાય છે. અહીં

→→

### તુમાઁ હિકાહા કા નાઁય

માયૂઁ ફુચ્યો,
''એ કમલ, એ રમલ,
તુમા હિકાહા ક નાઁયે
તુમા જિકાહા ક નાઁયે?
લોક આખે કા,
''જો હિક્યો તો જિક્યો''.
કમલ આન રમલ
બેની એકમ ગોગી ઉઠ્યા
''નાઁય, નાઁય સર,
આમા હિકજી બી નાઁય
આન જિકજી બી નાઁય
હિકાઁ ખાતોર પોયસા જોજે
જિકાઁ ખાતોર પોયસા જોજે
તુમા દ્યાહા?
સારકાર દેહે,
પેન જહાઁ જોજે તાહાઁ નાઁય
આન ભેલતાજ ટેમાલ.
તાઁવલૂગ આમા કાય કિહૂઁ?
આજ આમાઁ કોમેં
ખાવૂલોં નાહાઁ
ખારોં નાહાઁ-થિકોં નાહાઁ
કાય ખાયન હિકાઁ જાહૂઁ?
હિકૂહૂઁ ત કાય ખાહૂઁ?
આમાઁ જુવાન જીવડા
આન આમાઁ ડિલામ ઇ ચિંદરેં!
આમા આવજી કેહેંકી સાલામ?''
થોડો દોમ ખાયલીન
ફાચ્યા બેની આખેં
''આમાઁ સાલામ આવાઁત આવૂહૂઁ,
હિકાઁત હિકૂહૂઁ,
પેન એક બેન મોયનો આમા
ગુજરાતામ કામેં જાહૂઁ
આના-પોયસા સગવડ કિહૂઁ
તિહીને આવીન

### તમે ભણશો કે નહીં?

મેં પૂછ્યું
અરે કમલ, અરે રમલ?
તમે ભણશો કે નહીં?
તમે જીતશો કે નહીં?
લોકો કહે છે,
'જે ભણ્યો તે જીત્યો''.
કમલ અને રમલ
બન્ને એક સાથે બોલ્યા,
''નહિ નહિ સર,
અમે ભણીશું નહીં
અને જીતીશું પણ નહીં,
ભણવા માટે પૈસા જોઇએ
જીતવા માટે પૈસા જોઇએ
તમે આપશો?
સરકાર આપે
પણ જ્યારે જોઇએ ત્યારે નહીં
અને ગમે તે સમયે,
ત્યાં સુધી અમે શું કરીશું
આજે અમારા ઘરમાં
અનાજ નથી
મીઠું નથી-મરચું નથી
શું ખાઇને ભણવા જવું?
ભણવા જઇએ તો ખાવું શું?
અમે જુવાન જીવ
અને અમારા અંગ પર આ ચિંથરા?
અમે શાળામાં કેવી રીતે આવીએ?
થોડું અટકીને
ફરી બન્ને બોલ્યા,
''અમે શાળામાં આવીશું,
અમે જરૂર ભણીશું
પણે એક-બે મહિના અમે
ગુજરાતમાં કામે જઇશું
પાઇ-પૈસાની સગવડ કરી
ત્યાંથી આવ્યા પછી

ફાડો પોતડી લિહૂઁ –હાતી આવૂહૂઁ
તાઁવલૂગ હોજૂરીપે નાવ રાઁ દિહાકા?
હાતી આમાઁ આવૂહૂઁ
જિકાય તોં, ન નાય જિકાય તોં
પેન હિકૂહૂઁ ત ખેરૂયા !
પેન આમાહાન માલૂમ હાય,
એક મોયનોં સાલામ
નાઁય આલ્યાક,
આમા હોદ નાઁય, કુચ નાઁય !
નાઁવ કાડીન ફેકી દિહા !!
હાતી આમાઁ કેહેંકી હિકૂહૂઁ?
ફાચ્યા આમાઁ કેહેંકી જિકૂહૂઁ?
તુમા પોયરે
સોવ સોવ મોયના
સાલામ નાહાઁ આવતે
કો બોહીન મોજ્યા કેતેહે,
તિયાહાઁ નાઁવ હોજૂરીમ
તુમા થોવતેહેંજ ને?
તેહેં કી આમાઁબી રાઁ દેજા. ''

ચામુલાલ રાઠવા

કપડાંલત્તાં– ખરીદી– પછી શાળામાં આવીશું.
ત્યાં સુધી હાજરીપત્રકમાં નામ રહેવા દેશો કે?
પછી અમે આવીશું
જીતીએ કે ન જીતીએ
પણ ચોક્કસ ભણીશું!
પણ અમને ખબર છે
એક મહિનો શાળામાં
ન આવીએ,
અમારી ખોજ નહીં તપાસ નહીં
નામ કાઢી ફેંકી દેશો !!
પછી અમે કેવી રીતે ભણીશું?
પછી અમે કેવી રીતે જીતીશું?
તમારા બાળકો
છ–છ મહિના,
શાળામાં નથી આવતાં
ઘરે બેસીને મજા કરે છે
તેમના નામ હાજરીમાં
તમે રાખોજ છો ને?
તેમ અમારા પણ રાખોને. ''

અનુવાદ : ધીરૂભાઈ પટેલ

(કેંદ્રીય સાહિત્ય અકાદમી દ્વારા પ્રકાશિત (૨૦૦૧) 'દેહવાલી સાહિત્ય' માંથી)

→→

દુષ્યન્ત ભરપૂર શસ્ત્રોથી સજ્જ એવા સૈનિકોના એક મોટાં ટોળાંની સાથે છે, સાથે જ સેંકડો ઘોડાઓ અને હાથીઓ પણ છે, જાણે કોઇ લડાઇ માટે નીકળી પડયા હોય. 'વન' એ અહીં એક અજાણ્યો પ્રદેશ હતો. રાક્ષસોનું રહેઠાણ હતું. આવા આ પ્રદેશમાં 'નાયક' દરેક દિશામાં સંહાર કરતો આગળ વધે છે. વાઘો અને હરણોના કબીલાઓ ને કબીલાઓ હણાઇ જાય છે, અને ગંભીર રીતે ઘવાયેલા હાથીઓ વનને કચડતા દોડે છે. સંહાર એટલો બધો ભયંકર છે કે તેની સામે સામાન્યતઃ જે ભક્ષક અને ભક્ષ્ય હોય, તે એકી સાથે આશરો શોધે છે.

આની સાથે જ યાદ આવે છે અગ્નિએ બાળી નાખેલા ખાંડવવન ના વિનાશનું વિગતવાર વર્ણન. આગ દિવસો ને દિવસો સુધી ધગધગતી રહે છે અને જે સામે આવે તેને ભરખી લે છે. અહીં જે નાયકો છે તે અવાક્ બનાવે તેવા વિલક્ષણ શસ્ત્રોથી સજ્જ દર્શાવેલા છે, અને પછી સંહાર શરૂ થાય છે. માત્ર પ્રાણીઓ અને પક્ષીઓ જ જાન ગુમાવે છે એવું નહિ, અહીં ગંધર્વો, યક્ષો, રાક્ષસો અને નાગ, બધાંનાજ સંહાર પર તેઓ ઊતરી આવેલા છે. શું આ પુરાણકથાઓનું વિગતવાર મળતું પ્રતિબિંબ હતું, કે પછી તેની આડશે વનના રહેવાસીઓનું જ સૂચન હતું? આ સંહાર એટલો મહાભયંકર છે કે આખરે ખુદ દેવોને પ્રશ્ન થાય છે કે શું મહાપ્રલયની ક્ષણ આવી પહોંચી! આખી ભૂમિ તો ધમરોળાઇ જાય છે જ, પણ સાથે અરણ્ય પણ સાફ થઇ જાય છે. અને પછી ત્યાં ઇન્દ્રપ્રસ્થની વસાહત - પાંડવોની રાજગાદી - વસાવવામાં આવે છે. શિકારનો એ ખુન્નસ અને અરણ્યનો આ દાહ, બન્ને, માત્ર પ્રતીક રૂપે જ નહિ, પણ સીધી જ રીતે સત્તા માટેની પૂર્વશરતો બની રહે છે.

જ્યાં રાજ્યવ્યવસ્થા (the state) હજુ પૂરી રીતે આકાર પામી ન હતી, અને સમૂહના અંતર્ગત અને જુદા જુદા સમૂહોની વચ્ચેના પણ રક્તસંબંધો વધારે મજબૂત હતા, એવી એ મુખિયાઓ હેઠળની સમાજવ્યવસ્થામાં ભૂપ્રદેશો પરના હક કદાચ શિકારના નામે પાડેલી પરોક્ષ ધાડના રૂપે કહેવામાં અને ઠસાવવામાં આવતા હતા. ગોચરની જમીનો પર કબ્જો જમાવવાનો પણ એ એક તરીકો હતો. ઢોરોનાં પ્રચંડ મોટાં ધણ પાળવાં એ જ્યારે કોઇ સમૂહનું નિર્વાહસાધન બની જાય છે ત્યારે તેમને ચરાવવાના મેદાનોનો માર્ગ મેળવવો એ પ્રાથમિક જરૂરિયાત બનીને રહે છે, જે સમૂહના પ્રમુખે મેળવવાની અને સાચવી રાખવાની હોય. આવાં પાળેલાં પશુઓ ગામની બહાર વનના સીમાડે ચરતાં હોય અને તેમનું રક્ષણ પણ કરવું પડે. આવી બધી સંબંધસાંકળોનું સુંદર ચિત્રણ મહાભારતના 'ઘોષયાત્રા' ના પ્રસંગમાં જોવા મળે છે.

કુરૂ સમૂહને એના પશુધનને ચિહ્નિત (brand) કરવાનાં છે. સમૂહના યુવાન સભ્યો તેમના મિત્રો, સ્ત્રીઓ અને રખાતો, તેમના ઘોડા, સિપાહીઓ અને શિકારીઓ બધાંની સાથે પશુધનને દ્વૈતવનમાં ચરાવા માટે લઇ જાય છે. ત્યાં પશુઓની ગણતરી થાય છે અને વાછરડાંઓનું ચિહ્નાંકન પણ થાય છે. આ વન પશુઓને ચરાવવા માટેનું જ સ્થળ છે. સાથે સાથે એ ભૂપ્રદેશ પર હક કહેવા સાથે અને કુરૂઓના રાજ્ય કરવાના અધિકાર સાથે પણ સંકળાયેલું છે એ વાત, શરૂઆતમાં આ કામને પાંડવો પર હુમલો બોલાવવાના એક નિમિત્ત તરીકે જોવાય છે, તેનાથી જ સ્પષ્ટ થાય છે.

આ જે કાફલો છે એમાં, નગરવાસીઓની ઉપરાંત, ૮,૦૦૦ રથો, ૯,૦૦૦ ઘોડા, ૩૦,૦૦૦ હાથી, હજારોનું પાયદળ, તેમજ કેટલાય ગાડાંઓ, વેપારીઓ, વેશ્યાઓ અને હજારો શિકારીઓ પણ છે, એવું કહેવાયું છે. આ તો દેખીતી રીતે જ અતિશયોક્તિ છે, ચોક્કસપણે આક્રમણકારીઓની તાકાત ઠસાવવા માટે વપરાયેલી. આ વન નજીક જ હોય એવું દેખાય છે, જેથી જ લોકો રોજેરોજ વસાહત સુધી પાછા પણ ફરી શકતા હતા. આ પ્રસંગે આપવામાં આવેલી ભેટો પણ મબલખ છે, અને એ પણ કુરૂ સમૂહની પ્રતિષ્ઠાનાં એક દર્શક તરીકે આવે છે. આના પછી લગભગ તરત જ અરણ્યના અંતરિયાળ ભાગપરના અધિકાર ને લઇ ગંધર્વો સાથે ઝગડો આવે છે, જે લડાઇમાં પરિણમે છે અને જેમાં આખરે કુરૂઓનો પરાજય થાય છે. પશુઓ પર પાડેલી ધાડો અને વનની ભૂમિ પર કહેવામાં આવેલો હક એ આવી મુખિયાશાહીનું જરૂરી તત્ત્વ સૂચવે છે. આ વાર્તામાં આવતા ગંધર્વો કંઇક સંદિગ્ધ ઓળખ ધરાવે છે; કદાચ એ કોઇ દૈવી પુરૂષો હોવાને બદલે વનના રહેવાસીઓ પણ હોઇ શકે.

શિકારને મુખિયાઓની, અને તે પછી રાજાઓની, એક ઇર્ષા કરવા જેવા કૌશલ્યથી ભરેલી ખાસ પ્રવૃત્તિ તરીકે જોવામાં આવતું, અને નાયકની સફળતા તેના શિકાર કરવાના કૌશલ્યથી જ માપવામાં આવતી. છતાં પણ વનમાં રહેતા અને માત્ર શિકાર કરીને જ જીવતા લોકો, જેવા કે વ્યાધ, નિષાદ, અને એવા બીજાઓને તો તિરસ્કારણીય જ માનવામાં આવતાં, અસંસ્કૃત અને પાપી તરીકે જોવામાં આવતાં અને નીચલી જાતિનો દરજ્જો આપી તેમને અંકિત રાખવામાં આવતાં. એથીયે વિશેષ, આનું કારણ એ આપવામાં આવતું કે એ લોકો 'હિંસા'થી જીવે છે અને 'ગ્રામ' ના શિરોધાર્ય મૂલ્યો સાથે જીવતાં નથી. પણ વધુ શક્યતા તો એ છે કે, તેમને નીચા દેખાડવાની પાછળ રાજાઓ દ્વારા કરાતા શિકારને વધાવવાનો, યોગ્ય ગણાવવાનો હેતુ હોય. આવા સમૂહોના સંઘર્ષો ચાલતા જ રહ્યા જે શકુન્તલાની વાર્તામાં દેખાઇ આવે છે; પણ આપણે ઘણીવાર ભૂલી જઇએ છીએ કે વનોપર શિકારક્ષેત્રો તરીકે હક કહેવો અને આવો હકનો દાવો વિશિષ્ટ સમૂહ સાથે જ સંકળાયેલો હોવો, એ વાતો આ સમાજ માત્ર શિકાર પર જ નિર્ભર ન રહ્યા પછી પણ ચાલતી જ રહી હતી.

શિકાર આપણો અરણ્યના રહેવાસીઓ જોડે પ્રથમ પરિચય કરાવે છે. આ કાં તો રાક્ષસો જેવા કોઇ કલ્પિત જીવો હોય કે જે મબલખ હતાં, કાં તો અતિમાનુષી ગુણ ધરાવતા મનુષ્યો હતા. સામાન્યતઃ રાક્ષસોનું વર્ણન દાનવો તરીકે અને અવાસ્તવિક જીવો તરીકે આવે છે. પરંતુ મહાકાવ્યોમાં રહેલ અરણ્ય અંગેની વિભાવનાને જોતાં, સંભવ છે કે આ કદાચ અપરિચિત એવા કોઇ અરણ્યવાસી જ હોય, કે જે શિકારયાત્રાઓની આડે આવતા હતાં અને અરણ્યમાં જ રહેઠાણ બનાવવા માંગતા લોકોને, જેવા કે આશ્રમ સ્થાપતા ઋષિઓને, હેરાન કરતાં હતાં. કે પછી તેઓ એવા સમાજ હતા જે રાજાશાહીના વિરોધી હોય, જેવા કે રામાયણમાં આવતા ઘણા સુસંસ્કૃત એવા રાક્ષસો!

શું શિકાર એ સભ્યતા દ્વારા કુદરતને અંકિત કરવાના પ્રયાસનું જ એક પાસું હશે? જો અરણ્ય એ કોઇ વ્યવસ્થા કે શિસ્ત વિનાનું સ્થળ તરીકે જોવામાં આવ્યું હોય, તો પછી તેના પર અંકુશ રાખવો એ રાજાનું કર્તવ્ય જ ગણાય અને પછી શિકાર એ આવો અંકુશ રાખવાનું જ એક સૂચન ગણાય. આવા જ પ્રકારનો અંકુશ, કદાચ ઓછી ત્રાસમય રીતે, અરણ્યોમાં આશ્રમો સ્થાપવાથી મેળવવામાં આવતો. શકુન્તલાની વાર્તામાં, શિકારની એ હિંસ્રતાના વિરોધરૂપે આવે છે આશ્રમની સૌમ્ય શાંતતા, કે જે બે તત્ત્વો કુદરતના બે અલગ જ સ્વરૂપો દર્શાવે છે. આશ્રમ અરણ્યમાં એટલા ઊંડાણમાં આવેલો છે કે એ જાણે એક અલગ જ દુનિયા છે, ચમકતી અને રસસભર હરિયાળીથી વીંટળાયેલી. આ એક વચગાળાનો અવકાશ છે, વન અને ક્ષેત્ર ના પરસ્પરવિરોધી એવા પર્યાવરણોના ઉંબરે આવેલો અવકાશ. તે બ્રાહ્મણગ્રંથોમાં વર્ણવેલા અરણ્યનિવાસોની યાદ અપાવે છે. પણ તે જ વખતે, તે એવી પ્રક્રિયાના કેન્દ્રમાં રહેલું બીજતત્ત્વ પણ છે જે આગળ જતાં 'અગ્રહારો'માં – એટલે કે બ્રાહ્મણોને આપવામાં આવતા, કેટલીકવાર અરણ્યમાંની અથવા તો પડતર, જમીનોના ઇનામોમાં – પરિણમ્યું.

આશ્રમ એ એક રીતે જોતાં, 'ગ્રામ'ના લોકોએ અરણ્ય પર કરેલું અતિક્રમણ છે, જે અરણ્યમાં રહેતા લોકોએ કાઢી નાખવાનો પ્રયત્ન કર્યે રાખ્યો. તેથી એમાં કોઇ આશ્ચર્ય નથી કે ગ્રંથસાહિત્ય આશ્રમો પર થતા હુમલા અને તેને પ્રતિકારવા માટે નાયકોને કરેલી વિનંતિઓથી ભરેલું હોય. આ હુમલાખોરો મોટા ભાગે હિંસ્ર પશુઓ નહીં, પણ દાનવો જ રહેતા હતા. રામ અને લક્ષ્મણે ઋષિઓને આવા રાક્ષસો સામે રક્ષણ આપીને જ તેમની નાયક તરીકેની શિખાઉ કારકિર્દી શરૂ કરી હતી.

આશ્રમ એ કદાચ અરણ્યપરના અતિક્રમણની સૌથી આગલી હરોળ હોઇ શકે. પણ તેની સાથે જ, અરણ્યની પસંદગી અને સંન્યાસ અથવા તપના હેતુથી અરણ્યમાં જવું તે ઘણાં અર્થો સૂચવે છે : એમાં એક રીતે સભ્યતાથી દૂર જવું રહેલું છે; એકાંત અને ધ્યાન દ્વારા જ્ઞાનની શોધ છે, જે યજ્ઞની વિધિઓ કરવામાટે સમૂહના કે સમાજના પરસ્પરબંધનોથી ખૂબ જ અલગ છે; અને અજ્ઞાત ના અનુભવમાંથી જીવનના અર્થની શોધ પણ છે. અરણ્યમાં નીકળી જવામાં ક્યાંક એક મુક્તતાની અનુભૂતિ છે. શરૂઆતના ઉપનિષદોમાં આ બે વચ્ચેના વિરોધનો ઉપયોગ આત્માના માર્ગોની ભિન્નતા દર્શાવવા માટે કર્યો છે, જ્યાં પુનર્જન્મ એ ગ્રામ સાથે સંકળાયેલી કલ્પના છે, જ્યારે અરણ્યમાં મળતો આત્મબોધ એ પુનર્જન્મમાંથી મુક્તિ અપાવે છે. યજ્ઞવિધિથી દૂર જવું એ અરણ્યમાં લીધેલા આશ્રયને એક વિશિષ્ટ પ્રકારની શક્તિ અપાવે છે.

આશ્રમોનું મૂળ ચોક્કસપણે કહી શકાતું નથી. પણ પસંદગી એવા સ્થળની રહેતી હતી જે વસાહતથી સુદૂર હોય, જેથી વિક્ષેપ ઓછા આવે; વક્રતા એ છે કે આશ્રમ એ પોતે જ અરણ્યમાં લાવેલો એક વિક્ષેપ હતો. ત્યાંની જીવનપદ્ધતિ એ વસાહત સાથે સંબંધિત તત્ત્વોને નકારરૂપ હતી. સંન્યાસીઓ કે જેમણે સામાજિક કાર્યો-કર્તવ્યોનો ત્યાગ કર્યો હોય, તેમણે આવા કાર્યો-કર્તવ્યોની જ્યાં જરૂર ન હોય એવા સ્થળે રહેવું જરૂરી હતું. વિધિઓ આચરવામાં આવતી હતી, પણ માત્ર આશ્રમના સભ્યો પૂરતી જ. અરણ્ય જે કંઇ આપતું તેમાંથી જ અન્ન ભેગું કરવામાં આવતું; ખેતી લગભગ નહિંવત્ થતી. અરણ્યની એકંદર દુનિયાના તાલ સાથે સુમેળ સાધીને જીવવાનો આ એક પ્રયાસ હતો, ભલે તે અરણ્યના રહેવાસીઓ જોડે સુસંબંધ રાખીને જીવવાનો ન હોય.

આશ્રમોની સ્થાપનાની કલ્પના કદાચ અરણ્યોના કિનારે તેમજ ઊંડાણમાં પહેલેથી અસ્તિત્વમાં રહેલા 'પવિત્ર વૃક્ષસમૂહો' (sacred groves) માંથી આવી હોય. આશ્રમો વસાહતના લોકોની સંભાળમાં રહેવાનાં હતાં, જ્યારે વૃક્ષસમૂહો અરણ્યવાસીઓની સંભાળમાં હતાં. પવિત્ર વૃક્ષસમૂહો કદાચ ખાસ રોપેલા વૃક્ષો પણ હોઇ શકે, કેમ કે કેટલીકવાર એમાંના વૃક્ષોની વિશિષ્ટ ઓળખ પણ રહેતી, ઘણીવાર તે વિશિષ્ટ દેવતાઓ ના નામે પવિત્ર ગણાતાં હતાં. આવા વૃક્ષસમૂહોની સંખ્યા ઘણી મોટી હોવાની વાત આમ તો છેક ૧૯મી સદી સુધી સાંભળવા મળે છે. પરંતુ અરણ્યના ઊંડાણમાં જે હતાં તેમની ટકી રહેવાની શક્યતા કિનારા કરતાં ચોક્કસપણે વધારે હતી. દેવતાઓ સાથેના સંબંધથી એક મર્યાદા સુધી જ સુરક્ષા મળતી હતી; ખાસ કરીને અતિક્રમણ જ્યારે હિંદુ દેવતાઓના સથવારે આવ્યું ત્યારે તો પહેલેથી મોજૂદ દેવતાઓને તેમાં ભળી જવાનું જ હતું.

અરણ્ય એ ક્યારેય વસાહતથી બહુ દૂર હતું નહીં. અત્રંજી ખેડા અને હસ્તિનાપુરના ઉત્ખનનો તે સ્થળે વિવિધ પ્રકારના જંગલી વૃક્ષોના અસ્તિત્વના પુરાવા આપે છે. બૌદ્ધ ધર્મગ્રંથો કહે છે કે ગામ અને ગામની ભાગોળને બાદ કરીએ તો બાકીની બધી ભૂમી અરણ્યની જ છે. છેક ઇસુ બાદ સાતમી સદીમાં પણ ચીની બૌદ્ધ ભિખ્ખુ હ્યુઆન ત્સાંગ તેના લખાણમાં કૌશાંબી અને અલ્હાબાદ ની વચ્ચેના અરણ્યના, તેમજ કપિલવસ્તુ અને કુશીનગરની આસપાસના ગીચ જંગલોવાળા પ્રદેશના ઉલ્લેખો કરે છે. એક નગરથી બીજા નગર સુધી પહોંચવું એટલે જંગલમાંથી થઇને જવાનું જ હતું. માટે જ, દેશત્યાગ (exile) કરીને જંગલમાં જવું એ ખરેખર તો શરીરથી દૂર અંતરે જવું એ ન હતું, પરંતુ વિભાવનાની રીતે ચોક્કસપણે દૂરસ્થ

થયું હતું.

બન્ને મહાકાવ્યોમાં નાયકોનો દેશત્યાગ છે તે અરણ્ય તરફનું પ્રયાણ છે. પણ અહીં અરણ્ય એ માત્ર વસાહતની પાર રહેલી ઝાડી ન રહી, એક અલગ અર્થ ધારણ કરે છે. અરણ્ય, 'અજ્ઞાત' ના ઠેકાણારૂપે અને દેશનિકાલના સ્થળરૂપે, અહીં મહાકાવ્યમાંની વાર્તા આગળ ચાલવા માટે જરૂરી તત્ત્વ બને રહે છે. દેશત્યાગ કે દેશવટો એ ભાટ-ચારણો અને કવિઓએ વાર્તા લંબાવવા માટે વાપરેલું જાણીતું તત્ત્વ છે. અરણ્ય એ એવું સ્થળ છે, જ્યાં કંઇપણ થઇ શકે; માટે દરેક વખતે જ્યારે વાર્તાનું પુનઃકથન થાય, એટલું જ નહિ જ્યારે જ્યારે પણ વાર્તા ફરીથી ગવાય, તે પ્રત્યેક દિવસે નવાનવા પ્રસંગો તેમાં ઉમેરી શકાય છે. પણ તેની સાથે જ આવા મહાકાવ્યમાં હંમેશાં એક એવા મધ્યવર્તી સ્થળની કલ્પના પણ હોય છે જેને વાસ્તવ તરીકે જ રજુ કર્યું હોય. અને આ સ્થળમાં એવા લોકોનો નિવાસ દર્શાવેલો હોય જેમની રીતભાતો અને દેખાવ તદ્દન અનોખા જ હોય અને એ કાં તો તેમને માટે અહોભાવ રાખવાને પાત્ર હોય, કાં તો ધિક્કાર અને ડર ને કારણે નકારી કાઢવા જેવા હોય.

ભારતીય મહાકાવ્યોમાં આ કલ્પિત મધ્યવર્તી અવકાશ જંગલે-અરણ્યે વ્યાપ્યો. આથી ઉલટું જોઇએ તો, ગ્રીક નાયક યુલિસિસ ટ્રૉયની લડાઇ બાદ એક જાણીતા, પરિચિત વિશ્વમાં જ ફંગોળાયો હતો. દરિયાખેડુ એવા ગ્રીક લોકોના પરિપ્રેક્ષ્યમાં હોમર આને 'મદ્ય જેવો રાતો દરિયો' તરીકે વર્ણવે છે. ટ્રૉયથી ઇથાકા સુધીનો એ પ્રવાસ જેને ખરેખર માત્ર થોડાક દિવસ જ લાગ્યા હોત, તે ભૂમધ્ય સમુદ્રમાં તેના જહાજો જુદા જુદા દરિયાકાંઠે ફેંકાઇ જતાં કેટલાંય વર્ષો લે છે. આમાંથી હોમર અને તેના અનુયાયીઓને 'પોતા' નાથી 'વેગળા' એવા વિશ્વનો રોમાંચ રજૂ કરવાનો મોકો મળે છે. આ અજ્ઞાત સ્થળોમાં લપાઇ રહેલાઓ કાં તો કવિના પોતાના સમાજના વિરોધી ચિત્રણો છે, કાં તો તેના માટે આદર્શરૂપ એવું ચિત્રણ છે.

આવા કલ્પિત અવકાશને અમુક હદ સુધી એક નિશ્ચિત ભૌગોલિક સ્થાન આપવું શક્ય છે, અને તેમાંથી મુખ્ય સભ્યતાના છેવાડે આવેલા નવા પ્રદેશો પર રાજકીય વર્ચસ્વ જમાવવાનો નહિ તો પણ સાંસ્કૃતિક રીતે તેમને પોતાની અંદર સમાવી લેવાનો (cultural appropriation)પ્રયત્ન પણ કરી શકાય. નાયકોની સભ્યતા અને આવા નવા અવકાશોમાંના લોકોની સભ્યતા વચ્ચે કડીઓ શોધવાનો પ્રયાસ થાય છે. આનું પ્રત્યક્ષીકરણ ઘણીવાર એવી માન્યતાઓ કે કહેવતોમાં થાય છે જેમાં એવું ઠસાવવામાં આવે છે કે નાયકોએ આ વિશિષ્ટ પ્રદેશની મુલાકાત લીધી હતી. આથી જ, દેશભરમાં આપણને પાંડવગુફાઓ અને સીતાકુંડો જોવા મળે છે. ભારતના મહાકાવ્યોની જેમ જ્યારે આગળ જતાં મહાકાવ્યોનું રૂપાંતર પવિત્ર ગ્રંથોમાં થાય, ત્યારે આવા સ્થળોમાંથી એક ભૌગોલિક પવિત્રતાનો ખ્યાલ ઉપસી આવે છે, અને પછી તે પ્રદેશના લોકો, દૈવતો અને સ્થળોનો સંબંધ વધુ ને વધુ આગ્રહપૂર્વક દર્શાવવામાં આવે છે.

દેશબહાર નીકળેલા એ નાયકો એવા અજ્ઞાત, અનપેક્ષિત અવકાશમાં પ્રવેશેલા હોય છે જ્યાં કશું પણ થઇ શકે અને આખો ઘટનાક્રમ વિચિત્ર પણ બની શકે, કેમ કે અહીં 'ગ્રામ'ની ઉચ્ચનીચતાની કલ્પનાઓ તેમજ નિયમ-બંધનોને પાળવાનાં હોતાં નથી. માટે આ માનવી મૂલ્યોને ઢંઢોળવાનો અને તપાસી જોવાનો એક અનુભવ બની રહે છે. આશ્રમ એ જો તપસ્વી માટે તપ અને શુદ્ધાચરણ માટેનું સ્થાન હોય, તો એ જ પ્રકારનો એક અવકાશ કંઇક કરી બતાવવા થનગનતા નાયકો માટે અરણ્ય પૂરો પાડે છે. શિકાર અને કંદમૂળ પર આધારિત જે જીવન અહીં તેમને જીવવું પડે છે તે તેઓનાં જન્મગત જીવનપદ્ધતિની સંપૂર્ણ વિરુદ્ધ છે, છતાં તેને એક આદર્શ તરીકે, રોજિંદા જીવનમાંના ગૂંચવાડાથી મુક્તિ તરીકે દર્શાવવામાં આવે છે. નાયકો અહીં તેમની સાથે સમાજના કર્તવ્યનિયમોનું ભાન તો લાવે છે, પરંતુ તે નિયમો સામે પ્રશ્ન ઉઠાવવા કે તેમને સદંતર નકારી કાઢવા માટે પણ, જ્યાં સુધી તેઓ અરણ્યમાં છે ત્યાં સુધી તેઓ મુક્ત છે.

જીવનનો આ કાળ જો પહેલાં વર્ણવ્યું છે તેમ 'આત્મિક પરિવર્તન માટેનું વચગાળાનું પરિપ્રેક્ષ્ય' હોય તો પછી એને નાયકો માટે અંતિમ કાર્યનિષ્પત્તિ તરફના પ્રવાસમાંની ઉંબરા પરની અવસ્થા તરીકે જોઇ શકાય. આમ, અરણ્ય અહીં બદલાવ માટેનું એક રૂપક બનીને આવે છે, જે અનુભવ પછીના બધાં જ અનુભવો કંઇક અંશે તેના રંગે રંગાયેલા હોય.

અરણ્યનું સહુથી વધુ રોમાંચક ચિત્રણ જોવા મળે છે કાલિદાસના નાટકોમાં, જેમ કે 'અભિજ્ઞાન શાકુન્તલ' માં એ

આપણને અરણ્યની એક નોખી વિભાવના તરફ લઇ જાય છે. અરણ્ય અને વસાહત વચ્ચેનો જે ભેદ છે તે કણ્વઋષિનો આશ્રમ અને હસ્તિનાપુરમાંનો દુષ્યન્તનો દરબાર એ બે વિરોધી ચિત્રોમાંથી જ ઊપસી આવે છે. શકુંતલા મૂળે તો અરણ્યની સ્ત્રી છે અને દુષ્યન્ત દરબારી માણસ, જેમાંથી ફરી એકવાર કુદરત અને સભ્યતાના જ ભેદને સૂચવેલ છે. એવું પણ કહેવામાં આવે છે કે 'પિતૃસત્તાક વિચારધારામાં 'કુદરત' ને હંમેશા સ્ત્રીરૂપે દર્શાવેલી હોય છે જે નિરાગ્રહી (passive) પણ હોય, અને 'સભ્યતા' ને પુરૂષરૂપે દર્શાવેલી હોય છે, જે અધિકાર જમાવનાર (authoritative) હોય.' એની સામે બીજી દલીલ એવી પણ છે કે 'કુદરતની વિભાવનાઓ જે તે પરિસ્થિતિ સાથે જોડાયેલી હોય છે અને સભ્યતા સાથે વિશિષ્ટ જાતિ (gender) નો સંબંધ પણ પરિસ્થિતિ અનુસાર બદલાતો દેખાય છે.' જો કે આ બન્ને પોતપોતાની રીતે મહત્ત્વ ધરાવતી સંકલ્પનાઓ છે જે વિશિષ્ટ સંદર્ભોમાં અર્થ ધરાવે છે.

આશ્રમ અને દરબાર વચ્ચેનું આ અંતર કાલિદાસના આ નાટકમાં શકુંતલાને પ્રવાસમાં સાથ આપતા બે આશ્રમશિષ્યોના ઉદ્‌ગારોમાં સ્પષ્ટ થાય છે. એમની એ સ્થળની અસ્વસ્થતા એવા ભાવમાં વ્યક્ત થઇ છે, જેમ કે રાજમહેલ જાણે ધગધગતો છે અને નગર આખું ગંદકીથી ઉભરાયું છે. જો કે આશ્રમ એ કોઇ બહારની દુનિયાની રીતો સાથે અપરિચિત એવું સ્થળ તો નથી જ. કણ્વ ખુદ ઉચ્ચ વર્ણના સમાજની રીતભાતોથી સારી રીતે પરિચિત છે, અને માનસકન્યાને તેણે કરેલો ઉપદેશ પિતૃસત્તાક સમાજમાંની વહુના સુયોગ્ય આચરણના તત્ત્વો પર જ આધારિત છે.

પરોક્ષ રીતે આ નાટક, ઋષિ અને રાજાના પોતપોતાની આગવી રીતના 'અધિકાર' ના વિષયને પણ સ્પર્શે છે. ઋષિ સામાજિક બંધનોમાંથી દૂર નીકળી જાય છે અને એક એવી વૈકલ્પિક જીવનશૈલી ઉભી કરે છે જેમાં આવા કર્તવ્યબંધનોને કોઇ સ્થાન નથી. વૈયક્તિક રૂપે આચરેલું તપ અને અરણ્યનો એકાંતવાસ એ એના શક્તિના સ્રોત છે, જેનાથી દેવોને પણ ડર લાગે છે. રાજા સમાજના કર્તવ્યબંધનોને આવકારે છે, 'વર્ણાશ્રમધર્મની રક્ષા' કરે છે, અને તેમાંથી જ સમાજનો તોલ સચવાય એવું માને છે. ઋષિથી વિરુદ્ધ, તે બીજાઓ સાથેના વ્યવહારમાંથી, શાસનવ્યવસ્થા અને વિભિન્ન દમનયંત્રણાઓમાંથી તેની તાકાત મેળવે છે. છતાં પણ આ તાકાત તેને દેવો સાથે સ્પર્ધા કરવા સક્ષમ બનાવી શકતી નથી.

કાલિદાસનું આ નાટક અગાઉ મેં મહાકાવ્ય સાથે સાંકળેલા અરણ્યના ત્રણ લક્ષણોમાં ફેરફાર લાવે છે, અને તે રીતે એક એવી ઐતિહાસિક ક્ષણ પકડી રાખે છે જે તે પછીની અરણ્યની વિભાવનાઓ તરફ જતા સંધિકાળની સૂચક છે. આમાં પ્રારંભે આવતો શિકારનો પ્રસંગ એ મહાકાવ્યના પ્રસંગની તુલનામાં ઘણો જ સૌમ્ય અને ઓછો હિંસ્રક છે. પ્રાણિઓને હણવાના ભયંકર વર્ણનનાં સ્થાને અહીં રથમાં બેસેલા રાજા વડે પીછો કરાતા પવનવેગે દોડતા હરણનું વર્ણન કરતી છટાદાર પદ્યપંક્તિ આવે છે. શિકાર હવે ધાડનું બહાનું કે ભૂપ્રદેશ પર કબ્જો જમાવવાની રીત રહી નથી કેમ કે એ વાતો તો હવે સીધી ચડાઇ કે લડાઇ વડે વધુ પરિણામકારક રીતે કરી શકાય છે. શિકાર હવે રાજાઓની ઉમદા રમત બની ચૂક્યો છે.

આશ્રમે આવતાવેંત રાજા તેના રાજવસ્ત્રાભરણો ઉતારી મૂકે છે અને સામાન્ય જનની જેમ આશ્રમમાં પ્રવેશે છે. આશ્રમો હવે રાજાઓના સંરક્ષણ હેઠળ છે, જો કે એ જ સમયે એ રાજાઓના દંડાધિકારના ક્ષેત્રની બહાર હોવાનો પણ દાવો કરે છે. સંરક્ષણ મુખ્યત્વે રાક્ષસ, પ્રેત અને દૈત્યો સામેનું છે, જે બધાં જ કવિકલ્પનામાંથી ઊપજેલા જીવો છે. પરંતુ એ પણ એટલું જ સંભવ છે કે, આ બધાં કદાચ અરણ્યના રહેવાસીઓનાં જ આલેખનો હોય, જેઓ અતિક્રમણનો વિરોધ કરતાં આવ્યા હોય, અને માટે જ તેમને દાનવરૂપે ચીતરાયા હોય જેથી તેમના નિકંદનને નૈતિક સમર્થન મળી શકે. કવિકલ્પનાને રાજકીય વાસ્તવથી અલગ કરવું સહેજ અઘરું છે, પણ કવિની કલ્પના એ વાસ્તવની ક્ષણિક ઝલક તો આપે જ છે. આશ્રમનો રાજ્યવ્યવસ્થા સાથેનો અહીં દેખાતો સંબંધ, આ સમય પછી તો સામાન્ય બની ચૂકેલા અગ્રહારના રિવાજમાં - બ્રાહ્મણોને મળતા ભૂમિદાનોમાં - પરિણમતા સંબંધનો સૂચક માત્ર છે. આશ્રમની પ્રવૃત્તિઓ જેમાં વેદોનો અભ્યાસ અને પઠન એ કેન્દ્રમાં હતું, તે એક રીતે રાજાને મળતો સ્થિતિશીલ ટેકો પણ સૂચવે છે. નાટકમાં દેખાતો કણ્વનો આશ્રમ ભિન્ન ભિન્ન આસ્થા અને આચારને અનુમતિ આપતો નથી.

મહાકાવ્યો ની તુલનામાં નાટકમાં દેખાતા અરણ્ય પ્રત્યેના દષ્ટિકોણમાં થયેલો બદલાવ, એ એકંદરે અરણ્ય અને તેના રહેવાસીઓ તરફના વલણમાં થયેલો ફેરફાર પણ સૂચવે છે. અરણ્ય હવે ઓછું પારકું છે, અને કમસે કમ એના કિનારે કિનારે તો લગભગ 'ગ્રામ' નાં જ એક વેગળા સ્વરૂપની રીતે જોવામાં આવે છે. ધીમે ધીમે એ સભ્યતા સાથે સંકળાયેલી શિસ્ત અને રીતભાતો અંગીકારતું દેખાય છે, અને તેનીયે ઉપરાંત તે એક સંપત્તિસાધન તરીકે પણ જોવાઇ રહ્યું છે જેનો લાભ મેળવવા ખાતર વપરાશ કરવાનો હોય.

રાજ્યવ્યવસ્થા ના સલાહકારો અને અધિકારીઓ, જેવા કે કૌટિલ્ય, તરફથી દેખાતી અરણ્ય અંગેની વિભાવના હવે પહેલાંથી બિલકુલ અલગ છે. અત્યાર સુધી મેં જેનું વર્ણન કર્યું છે તે પ્રકારનો આ ફેરફાર કે અદલાબદલ નથી; આ એક સંપૂર્ણતઃ નવો અને અલગ જ દષ્ટિકોણ છે. એક નવીન રાજકીય અસ્તિત્વ જેનું નામ રાજ્યતંત્ર છે, તેના ચિંતાવિષયોનું પ્રતિબિંબ તેમાં દેખાય છે. આ અસ્તિત્વ એક વિકસિત રાજાશાહીનો આકાર લે છે, જેમાં એક વિશિષ્ટ વ્યક્તિમાં રાજકીય સત્તાનું કેન્દ્રીકરણ થયેલું હોઇ, કારોબાર ચલાવવા માટે રક્તસંબંધને લગતી નિષ્ઠાઓ પર ઓછો અને દંડયંત્રણાના સહારે ચાલતી વ્યક્તિનિરપેક્ષ વ્યવસ્થા પર વધુ ભાર મૂકવામાં આવે છે. અમુક મર્યાદા પછી તો સત્તા અને અધિકાર એ શાસનતંત્રની આવક (revenue)ઉપર જ નિર્ભર રહે છે, માટે જ આવક ઉભી કરવાના જુદા જુદા સ્રોત શોધવાનું સૂચન કરેલું દેખાય છે.

વધુ આવક મેળવવા માટે, અને કદાચ વધતી જતી લોકસંખ્યાને પહોંચી વળવા માટે પણ, ખેતીનો વિસ્તાર વધારવા માટે, કૌટિલ્ય પડતર જમીનો પર અથવા છોડી દીધેલી જમીનો પર શૂદ્ર ખેડૂતોને વસાવવાનું સૂચન કરે છે. આમ પડતર જમીનો સાફ કરવા માટે થોડુંક તો જંગલ કાપવાનું જરૂરી હતું જ. છોડી દીધેલી જમીનો જો ફરતી ખેતી (shifting cultivation) ના લીધે હોય, તો એના માટે વૃક્ષો તોડવાનું પણ જરૂરી બને. ફરતી ખેતીમાં તો ફરીવાર ઝાડો ઊગી પણ નીકળે, પરંતુ સ્થાયી ખેતીનો અર્થ તો કાયમી રીતે જંગલનું સાફ થઇ જવું એ જ થાય. તે ઉપરાંત, વિશિષ્ટ વર્ગની વ્યક્તિઓ જેમ કે વિદ્વાન બ્રાહ્મણો અને રાજ્ય માટે કામ કરતા અન્ય વ્યવસાયીઓને ઉપજાઉ જમીનો કર-માફી સાથે બક્ષીસ આપવાના પણ ઉલ્લેખો આવે છે. આ કાં તો ગામમાં જ આવેલી પહેલેથી ખેડાતી જમીન હોય, કાં તો વણખેડાતી પણ વધુ લાંબીપહોળી જમીન હોય જે પેલા ઇનામદારે ખેડાણ હેઠળ લાવવાની હોય. આનો પણ અર્થ થોડોઘણો અરણ્યનાશ એ જ થાય છે. આ પ્રકારની ઘટનાઓ ઇસુની શરૂઆતની સદીઓથી ચોક્કસ જોઇ શકાય છે, જ્યારે શિલાલેખો રાજાઓએ આપેલાં આવાં ઇનામોના પુરાવા આપે છે; અને આગળની સદીઓમાં તેનું પ્રમાણ વધતું જાય છે.

જંગલોનું આવકના સ્રોત તરીકે પણ મૂલ્યાંકન થાય છે - લાકડું, હાથીઓ, મૂલ્યવાન પત્થરોના સંગ્રહો તેમજ ખાણો જેવી તેમાંથી મળતી કુદરતી પેદાશો માટે પણ, અને ખેડાઉ જમીનમાં થઇ શકતા તેમના રૂપાંતરના સંદર્ભે પણ. જંગલોના આ સાફ કરવા પર કડક નિયંત્રણ રાખવું ખૂબ જરૂરી રહેતું હતું - એ માટે નહિ કે કૌટિલ્ય કોઇ પર્યાવરણપ્રેમી હતા, પણ એટલા માટે કે રાજ્યતંત્રને તેમાંથી થતી ઉપજ પર અને મળતી આવક પર નજર રાખવાની હતી. રાજ્યતંત્રને જંગલોના ઉછેરમાં પણ આગેવાની લેવાની સલાહ આપવામાં આવે છે - ખાસ તો એવા જંગલોની જેમાં વિશિષ્ટ પ્રકારની જંગલની પેદાશો મળતી હતી; તેમજ આવા જંગલોમાં તે પેદાશોને વ્યવસ્થિત ભેગી કરીને સંગ્રહી શકે અને તેમાંથી વેપારને યોગ્ય ચીજવસ્તુનું નિર્માણ કરી શકે એવા લોકોને વસાવવાની પણ સલાહ આપેલ છે. હાથીઓના જંગલોની ખાસ આરક્ષણ કરવામાં આવે છે કેમ કે હાથીદાંત તો મૂલ્યવાન છે જ, પરંતુ લડાઇઓમાં જય પણ મોટે ભાગે હાથીદળ પર જ નિર્ભર રહે છે. ઉપરાંત, આવા જંગલો ઉત્તમ કુદરતી સીમા પણ પુરવાર થાય છે !

આ પ્રકારની પ્રવૃત્તિઓનો કદાચ અરણ્યવાસીઓ તરફથી થોડોઘણો વિરોધ પણ થયો હોય, તેનું સૂચન કૌટિલ્યના એ શ્લોકમાં મળે છે કે રાજાએ એવા પ્રદેશો પર કરનો બોજ ન નાંખવો જોઇએ જેમને 'આટવિકો' - અરણ્યવાસીઓએ ઉજ્જડ કરી નાંખ્યો હોય. આ વિરોધનું સ્વરૂપ શું હતું એ ત્યાં સ્પષ્ટ કરાયું નથી. કરમાંથી સૂચવેલી રાહત જોતાં એવું લાગે છે કે કદાચ ઊભા પાક બાળી નંખાતા હશે. કૌટિલ્ય અરણ્યમાંના મુખિયાઓ સામે પણ ચેતવણી આપે છે, જેઓ સંખ્યામાં પુષ્કળ

હતાં, વારંવાર દેખાતા હતાં, શૂર હતાં અને કોઇ દેશનો વિનાશ લાવી શકે તેવાં હતાં.

આ જ પ્રકારનું સૂચન બીજા એક સ્રોતમાંથી પણ મળી આવે છે. ઇસુપૂર્વ ત્રીજી સદીમાં રાજ્ય કરતો મૌર્ય સમ્રાટ અશોક તેના એક ખૂબ મહત્ત્વના શિલાલેખમાં જેમાં તેની કલિંગ પરની ચડાઇના લીધે જે બેહાલી થઇ તેના વિષે તે વિષાદ વ્યક્ત કરે છે તે જ શિલાલેખમાં – એક ખૂબ વિશેષ પ્રકારનું વિધાન પણ કરે છે. તેમાં એવું કહ્યું છે કે 'દેવાનાંપિય' (દેવોનો પ્રિયરાજા અશોક) 'આટવીય' એટલે કે અરણ્યવાસીઓ જોડે સમાધાન કરવા માંગે છે, પણ સાથે એ પણ ઇશારો આપવા માંગે છે કે આ વિષાદમાં પણ એ પોતાની તાકાત ટકાવી રાખે છે, અને તેઓને પશ્ચાત્તાપ ન થાય તો તેઓ માર્યા જશે. એમની પાસે પશ્ચાત્તાપ માંગવાનું અથવા તેમના જીવિત અંગે ધમકી આપવાનું કારણ હજુ પણ એક રહસ્ય બનીને રહ્યું છે. અન્યત્ર, એ જંગલોને આડેધડ બાળવા પર પ્રતિબંધ ફરમાવે છે. આ શું જંગલોને ગેરકાયદેસર રીતે બાળતા રોકવા માટે હતું, કે પછી ફરતી ખેતી અટકાવવા માટે હતું? શું અશોક એક સદસદ્‌વિવેકી(conscientious) બૌદ્ધ તરીકે આટવિકોને પ્રાણીઓના શિકારથી અને હિંસામય જીવનથી દૂર કરવા ઇચ્છતો હતો, કે પછી એક રાજ્યતંત્ર તેના દ્વારા વગે કરાયેલી જંગલની પેદાશોને જંગલવાસીઓ દ્વારા ખલેલ ન પહોંચે તેની તકેદારી રાખી રહ્યું હતું? કારણ, તે જમાનામાં ભરપૂર અરણ્યભૂમિ અસ્તિત્વમાં હતી, તેથી અરણ્યો જ નષ્ટ થવાનો ડર સેવવાનું તો કોઇ કારણ ન હતું.

અશોક મૌર્યનું અરણ્યવાસીઓ પ્રત્યેનું આ કડક વલણ આગળ જતાં ગુપ્ત સામ્રાજ્યમાં નવો વળાંક લે છે. ઇસુની ચોથી સદીમાં સમુદ્રગુપ્તએ 'આટવિક રાજાઓ' ને એટલે કે જંગલમાંના સમૂહોના મુખિયાઓને પોતાના અંકિત કે સેવક બનાવી લીધા હોવાનું કહેવાય છે. એવું શક્ય છે કે આટવિકો દ્વારા જંગલનો થતો રૂઢિગત વપરાશ એ તેમનો અધિકાર નહિ, પણ માત્ર તેમને મળેલી સવલત રહી હોય. અરણ્યવાસીઓના અરણ્યના ઉપયોગ પર તો બંધનો આવ્યા જ હતાં, એટલું જ નહિ, પણ અંકિત કરી લેવાને લીધે કદાચ તેમની વિશિષ્ટ સમૂહ અથવા સમાજ તરીકેની ઓળખ પણ તૂટી પડી હોય.

વેપારનો વિસ્તાર તેમજ વાણિજ્ય–વિનિમય માટે નવા પ્રદેશો ખોલવા માટે ના માર્ગ અરણ્યની વચ્ચેથી જ પસાર થતા હતા. આ માર્ગોની અને સાથે સાથે કીમતી વનઊપજોની સુરક્ષા માટે અરણ્યવાસીઓને કાબુ હેઠળ લાવવાં તો જરૂરી જ હતાં. પ્રવાસીઓ અને વેપારીઓના કબીલાઓ પર હુમલા કરતાં ટોળાંઓ એ ભારતીય ઇતિહાસનું એક ગૃહીતસત્ય છે. આવા વિસ્તારો જ્યાં જીતી લેવામાં આવ્યા, ત્યાં તે આટવિકોને ચોક્કસપણે સંસાધનો મેળવવા માટે કામે લગાડી દેવામાં આવ્યા. લાકડું તેમજ ખાણોની પેદાશો ભેગી કરવાના કેન્દ્રો (ગોદામો) અરણ્યમાં વધુ ને વધુ ઘૂસણખોરી કરતાં ગયાં.

ગુપ્તકાળથી આગળ જમીનોના અપાયેલા ઇનામોથી કૃષક અર્થવ્યવસ્થા (Agrarian Economy)માં લાવેલા ફેરફારોને રાજકીય અર્થકારણ (Political Economy) માં એક નવીન જ પગલું તરીકે જોવામાં આવ્યું છે. તેનું અરણ્ય અને તેમાં રહેનારાઓ પર શું પરિણામ આવ્યું તે હજુ વધારે તપાસવાની જરૂર છે. આ લોકોને કદાચ જંગલમાં વધુ ઊંડાણમાં ઊતરી જવાની ફરજ પડી હશે. કાં તો, જો તેઓ રાજ્યતંત્રના વધતા અતિક્રમણ અને ખેતીની શરૂઆત સામે હઠથી ટકી રહ્યાં હોય, તો તેમને જાતિવ્યવસ્થામાં જ સમાવી લીધાં હશે.

વિજયી રાજ્યતંત્રના કાજે જેમને વનપેદાશો માટે કામે જોતરાયા હશે તેમને પણ કદાચ આ જ અનુભવવા મળ્યું હશે. આવી નવી જાતિઓ તેમણે કંઇક હદે સાચવી રાખેલી રક્તસંબંધની નિષ્ઠાઓ અને રૂઢિઓથી ઓળખી શકાશે. આ આખી પ્રક્રિયાને ટોળા (tribe) માંથી જાતિ (caste) માં થયેલા અથવા 'જન' માંથી 'જાતિ' માં થયેલા પરિવર્તન તરીકે વર્ણવવામાં આવે છે, પરંતુ તે એક ખરેખર મૂલગામી પરિવર્તનને ઢાંકી દે છે; તે છે પહેલાંના અરણ્યપ્રદેશોમાં હવે ખેડૂત સમાજોનું ઊપસી આવવું. આ પ્રક્રિયામાં આ નવી જાતિઓની આસ્થા અને વિધિવ્યવસ્થામાં હિંદુ પંથોપપંથોના દૈવતોનું એકત્રીકરણ પણ થયું હશે, તેમજ હિંદુ તરીકે કહેવાતી ધર્મપ્રણાલીઓમાં આ અરણ્યના સંપ્રદાયોનું પણ સામેલીકરણ થયું હશે. 'ગ્રામ' સાથેના છેદનબિંદુઓમાંથી 'વન'નું અસ્તિત્વ જે રીતે અંદર ઊતરી આવ્યું તેના આ થોડાક ધૂંધળા એવા રસ્તાઓ છે.

જમીનોના ઇનામો ખેતીપર જ નિર્ભર એવા નાના નાના રાજ્યોની સંખ્યામાં વધારાની સાથે સાથે જ વધતાં જાય છે, કારણ કે સ્થાનિક રાજકુળો અરણ્યની ટોળીઓ સાથેના સંબંધો પણ સૂચવે છે, અને કેટલાંક તો તેમાં પોતાના પૂર્વજો પણ દર્શાવે છે. આનો મતલબ એ છે કે આવા ઇનામદારો અને સાહસિકોએ જંગલના ટોળાંઓના મુખિયાઓના કુટુંબોમાં લગ્નસંબંધ જોડયા હશે. આ પ્રકારની કોઇપણ આંતરપ્રકિયામાં હોય તેમ, જે પરિણામ આવ્યું તે ઘણું ગૂંચવાડાભયુ હતું.

પણ આ પ્રક્રિયા હંમેશા આવી રીતે આટવિકોને એક જાતિમાં ધીમેથી શોષીને સમાવી લેવાની રહી નથી. વાત જ્યારે અરણ્યમાંથી મળતી આવકની હોય ત્યારે તો તે તેમના જીવનપરના હુમલાનું રૂપ લઇ લેતી. મધ્યભારતના ખોહ ખાતે મળતા કેટલાક શિલાલેખો આ પ્રક્રિયાનો ચિતાર આપે છે. ઇ.સ. ૪૭૫માં, બુંદેલખંડમાં રાજ કરતા એક મહારાજા હસ્તિન બ્રાહ્મણોના એક જૂથને એક ગામ ભેટ આપે છે. આ રાજાના કુળનું વર્ણન 'નૃપતિ પરિવ્રાજક' એટલે કે રાજસંન્યાસી તરીકે આવે છે. આ વાત તે પહેલાંનાં કોઇ ભૂમિનાં દાન તરફ આંગળી ચીંધે છે, જે આ કુળના કોઇ પૂર્વજને મળ્યું હશે. જો આ દાન તેમાંથી એક આખું રાજકુળ ઊભું કરવા જેટલું મોટું હોય, તો ચોક્કસપણે તે દાનમાં, ખાસ તો તે વિસ્તારમાંના અરણ્યનો મોટો ભૂપ્રદેશ રહેલો હોવો જોઇએ. વીસ વર્ષ બાદનું બીજું એક તામ્રપત્ર ખોહમાંથી જ મળી આવે છે, જે હસ્તિનના વારસે આપેલું છે. અહીં આ રાજા એવું કહે છે કે એના પૂર્વજ 'ભારદ્વાજ ગોત્ર' ના હતાં, એટલે એ સીધી નહિ પણ આડકતરી રીતે 'બ્રહ્મ-ક્ષત્ર' તરીકેનું સ્થાન સૂચવે છે. સાથે જ તે પોતાની વારસાઇ તરીકે અઢાર 'આટવી રાજ્યો' બતાવે છે, જે તેના વંશે જીતી લીધેલાં છે. વિંધ્ય પરિસરમાં 'ભૂપ્રદેશ'માંથી 'રાજ્યવિસ્તાર', 'વન' માંથી 'ક્ષેત્ર' માં થયેલા પરિવર્તનોનો જ આ એક ભાગ હતો. આ પ્રક્રિયાની વધુ ચકાસણી કરવી જરૂરી છે, જેથી આ બે માંથી દરેકનું બીજામાં સંક્રમણ કેટલું હતું તેનું મૂલ્યાંકન કરી શકાય, અને આ પરિવર્તનમાં એકબીજા સાથે કેટલી હદે સમજૂતી હતી અને ક્યાં એકબીજા સામે સંઘર્ષ હતો તે નક્કી કરી શકાય.

*જંગલન રાજા આમુ*
*જંગલમાં રાજા આમું આદિવાસી રા...*
*ઘામ કાડૂ મહેનત કરું*
*બોયડા ખેડૂ ખરબા ખેડૂ*
*ઘોમો ઘોમો કામે કરું*
*જંગલમાં રાજા આમુ આદિવાસી રા...*
*ખેતે ખેડૂ, ખોડો કાડૂ*
*દગદા ચુટૂ ગુટા ચુટૂ*
*પુતા પુતા દાણા ભરું*
*જંગલમાં રાજા આમુ આદિવાસી રા...*
*કુકટ કુણીન ખાણુ ની*
*ચુરી કુણી કરી ની*
*સાવકારીહી લાથ મારુ રા*
*જંગલમાં રાજા આમુ આદિવાસી રા...*

**સંકલક : સુભાષ પાવરા, રાડીકલમ**

અહીં થી એક સદી પછી, બાણભટ્ટના 'હર્ષચરિત' માં વિંધ્યમાંના એક અરણ્યનું વર્ણન આવે છે, જ્યાં રાજા હર્ષ એની બહેનની શોધમાં જાય છે. પહેલાં મહાકાવ્યોમાં દેખાતી અરણ્યની જે વિભાવનાઓ હતી કે જે શિકાર, આશ્રમ અને દેશનિકાલ એ ત્રણપર કેંદ્રિત રહી હતી, તે હવે વસાહતના માનસમાં એક દૂરસ્થ સ્મૃતિ બનીને રહી છે. અરણ્યમાંનાં ગામડાંઓને બાણભટ્ટ મોટાં અને ભર્યાં ભર્યાં ('large and wellstocked') તરીકે વર્ણવે છે. ગાયોના ગભાણોની સાથે સાથે હવે ત્યાં ડાંગરના ખેતરો અને શેરડીની વાડીઓ પણ છે જ્યાં ખેડૂત કુટુંબો રહે છે. લુહારો કોલસા માટે લાકડું ભેગું કરે છે; શિકારીઓ, પારધીઓ પણ પોતાના કામે લાગેલા છે. બીજાં કેટલાંક જંગલની પેદાશો લઇને સામે આવે છે – ઝાડની છાલ, શીમળાના વૃક્ષનું રૂ, શણ અને તેના રેસા (flax and hemp), મધ, કમળની દાંડીઓ, અને મીણ. સ્ત્રીઓ રાનના ફળોની ટોપલીઓ ભરી બાજુના ગામમાં વેચવા માટે જાય છે. અર્થવ્યવહારની રીતે જોતાં આ દશ્ય મહાકાવ્યોથી એકદમ અલગ જ દેખાઇ આવે છે. હવે અહીં રાક્ષસોનો કે અપ્સરાઓનો ઉલ્લેખ ભાગ્યે જ આવે છે. આ એ જ વિંધ્યનું અરણ્ય છે,

જેમાં મહાકાવ્યોના નાયકો તેમના દેશવટા કે 'વનવાસ' દરમ્યાન ભટકતા હતા.

અને પેલા 'આટવિકો' - અરણ્યવાસીઓનું શું? વિંધ્યના પ્રદેશમાં પ્રવાસ કરતા રાજા હર્ષનો ત્યાંના સબર (શબર) મુખિયાના ભત્રીજા જોડે પરિચય કરાવવામાં આવે છે. આ માણસનું વર્ણન 'કાળો, લોહી ઊતરી આવેલી આંખોવાળો, ચપટું નાક, જાડો નીચલો હોઠ અને ઊપસી આવેલા ગાલના હાડ ધરાવતો, ચાલે તો જાણે કોઇ તમાલવૃક્ષ, કાં તો કાજળનો પૂતળો, કાં તો વિંધ્ય પર્વતનો લોખંડી પત્થર પીગળેલો હોય એવો લાગે' એ રીતનું આવે છે. પણ સાથે એવું પણ કહેલું છે કે તેને જંગલનાં એકેએક પાંદડાની જાણકારી છે. આ વર્ણન આ પહેલાં આવેલા નિષાદ, ભિલ, પુલિંદ અને બીજા અરણ્યવાસીઓનાં વર્ણન સાથે મેળ ખાતું છે. ટૂંકમાં, આવું વર્ણન હવે બીબાંઢાળ (stereo-type) બની ચૂક્યું છે. શું એ સાચા વાસ્તવિક વર્ણન તરીકે લઇ શકાય?

આ બીબાંઢાળ પુરાણકથાઓમાં પણ પ્રવેશી ગયું છે. ધરતી પરના સૌ પહેલા રાજા અંગેની પુરાણકથા પણ અરણ્યવાસી અને ખેડૂત વચ્ચેના અંતર પર ભાર મૂકે છે. બ્રાહ્મણગ્રંથોમાં એક માટે (અરણ્યવાસી માટે) ધિક્કાર વ્યક્ત થાય છે, તેનાથી બિલકુલ વિરુદ્ધ બીજા માટે (ખેડૂત માટે) સ્તુતિગીતો ગવાય છે. આમ, એક પુરાણકથામાં જ્યારે રાજા વેણ બ્રાહ્મણોનો વિરોધ કરે છે અને યજ્ઞવિધિઓ બંધ કરાવે છે, ત્યારે તેઓ તેના પર હુમલો કરે છે અને તેને મારી નાંખે છે. હવે રાજાવિના એ રાજ્યમાં અંધાધૂંધી સર્જાય છે, માટે ત્રાસી જઇને તેઓ વેણના શબની ડાબી જાંઘ હીંચોળે છે. તો તેમાંથી એક વામણો, ઠીંગણો, કદરૂપો, કાળો, ચપટુંનાક અને રતાશ ધરાવતી આંખોવાળો માણસ નીકળી આવે છે. એને રાજ્ય કરવા માટે અપાત્ર ઠેરવવામાં આવે છે અને 'નિષાદ' એવું નામ આપીને જંગલમાં હાંકી કાઢવામાં આવે છે, ત્યાં એ ડૂબે કે તરે. 'નિષાદ' એ આગળ જતાં ભિલ અને શબરોની જેમ જ, જંગલમાં વસતા લોકો માટેનું એક જાતિવાચક નામ બની ગયેલું છે. પછી જો કે, વેણના જમણાં બાહુમાંથી એક ઊંચો, દેખાવડો માણસ - પૃથુ - નીકળી આવે છે જે ખેતી અને પશુપાલન શરૂ કરાવે છે. આમાંથી ઉત્પન્ન થતી સમૃદ્ધિથી ધરતી એટલી તો ખુશ થઇ જાય છે કે તે એનું જ નામ સ્વીકારી લે છે અને હવે 'પૃથ્વી' કહેવડાવે છે. આ આખી પ્રતિમાસૃષ્ટિમાં 'સભ્ય' અને 'રાની' વચ્ચેનો એક સંપૂર્ણ વિરોધ અભિપ્રેત છે. આ વિરોધ આમ તો નવો નથી જ. કારણ કે શબરનું આ વર્ણન 'રાક્ષસ' ને જ મળતું આવે છે. પણ હવે તેની સાથેનો નાતો બદલાઇ ચૂક્યો છે. આ શબર નો ડર રાખવાનું તો હવે કોઇ કારણ નથી જ, પણ એને એ પણ ભૂલવા દેવાય તેવું નથી કે એણે હંમેશા 'અંકિત' (subservient) રહેવાનું છે.

અને આમ આ વાર્તા છેક આજના સમય સુધી ચાલતી આવે છે. આ બધી જ વિભાવનાઓ એક સંમિશ્ર સ્વરૂપે પ્રવર્તતી રહે છે, પણ તેમાંથી કેટલીક મોટા ભાગે સુપ્ત રહીને કયારેક અચાનક નાટકીય રીતે ઉપર તરી આવે છે. જેમ કે, મહાકાવ્યો આજે પણ ગવાય છે અને તેમની વાર્તાઓના બહુવિધ, એકબીજાથી અલગ એવા કેટલાંય સ્થાનિક સંસ્કરણો લોકસાહિત્યમાં જન્મેલાં છે. તેમાંની પ્રતિમાસૃષ્ટિ કોઇકવાર મૂળ વર્ચસવાદી મહાકાવ્યમાંની પ્રતિમાસૃષ્ટિ સાથે મળતી પણ આવે છે; પણ મોટા ભાગે તે મૂળ કૃતિ થી વિરુદ્ધ, અને કયારેક તેને પડકારતી પણ જોઇ શકાય છે. ભારતનો ઇતિહાસ આપણને અરણ્ય અને તેમાં રહેનારાઓ અંગેની વિભિન્ન વિભાવનાઓ પૂરી પાડે છે. આવી વિભાવનાઓ અને સંકલ્પનાઓ સમય સાથે બદલાતી જાય છે. ઘણા પ્રસંગોમાં, આપણને અરણ્યના એ મૂળ રહેવાસીઓ કોણ હશે તે જાણવા મળતું જ નથી, કેમ કે તેમની પુરાણકથાઓ તો ખૂબ મોટા પાયે સ્થળાંતરો અને પ્રજાની હેરફેર સૂચવે છે. હવે તો એ અરણ્યની અને વસાહતની પુરાણકથાઓનું સાથે ગૂંથાઇ જવાનું પણ સૂચવવા માંડી છે. વસાહત ના દષ્ટિકોણમાં મળતી પ્રતિમાઓ અને ખુદ અરણ્યવાસીઓની સ્વ-પ્રતિમાઓ એ બે ને સામસામે મૂકીને કદાચ આ વિભાવનાઓ અંગે પરસ્પરસંવાદ પ્રોત્સાહિત કરી શકાય.

આપણે એવું નથી કહી શકતા કે ભારતીય પરંપરાએ અરણ્યનું રૂપાંતર કરવાનો પ્રયાસ કર્યો. અથવા તો પર્યાવરણ અંગેની સમજ ઘણી ઓછી હતી અને તેથી અરણ્યોનો નાશ કરવામાં આવ્યો. અમુક સમયે અરણ્યોનો વિનાશ પણ

કરવામાં આવ્યો, અને અમુક સમયે તેમનું જતન-સંવર્ધન પણ કરવામાં આવ્યું - ભલે કોઇપણ કારણસર હોય, પણ એ કારણ જાણી-સમજી લેવું આપણા લાભમાં રહેશે.

જો કે, દેખીતી રીતે જ, વન અને ક્ષેત્રમાં રહેલ આ ભેદ-વિરોધ સમજી લીધા બાદ પણ તેમની પરસ્પરપૂરકતા તો તરી આવે છે જ. ઇતિહાસમાં તેમની રહેલી ભૂમિકા, તેમની વચ્ચે થયેલી આંતરપ્રક્રિયા અને કોઇપણ એકની પ્રતિમાસૃષ્ટિ એ બીજાની પુનર્રચના માટે આવશ્યક બની રહે છે. કોઇપણ એકની અનુપસ્થિતિ બીજાંની વાસ્તવિકતાને જ ડહોળી નાંખે છે.

અંગ્રેજીમાંથી અનુવાદ
અરુણા જોશી

# આદિવાસી સમસ્યાઓની ઉત્પત્તિ

વિદ્યુત જોષી

સુરત ખાતેના સેન્ટર ફોર સોશિયલ સ્ટડીઝના ભૂતપૂર્વ નિયામક, તેમજ ભાવનગર યુનિવર્સિટીના ભૂતપૂર્વ કુલપતિ અને જાણીતા સમાજશાસ્ત્રી ડૉ. વિદ્યુત જોષી હાલમાં સી.એસ.એસ ખાતે સીનિયર ફેલો તરીકે કાર્યરત છે. તેમના કેટલાંય પુસ્તકોપૈકી 'ટ્રાયબલ સિચ્યુએશન ઇન ઇન્ડિયા' (સંપાદિત, રાવત, જયપુર, ૧૯૯૮)માંથી નીચેનો લેખ અનુવાદિત કરેલો છે.

એમ કહી શકાય કે, આપણા બંધારણની મૂળ લાક્ષણિકતાઓ આપણા સમાજની આધુનિકતા કે પરિવર્તનની દિશામાં ગતિ સૂચવે છે. આપણો સમાજ એક જાતિ વિહોણો, બિનસાંપ્રદાયિક, લોકતાંત્રિક અને સમાજવાદી વિચારધારાનો સમાજ છે. આ દિશા અંગે જ સવાલ પણ કોઇ ઉઠાવી શકે છે. પરંતુ તે ચર્ચા માટે એક જુદી બાબત બની શકે. જ્યાં સુધી આ લેખને સંબંધ છે ત્યાં સુધી આ પ્રકારની દિશા એ ચર્ચા માટે એક આરંભબિંદુ બને છે કે આપણે કેવી રીતે આદિજાતિઓની સમસ્યા સર્જી છે.

આ પરથી બીજો મુદ્દો ઊભો થાય છે તે એ કે, આ પ્રકારનું પરિવર્તન પ્રત્યક્ષમાં ઊતારવા માટે આપણે આપણી નીતિઓ અથવા કાર્યક્રમોને આકાર આપ્યો છે, અથવા આપવાનો થાય છે. આ દષ્ટિબિંદુથી જ આપણે આપણી સફળતા-નિષ્ફળતા નક્કી કરીએ છીએ. અહીં મહત્ત્વની વાત એ છે કે, ભલે ને ઔપચારિક રીતે જ, પણ આપણું બંધારણ દરેક નાગરિકને સમાન ગણે છે. કાયદાકીય અને પ્રશાસકીય ઢાંચાને, શૈક્ષણિક સંસ્થાઓની જાળને અને વિકાસને લગતી નીતિઓને પણ સામાન્ય રીતે આદિવાસી સમાજ માટે અનુકૂળ ગણવામાં આવે છે. જરૂર, આદિવાસીઓ ભારતીય સમાજનો ભાગ છે અને સભાન રીતે બદલાવ અને આધુનિકતાને સ્વીકારતા ભારતના સમાજની સામાન્ય સમસ્યાઓ તેમને પણ લાગુ પડે જ. પરંતુ આ વિશાળ ઢાચામાં તેઓ એક ખાસ વર્ગ બનીને આવે છે, અને સમસ્યા આ ખાસ વર્ગની પ્રકૃતિ અને લાક્ષણિકતાને લીધે ઊભી થાય છે. કદાચ આ મુદ્દા પર નૃવંશશાસ્ત્રીઓ અને સમાજશાસ્ત્રીઓ વચ્ચે કોઇ સહમતિ નથી. તેથી ખાસ કરીને 'આઝાદીની પ્રાપ્તિ પછીના ભારતના વિચારશીલોના મનમાં જે સમસ્યા છે તે એ કે ''ભારતદેશના પરિપ્રેક્ષ્યમાં આદિવાસી લોકોનું સ્થાન શું હોવું જોઇએ, અને સામાજિક, આર્થિક, સાંસ્કૃતિક અને રાજકીય રીતે બીજા લોકોની સમાંતરે એમને કેવી રીતે લાવી શકાય અને કેવી રીતે તેમનો વિકાસ થવો જોઇએ.'' આઝાદી ના પરોઢિયે આ બાબત પર વિવિધ ચર્ચાઓ થઇ હતી. અલગતા, સમાવેશ અને સમન્વય (isolation, assimilation, integration) એવા ત્રણ જુદા જુદા રસ્તાઓ આગળ મૂકવામાં આવ્યા. આદિજાતિના વિકાસ નીતિ માટે સ્વ. પંડિત જવાહરલાલ નહેરુએ સમન્વયનો માર્ગ અપનાવવાની યોજના હાથ ધરી. આમ બંધારણની જોગવાઇથી અલગ આદિવાસી યોજના એ સ્વ. પંડિત જવાહરલાલ નહેરુની દેન છે. તેમણે આદિવાસી પંચશીલ તરીકે ઓળખાતા પાંચ સિદ્ધાંતોની ભલામણ કરી. આદિવાસી વિકાસની આપણી વિવિધ યોજનાઓને અને ગતિવિધિઓને, આદિવાસીઓને મુખ્ય પ્રવાહમાં સમાવવાના તેમજ તેમને અન્ય લોકોની સમાંતર લાવવાના દષ્ટિકોણ પર આધારિત માનવામાં આવે છે. જરૂરથી કોઇ આ કહેવાતા મુખ્ય પ્રવાહ વિશે પ્રશ્ન ઉઠાવી શકે, અને એ ઉઠાવવા જેવો પણ છે. પણ અત્યારે આપણે એની વાત કરવી નથી.

જોકે આપણે સ્વીકારવું જોઇએ કે ''આદિવાસી વિકાસ માટેના ભારતીય પ્રયોગને મૂળ નિવાસીઓ સાથેના વ્યવહારના ત્રીજા વિશ્વના (અવિકસિત દેશોના) પરિપ્રેક્ષ્યમાં અજોડ રીતે વધાવવામાં આવ્યો છે. માટે એ પ્રક્રિયા તરફ સમતોલ રીતે જોવું

પડશે.'' એક બાજુ આદિવાસીઓ પૂર્ણ નાગરિક બન્યા છે. તેઓએ તેમની ઓળખ ટકાવી રાખી છે. તેઓએ તેમના જન્મ મરણનો દર ટકાવી રાખ્યો છે, તેઓ ખતમ થયાં નથી. જો આપણે આને એકતાની પ્રક્રિયાના એક ભાગ તરીકે ગણતા હોઇએ તો શા માટે ઉત્પત્તિનો પ્રશ્ન આપણા અનુભવના ચાર દાયકા પછી ફરીથી ઊભો થયો? આપણી આદિવાસી વિકાસની યોજના અને કાર્યક્રમો એવી ધારણા રાખે છે કે બધા જ આદિવાસીઓ વિકાસ કરશે અને કહેવાતા 'મુખ્ય પ્રવાહ'માં પોતાની જાતને 'ભેળવી દેશે.' આ એક પ્રતીકાત્મક રીતે જ બન્યું છે. મોટાભાગના સંશોધકો આ બાબત પર સહમત થાય છે કે આયોજિત આદિવાસી વિકાસના પરિણામે આદિવાસીઓ વચ્ચે બિનસાંપ્રદાયિક રૂપનું વિભાજન કે તિરાડ પડી છે. અને માત્ર એક નાનો ભાગ જ આદિવાસી વિકાસના કાર્યક્રમોનો લાભ લેવા સમર્થ બન્યો છે. આમ થવાથી સવાલ એ ઊભો થાય છે કે આપણે ક્યાં ખોટા પડયા છીએ? કેટલીક વખત લોકો એવું માનતા કે બિનકુશળ અને ભ્રષ્ટ નોકરશાહીનું આ પરિણામ છે કે કાર્યક્રમોનો સારી રીતે અમલ થતો નથી. આદિવાસી વિકાસ માટે આપણે ખાસ વહીવટી માળખું સર્જ્યું અને આપણે જાણીએ છીએ કે તેણે વધુ સારા પરિણામો બતાવ્યા નથી. કેટલીક જગ્યાએ વિવિધ પ્રકારની આદિવાસી સહકારી મંડળીઓ આકાર પામી હતી. શરૂઆતમાં તેમણે સારી રીતે કામ કર્યું. પરંતુ તેના ફાયદાઓ આદિવાસીઓના નીચલા વર્ગ સુધી પહોંચી શક્યા નહીં. સ્વૈચ્છિક પ્રયત્નો દ્વારા થયેલ આદિવાસી વિકાસના પ્રયોગો અમુક કિસ્સાઓમાં જ સફળ સાબિત થયા છે. બીજી તરફ, જમીન હસ્તાંતરણો પહેલેથી જ કંગાળ આદિવાસીઓને તેમના ગામડાઓમાથી બહાર ધકેલે છે, અને ઋતુ પ્રમાણે સ્થળાંતર કરનાર આદિવાસીઓના ટોળેટોળાં કામની શોધમાં દરદર ભટકે છે. મોટે ભાગે તેમની ઇચ્છાવિરુદ્ધ જમીનને પ્રાપ્ત કરીને બંધો બનાવવામાં આવ્યા છે. આદિવાસીઓએ તેમના રહેઠાણ, વતન અને સમાજ ગુમાવ્યાં છે, જે આત્યતિક ગરીબી, તેની સાથે આવતી જ બધી ખામીઓ અને રોગ, તથા માનસિક ભાર અને તણાવમાં પરિણમી. અધિકૃત અને બિનઅધિકૃત જંગલ કટાઇથી બહારના લોકોને ઘણો ફાયદો થયો છે, જ્યારે આદિવાસીઓ તેમના પર્યાવરણની નાબુદીનો સામનો કરે છે. આ બાબત આપણને આદિવાસી સમસ્યાઓ વિશેની આપણી મૂળ ધારણાઓ તરફ ફરી જોવા માટે બાધ્ય કરે છે. શું આદિજાતિ એ ખાસ વર્ગ છે? જો છે તો ક્યા પ્રકારનો? આદિવાસી- બિનઆદિવાસી સંબંધોની પ્રકૃતિ શું છે? શા માટે તેઓ પછાત છે? શું આ આદિવાસી પછાતપણું સાંસ્કૃતિક છે?

## પછાત જાતિ અને તેનો ભારતીય સંદર્ભ

'Tribe' શબ્દ સામાન્ય રીતે, ''સામાજિક રીતે એકાત્મ એકમ માટે વપરાય છે, જે એક પ્રદેશ સાથે જોડાયેલો છે અને જેના સભ્યો પોતાને રાજકીય રીતે સ્વતંત્ર સમજે છે''. મોટા ભાગે આ જાતિ, પોતાની ખાસ બોલી અને પોતાની અલગ સાંસ્કૃતિક લાક્ષણિકતાઓ ધરાવે છે. ''એક મુખી કે વડાના વડપણ હેઠળ પ્રારંભિક અને અસભ્ય અવસ્થામાં જીવતા લોકોનો પ્રાથમિક કક્ષાનો સમૂહ દર્શાવવા માટે પાશ્ચાત્ય નૃવંશશાસ્ત્રીઓએ primitive tribe શબ્દનો હંમેશા ઉપયોગ કર્યો હતો. કેટલાંક નૃવંશશાસ્ત્રીઓએ 'ટ્રાઇબ' ને સમાજની ઉત્ક્રાંતિની શરૂઆતના તબક્કાના લોકો ગણાવ્યાં છે. આ બાબત એક પ્રકારનો નૈતિક વળાંક આપે છે કે, આદિવાસીઓ હજુ વિકાસ કરે છે અને સભ્ય બની રહ્યાં છે. તેથીજ, તેમને 'પ્રારંભિક સમાજ', 'અસભ્ય સમાજ' અથવા 'પુરાતન સમાજ' તરીકે પણ ઓળખાવવામાં આવ્યું. આ પ્રકારના નૈતિક સૂરને પાછળથી 'રાજ્યપૂર્વ સમાજ', 'અક્ષરપૂર્વ સમાજ', 'લોકસમૂહ' અથવા 'સાદા સમાજ' જેવી સંજ્ઞાઓ વાપરીને હળવો કરવામાં આવ્યો. ઉત્ક્રાંતિના માર્ગવાળા આ બધાજ શબ્દોએ એવું સૂચવ્યું કે, આદિવાસીઓ બીજા વિકસિત સમૂહોની સરખામણીમાં પછાત છે. આ દિશામાં, આદિવાસી વિકાસ નો અર્થ રાજ્યપૂર્વ સમાજમાંથી રાજ્યસમાજમાં રૂપાંતર અને સામાન્યમાંથી જટિલ સમાજમાં રૂપાંતર એવો થાય છે.

એક આદર્શ પ્રકારની 'ટ્રાઇબ' (ટોળાં) ને સામાજિક રીતે એક જ જાતિના એકમ તરીકે ગણાવી શકાય કે જે પોતાની બોલી, પોતાની રાજકીય અને સાંસ્કૃતિક સંસ્થાઓ પ્રણાલી અને પ્રદેશ ધરાવે છે, જે બાહ્ય પ્રભાવોથી તેને અલગ

તારવે છે. ઉત્ક્રાંતિવાદી વિચારધારાના શરૂઆતના બ્રિટિશ નૃવંશશાસ્ત્રીઓએ આદિવાસીની આ પ્રકારની 'આદર્શરૂપ' ધારણા બનાવી હતી, જે તેમણે ત્યારે અભ્યાસ કરેલી કેટલીક આફ્રિકન, અમેરિકન અને ઓસ્ટ્રેલિયન જાતિને લાગુ થતી હતી. આ પ્રકારની ધારણા તેમના સાંસ્કૃતિક વર્ચસ્વ અને વસાહતી હિતો માટે અનુરૂપ હતી. ભારતીય ભાષામાં 'ટ્રાઇબ' માટે કોઇ સમાનાર્થી શબ્દ નથી. એનો અર્થ એવો થાય છે કે, બ્રિટીશ પૂર્વેના યુગમાં આદિવાસી-બિનઆદિવાસી જેવું વર્ગીકરણ અસ્તિત્વમાં ન હતું. આ ભૂમિકા સાથે જ્યારે અંગ્રેજ વિદ્વાનોએ ભારતનો અભ્યાસ કરવાની શરૂઆત કરી ત્યારે તેઓ ભારતીય સમાજને જુદી જુદી 'ટ્રાઇબ્સ' નો બનેલો સમાજ કહેવા માંગતા હતા. કલકત્તા યુનિવર્સિટીનો એક પી.એચ.ડી. નો થિસિસ ''પ્રાચીન ભારતની કેટલીક ક્ષત્રિય આદિજાતિઓ'' એવો હતો. પરંતુ તેમનાં પોતાના ધોરણો પ્રમાણે અમુક સારી રીતે 'સુસંસ્કૃત' વર્ગોનું અસ્તિત્વ અને ભારતીય દ્વીપકલ્પના સાંસ્કૃતિક વૈવિધ્યને જોતાં અંગ્રેજ વિદ્વાનો સમસ્ત દ્વીપકલ્પને 'tribal' તરીકે ન વર્ણવી શક્યા. અમુક ચોક્કસ સમૂહોને ટોળું (tribe) કહી શકાય કે જાતિ (caste) કહી શકાય તે વિશે તેઓ દુવિધામાં હતા. લથામ (Latham) સિંધ અને પંજાબના અમુક વર્ગોને 'ટ્રાઇબ' તરીકે ગણાવે છે. તે લેપચા અને કિરાતને નેપાળી 'ટ્રાઇબ' તરીકે વર્ણવે છે. જ્યારે, ગુજરાતની જાતિઓનો અભ્યાસ કરતી વખતે તેઓ ચોક્કસ ન હતા કે મેમણ, ખોજા, સિદ્દી, આહિર, રબારી અને અમુક આવા સમૂહો 'ટ્રાઇબ' છે કે નથી. તેથી તે તેમનું માત્ર વર્ણન જ કરે છે. પોતાની માન્યતાપ્રાપ્ત કૃતિ 'Tribes & Castes of Bombay Presidency' માં ઇન્થોવન પણ 'Caste' (જાતિ) અને 'Tribe' (ટોળાં) વચ્ચે ઝાઝો સ્પષ્ટ ભેદ કરી શકતા નથી.

જેના માટે લગભગ ભારતની બધી જ ભાષાઓમાં કોઇ સમાનાર્થી શબ્દ ન હતો તેવા 'Tribe' નામના એક વર્ગનું સર્જન કરી રાષ્ટ્રીય ઓળખ નાબુદ કરવા માટે ભારતના રાષ્ટ્રવાદીઓએ નૃવંશશાસ્ત્રીઓ પર આક્ષેપ મૂક્યો. તેમ છતાં એ નોંધવું જોઇએ કે નૃવંશશાસ્ત્રીઓ નહીં, પરંતુ કલોનિયલ અધિકારીઓએ આદિવાસી બાબતમાં સલાહકાર, સંશોધક તેમજ વહીવટકર્તાની મહત્ત્વની ભૂમિકાઓ ભજવી છે. જી. એસ. ઘુર્યેના કહેવા મુજબ, ''૧૮૯૧ના વસ્તીગણતરીના અહેવાલમાં બેઇન્સે જાતિઓને તેમના પરંપરાગત વ્યવસાય પ્રમાણે ગોઠવી. ખેતી કરનાર કે ગામડાની જાતિના વર્ગ હેઠળ તેને એક પેટા-મથાળાની રચના કરી એને 'વનવાસી જાતિઓ' (forest tribes) એવું નામ આપ્યું. તે પછીના, ૧૯૦૧ અને ૧૯૧૧ના બે વસ્તીગણતરીપત્રકોમાં હર્બર્ટ રીલેએ અને સર ઇ.એ. ગેઇટે તેમાં કહેવાતા 'પ્રકૃતિપૂજકો' નો સમાવેશ કર્યો. ડૉ.હટને ૧૯૩૧ના વસ્તીગણતરીપત્રકમાં બેઇન્સને અનુસર્યો, પણ 'forest tribe' ની જગ્યાએ 'primitive tribe' શબ્દ લીધો.'' અહીં એ યાદ રાખવા જેવું છે કે અંગ્રેજો દ્વારા બનાવવામાં આવેલી 'tribe' ની કેટેગરીનો અસ્વીકાર એકમાત્ર ઘુર્યે એ જ કર્યો, પરંતુ તેમના અંગ્રેજ સમકક્ષોના પ્રભાવ હેઠળ મોટાભાગના ભારતીય શિક્ષણપ્રેમીઓએ 'tribe' ની ઉત્ક્રાંતિવાદી વિભાવનાનો સ્વીકાર કર્યો. તેમ છતાં જ્યારે કોઇ સમૂહને પછાત જાતિનું નામ આપવાના હેતુસર પછાત જાતિના લક્ષણોને નક્કી કરવાની વાત આવી ત્યારે કોઇ સર્વસંમતિ ન સર્જાઇ. ખાસ કરીને બિન-આદિવાસીઓ સાથેના તેમના સંબંધોના પરિપ્રેક્ષ્યમાં ભેદોનું પ્રમાણ એટલું બધું વૈવિધ્ય બતાવે છે કે ભારતના આદિવાસીઓની એક આદર્શ પરિકલ્પના કરવી ખૂબ મુશ્કેલ, લગભગ તો અશક્ય છે. તેમની ભૂતકાળની અને વર્તમાનની જીવનશૈલીમાં એટલી મોટી વિભિન્નતાઓ છે કે તેમનું વર્ગીકરણ કરવાનો કોઇપણ પ્રયત્ન એની સંપૂર્ણ સમજના અભાવે ગૂંચવાયેલો રહેશે.

પરંતુ એક બાબત ચોક્કસ છે કે થોડા સમૂહોને બાદ કરતાં બધાજ આદિવાસીઓને બિનઆદિવાસીઓ સાથે સંબંધ હતો. એ સંબંધનો પ્રકાર અને પ્રકૃતિને મૂલવવાની જરૂરિયાત છે. આ લેખના પાછલા ભાગમાં આ મુદ્દાની વાત કરીશું.

આદિવાસીઓની એક યોગ્ય પરિભાવનાના અભાવે આપણે ડુંગરાઓમાં અને જંગલોમાં રહેતા અમુક સામાજિક સમૂહોની મનસ્વી રીતે પસંદગી કરી લીધી છે- અને બંધારણે નક્કી કર્યા મુજબ તેમના માટેના અમુક ખાસ કાર્યક્રમોના હેતુ માટે આપણે તેમને 'scheduled tribe' તરીકે ઓળખાવી છે. વિવિધ સામાજિક સમૂહોનો અનામતમાં સમાવેશ કેવી રીતે થયો તેની વાત ખૂબ પ્રચલિત છે, એના પુનરાવર્તનની જરૂર નથી. એ તાતી જરૂરિયાત હતી અને ખાસ કાર્યક્રમો આપી અમુક

સમૂહો નીમવાનું તાત્કાલિક જરૂરી હતું. પણ પશ્ચિમી નૃવંશશાસ્ત્રીઓએ નક્કી કરેલા પછાત જાતિઓની લાક્ષણિકતાઓ દબાણપૂર્વક ભારતના 'શેડ્યુલ ટ્રાઇબ્સ' ની ઉપર ઠોકી બેસાડવાની આપણા રાજકર્તાઓ અને વિદ્વાનો માટે તો જરૂરી નહતું.

આ હોવાથી આજે સમાજના વૈજ્ઞાનિકો, પછાત જાતિ એકલવાયી, એક સરખી, સ્વતંત્ર સામાજિક એકમ હોવાના બ્રિટિશ અભ્યાસુઓના ખ્યાલથી દૂર ખસ્યા છે. હવે તેઓ આદિવાસીઓને બિન-આદિવાસીઓના સંદર્ભે જુએ છે. ક્રમશઃ આ પ્રકારનું પરિવર્તન આદિવાસી સમસ્યાઓ તરફની આપણી સમૂળગી દૃષ્ટિ બદલી નાંખે છે.

ભારત એક ખૂબ એક જટિલ સમાજ છે. બહુવિધ સમાજનું એ ઉત્તમ ઉદાહરણ નથી, કારણ કે જ્યારે સંસ્કૃતિ, ધર્મ, જાતિ અને જાતિગત વાસ્તવિક્તા અને વંશના આધાર પર લોકસમૂહોમાં પડતા ભેદો અને વિભાજનો પર અનેકતાવાદ ભાર મૂકે છે, ત્યારે અનેક પ્રકારની વિવિધતા વચ્ચે પણ અહીં સાંસ્કૃતિક એકતા, પરસ્પર સંબંધ, પરસ્પર અવલંબિતા અને અમુક સામાન્ય પ્રતીકોની બાબતે સહભાગિતાનો એક સર્વવ્યાપી ભાવ રહેલો છે. આદિવાસીઓ વેગળા ન હતા, તેમની કહેવાતી એકલતા જ પક્ષપાતી અને તુલનાત્મક હતી, અને આખા ઇતિહાસ દરમિયાન ભારતીય સંસ્કૃતિવિશ્વના તેઓ ભાગરૂપ હતા. તેઓ આ વિશાળ સંસ્કૃતિના અંગ હતા, અને તે જ સમયે તેઓ જુદા હતા. સામાન્ય રીતે તેઓ જાતિ આધારિત ઉચ્ચનીચતાના અંગ ન હતા. તેઓ 'સનાતન ધર્મ' ના અંગ પણ ન હતા.

**આદિવાસીઓની સમસ્યાની પ્રકૃતિ**

આદિવાસી સમસ્યાને બિનઆદિવાસી સંદર્ભ છે. તેઓને જીવનના બધા જ તબક્કામાં તુલનાત્મક રીતે પછાત ગણવામાં આવે છે. હવે પ્રશ્ન છે કે આ પછાતપણું ક્યા પ્રકારનું છે? આપણે જે દૃષ્ટિકોણ અપનાવીએ તેના પર આધારિત વિવિધ રીતે, 'પછાતપણું' અને 'આદિવાસી પછાતપણાં' ને મૂલવવામાં આવ્યું છે. પછાતપણાની બધી જ વિભાવનાઓ વિકાસ અને પછાતપણાનાં મનસ્વી મુદ્દાઓ પર આધારિત છે. તેમ છતાં, આપણે કેટલાક દૃષ્ટિકોણ તરફ નજર કરીએ.

શિષ્ટ નૃવંશશાસ્ત્રીઓ પછાતપણાને સંસ્કારના સંદર્ભે મૂલવે છે. સંસ્કૃતિના વિકાસના દૃષ્ટિકોણથી જોતાં 'પ્રાથમિક' અને 'સભ્ય' એ સંજ્ઞાઓમાં, 'સાદા' અને 'જટિલ' સમાજમાં, 'વિખરાયેલી' અને 'ગીચ' વસતિમાં, અને સૌથી વિશેષ તો 'રાજ્ય-પૂર્વ (સ્વતંત્ર) સમાજ' અને 'સુવિકસિત રાજ્યતંત્ર ધરાવતા સમાજ' માં દેખીતું અંતર છે. આ પ્રકારનો ઉત્ક્રાંતિવાદી દૃષ્ટિકોણ આર્થિક વિકાસના જુદા જુદા તબક્કાઓનો ચિતાર આપે છે જેનાપર જુદી જુદી સભ્યતાઓને ગોઠવી શકાય.

આદિવાસી પછાતપણાને આ સંદર્ભે, 'પ્રિમિટિવ' ગણવામાં આવે છે, કારણ કે તેઓ વિકાસના નીચલા તબકકામાં હોવાનું માનવામાં આવે છે. એવું પણ માનવામાં આવે છે કે જો આદિવાસીઓ વિકસિત સંસ્કૃતિના સંપર્કમાં મૂકવામાં આવે તો તેઓ શીખશે અને વિકાસ પણ કરશે. સંસ્કૃત જગત ના લોકો એક પ્રકારે પરિવર્તનના માધ્યમ બનીને આદિવાસીઓના સંપર્કમાં આવે છે.

આદિવાસીઓને 'ભારતીય સંસ્કૃતિના મુખ્ય પ્રવાહમાંથી વિખ્ટા પડેલા' ગણાવીને કેટલાંક લોકોએ એવો અભિપ્રાય આપ્યો છે કે આ અલગતા નાબૂદ થવી જોઇએ જેથી બિનઆદિવાસીઓ સાથેના સાંસ્કૃતિક સંપર્કો તેમને તેમનું પછાતપણું દૂર કરવામાં મદદ કરશે. ભારતના અમુક નૃવંશશાસ્ત્રીઓએ વિકાસનો માપદંડ કે સીડી (scale) તૈયાર કરવાનો પ્રયત્ન કર્યો છે અને જુદા જુદા આદિવાસી સમાજને માપણી પછી આ માપદંડ પર ક્યાંક મૂકયાં છે. આદિવાસી વિકાસના બધા જ કાર્યક્રમોમાં એવી મૂળ ધારણા છે કે વિકાસનું આયોજન આદિવાસીઓને મદદ કરશે. આટલું જ નહીં પરંતુ કેટલાક ઓફિસરો એવું માને છે કે આદિવાસીઓનો વિકાસ કરવા તેઓ ઊભા છે. પણ આ તો અંશમાત્ર જ થયું છે. બીજી રીતે, બિનઆદિવાસી લોકોના હસ્તક્ષેપને કારણે ઋતુ સ્થળાંતર, જમીનનું હસ્તાંતરણ, અને કંગાલીયત જેવી સમસ્યાઓ સર્જાઈ છે.

ભારતીય સમાજશાસ્ત્રીઓએ પછાતપણાનું મૂળ સામાજિક સ્થિતિમાં જોયું. 'Social' શબ્દને જાતિ (caste)

સાથે ઓળખાવવામાં આવ્યો છે. અને આમ દોષપૂર્ણ જાતિવ્યવસ્થાને (defective caste structure) પછાતપણાની ઉત્પત્તિ માનવામાં આવે છે. નીચેના ફકરાઓ જાતિના સંદર્ભમાં પછાતપણાનાં મૂળનું સ્પષ્ટ રીતે વર્ણન કરે છે.

''મોટે ભાગે એવું નોંધાયું છે કે પછાતપણાની સમસ્યા ક્ષતિયુક્ત હિન્દુ જાતિ વ્યવસ્થાને લીધે ઉભી થઇ છે. ક્રિશ્ચિયનો અને મુસ્લિમો પણ જાતિ (caste)ના સર્વગ્રાહી પ્રભાવમાંથી છટકી શક્યા નથી.

અમને મળેલા ઘણા પ્રતિનિધિઓએ, ખાસ કરીને યુવા પેઢીનાએ વિશાળ પછાત વર્ગોની હાલની કફોડી સ્થિતિ માટે આર્થિક પછાતપણાને જવાબદાર ઠેરવ્યું, અને એવા નજીવા તર્કનું સૂચન કર્યું કે દબાયેલા, કચડાયેલા વર્ગની આર્થિક સ્થિતિ સુધારવા સામાજિક અનિષ્ટોને દૂર કરવા જોઇએ. એક મોટી જનસંખ્યાનું આર્થિક પછાતપણું ખરેખર ભયજનક છે, અને એ પોતે જ એક ખૂબ મોટી સમસ્યા છે. પરંતુ આપણે એ સમજવું જોઇએ કે ભારતમાં આર્થિક પછાતપણું સામાજિક અનિષ્ટોનું કારણ નહીં, તેમનું પરિણામ છે. આપણો સમાજ એક આર્થિક માળખા પર નહી પરંતુ વર્ણ, જાતિ અને સામાજિક ઉચ્ચનીચતા પર રચાયો છે.'' (ભારત સરકાર, ૧૯૯૫:૩૯)

પછાતપણા માટે જાતિ વ્યવસ્થાને જવાબદાર ગણાવનાર વિચારને આદિવાસી પછાતપણા સાથે પણ સંબંધ છે, કારણ કે એમાં એવું કહેવામાં આવ્યું હતું કે આદિવાસીઓ પછાત હિન્દુઓ જ હતા– હિંદુ સમાજનો એક ભાગ– અને તેમને સંસ્કૃતિકરણની પ્રક્રિયાથી વિશાળ હિંદુ વ્યવસ્થામાં ભેળવવાનાં જ હતાં. તેમ છતાં જે વિકાસની પ્રક્રિયા ચાલુ થઇ તે ભારતની અર્થવ્યવસ્થા સાથે આદિવાસી અર્થવ્યવસ્થાને જોડવાની એક બિનસાંપ્રદાયિક પ્રક્રિયા હતી, જે આદિવાસી પ્રદેશની અંદર ઊતરી ગઇ. વિકાસની આ પ્રક્રિયાએ જ આદિવાસી સમાજમાં બિનસાંપ્રદાયિક તત્ત્વે તિરાડ પાડી છે.

આદિવાસી પછાતપણાનો બ્રિટીશરોનો ખ્યાલ સાંસ્કૃતિક પછાતપણા વિશેના તેમના ખ્યાલમાંથી જન્મે છે. અંગ્રેજોની નીતિએ આદિવાસીઓને બિનઆદિવાસીઓથી અલગ કરવા પ્રયત્ન કર્યો. જ્યારે અંગ્રેજો આદિવાસી વિસ્તારમાં પ્રવેશ્યા ત્યારે ત્યાં ઘણા સામનાઓ અને બળવાઓ થયા હતા. તેથી આવા પ્રદેશોનો વહીવટ સામાન્ય નાગરિક વહીવટ (civil administration) થી જુદો કરવામાં આવ્યો. એ અ-નિયમન વ્યવસ્થા (non-regulation system) તરીકે ઓળખાઇ. એવું મનાતું હતું કે આ વ્યવસ્થા વહીવટની તેની સામાન્ય પદ્ધતિઓ અને ગુંચવાડાભર્યા નિયમો - પ્રક્રિયાઓને

ટાળવાને લીધે આદિમજાતિ માટે વિશેષ અનુકૂળ હતી. ૧૮૭૪માં અનામત જિલ્લા ધારો પસાર કરવામાં આવ્યો જેના પરિણામે દીવાની અને ગુનેગારી ન્યાય, વસવાટની ગતિવિધિઓ અને મહેસૂલના કામો આ વિસ્તારોમાં ખાસ અધિકારીઓને સોંપવામાં આવ્યા. ગવર્નરની સત્તા હેઠળ અને ધારાસભાના અવકાશની બહાર નિર્બંધિત વિસ્તાર' કે 'અંશતઃ નિર્બંધિત વિસ્તાર' માટે ૧૯૩૫નો ભારત સરકાર ધારો લાગુ પડાયો. ભારતના બાકીના વિસ્તારોથી આદિવાસી વિસ્તારોને અલગ કરવા આવા વિવિધ ધારાઓ પસાર કરાયા. આવું વિભાજન ચોક્કસપણે મનસ્વી કે સ્વચ્છંદી હતું, કારણ કે આદિવાસીઓ અને બિનઆદિવાસીઓ વચ્ચે કોઇ સ્પષ્ટ ભેદરેખા ન હતી. વેરિયર એલ્વિનનો અભિગમ આ સંદર્ભમાં મૂલવવો જોઇએ, પરંતુ કમનસીબે તેમનો બ્રિટીશ જન્મ તેમના વિચારોના ઉત્તમ મૂલ્યાંકનના આડે આવ્યો. આદિવાસી સમસ્યા અંગેના તેમના કેટલાક વિચારો હજુ પણ તથ્ય ધરાવે છે.

અલગતાની બ્રિટીશ નીતિનો રાષ્ટ્રવાદીઓએ વિરોધ કર્યો. તેઓ સ્પષ્ટ હતા કે આદિવાસીઓ ભારતીય સમાજના (અથવા કેટલાંકના કહેવા મુજબ હિંદુ સમાજના) ભાગ હતા. આ દૃષ્ટિકોણ માટેની ભૂમિકા 'ઠક્કરબાપા' ના નામે પરિચિત એ.વી. ઠક્કર અને આદિવાસીઓમાં પાયાનું કામ કરનારા 'સર્વન્ટ્સ્ ઓફ ઇન્ડિયા સોસાયટી' ના કેટલાંક કાર્યકરોએ તૈયાર કરી. ઘણા રાષ્ટ્રવાદી નેતાઓએ બ્રિટીશ વિરુદ્ધની આદિવાસી ચળવળોને સાથ આપ્યો. મહાત્મા ગાંધીના વડપણ હેઠળ કોંગ્રેસે ભારતના બાકીના વિસ્તારમાંથી આદિવાસીઓના વિભાજનનો વિરોધ કર્યો. તેણે (કોંગ્રેસે)તેના કાર્યકરોને આદિવાસી વિસ્તારોમાં જવા, આશ્રમો સ્થાપવા અને રાષ્ટ્રીય ચળવળ માટે તેમને તૈયાર કરવા કહ્યું. વિભાજન અંગેની બ્રિટીશ નીતિનો વિરોધ કરવો એ તેનો બ્રિટીશ વિરોધી અને રાષ્ટ્રવાદી વિચારધારાનો એક ભાગ હતો. આમ તેણે સ્વાભાવિક રીતે જ બિન-આદિવાસીઓમાં આદિવાસીઓનો સમાવેશ (assimilation) કરવાનું વિચાર્યું.

આઝાદી સુધી નૃવંશશાસ્ત્રીઓ અને સમાજશાસ્ત્રીઓનું સામાન્ય વલણ આદિવાસી જીવનની સામાજિક અને સાંસ્કૃતિક બાબતોનો અભ્યાસ કરવાનું હતું. આદિજાતિ માટે શું કરવું તે પ્રશ્ન તેમને વધુ ચિંતાજનક લાગતો ન હતો. તેમના માટે એ સ્પષ્ટ હતું કે તેઓ (આદિવાસી) ભારતીય સમાજના એક ભાગ હતા, અને તેઓ માનતા હતા કે આદિવાસીઓ અને બિન-આદિવાસીઓ વચ્ચેનો ભેદ ધીમે ધીમે નાબુદ થઇ જશે અને આદિવાસીઓ મુખ્ય પ્રવાહમાં ભળી જશે. બને એટલી વધુ સરળતાથી આ પ્રક્રિયાને ઝડપી બનાવવાની જ એક માત્ર સમસ્યા હતી.

### આદિવાસી - બિનઆદિવાસી સંબંધ :

ઐતિહાસિક રીતે જોતાં, આદિવાસીઓને હંમેશા બિનઆદિવાસી જોડે સંબંધ હતો. આદિવાસી પ્રદેશોમાં રજપૂતો દ્વારા કરાયેલી રજવાડાઓની સ્થાપના આદિવાસીઓ અને બિન આદિવાસી રાજાઓ વચ્ચે એક વિશિષ્ટ પ્રકારનો સંબંધ બનાવી ગઇ. આ દૃષ્ટિથી ગુજરાતની આદિજાતિ સ્થિતિનો અભ્યાસ કરાયો નથી. આ એક સંરક્ષણ-શોષણ અને વિજેતા-પરાજિત પ્રકારનો સંબંધ હતો. આદિવાસી - બિનઆદિવાસી સંબંધોની વાર્તાઓ ઉપરાંત, લેખિત ઇતિહાસ એવું વર્ણન કરે છે કે મોગલ કાળ દરમ્યાન જમીન પુષ્કળ હતી, અને બિનઆદિવાસી ગ્રામિણ લોકો જેટલું સમૃદ્ધ જીવન જીવતા હતા એટલું જ સમૃદ્ધ જીવન ભીલો જંગલોમાં જીવતા હતા. આ જ સમયગાળા દરમિયાન, મોગલોએ રાજસ્થાનમાં અમુક રજવાડા પર જીત મેળવી અને રજપૂત મુખીઓ ગુજરાતમાં આવ્યાં. તેમાંના કેટલાંક જંગલ વિસ્તારમાં આવ્યા અને ભીષણ યુદ્ધોમાં ભીલો પર જીત મેળવી. ભીલોને ભાગી જવું પડ્યું અને ટેકરીઓ પર સ્થાયી થવું પડ્યું. ડુંગરાનો પ્રદેશ એટલો ફળદ્રુપ ન હતો. આ આર્થિક અધઃપતન અને તુલનાત્મક અલગાવ ૧૨મી અને ૧૩મી સદીની ઘટના છે. ઇ.સ. ૧૨૬૯માં ગબ્બરના (અંબાજી નજીક) કેસરીસિંહે એક ભીલ મુખીને મારી નાખ્યો અને ઇ.સ. ૧૨૬૯માં તારંગામાં તેનું શાસન સ્થાપ્યું. તેના કુળનો આશકરણ એ એક પ્રસિદ્ધ રાજા હતો જેને મોગલ સમ્રાટ અકબરે 'મહારાણા' ની ઉપાધિ આપી હતી. પંચમહાલમાં જાલમસિંહે જાલોદ વસાવી પોતાની રાજધાની બનાવી અને આજુબાજુના વિસ્તારના ભીલોને જીતીને વશ કર્યા. કુમાર નામનો તેનો

એક ઉત્તરાધિકારી આગળ અંતરિયાળ વિસ્તારમાં ગયો અને ઇ.સ. ૧૨૫૫માં 'Sunth' (સંત) ગઢની સ્થાપના કરી. બારીયા, નસવાડી, છોટાઉદેપુર, રાજપીપળા, વાંસદા અને ધરમપુરના રાજ્યોની પણ સમાન સરખી વાતો છે. લગભગ બધા જ કિસ્સાઓમાં ભીલ મુખીઓ હાર્યા અને અંતરિયાળ જંગલોમાં વસવા પોતાના સ્થાનો છોડી ગયા.

આ બધા જ અહેવાલો સાબીત કરે છે કે આક્રમક રાજપૂતો દ્વારા ભીલોને (કે જે આધુનિક અર્થમાં 'ટ્રાઇબ' કહેવાય છે તેવા નહોતા) કાં તો જીતીને વશ કરવામાં આવ્યા હતા, કાં તો તેમને અંતરિયાળ જંગલોમાં હાંકી કાઢવામાં આવ્યા હતા. એમની પરવશતા અથવા જંગલમાંનું તેમનું જીવન એ બન્નેએ તેમના સંસ્કાર અને જીવનપ્રણાલિકામાં પરિવર્તન આણી દીધું. પરંતુ એ યાદ રાખવું જરૂરી છે કે આ પ્રકારની સંસ્કૃતિ ઐતિહાસિક અનુભવોનું પરિણામ છે જેમાંથી તેઓ પસાર થયા.

ગાયકવાડ અને બ્રિટીશ પ્રદેશોમાં સ્વભાવિક રીતે જ વસ્તુસ્થિતિએ એક ઘણો જુદો જ આકાર લીધો. ગાયકવાડે એક ભીલ મુખી પાસેથી રાજ્ય જીતી લીધું અને તેમનો કિલ્લો સ્થાપ્યો જે સોનગઢ તરીકે ઓળખાતો થયો. ગાયકવાડે ખેડામાંથી પાટીદારોએ બોલાવ્યા જેમણે જંગલો સાફ કર્યા અને દક્ષિણ ગુજરાતના વડોદરાના આદિવાસી વિસ્તારમાં સ્થાયી થયા. વલસાડ-સુરતના દુબળાઓ, ભરૂચના વસાવાઓ અને વડોદરાના રાઠવાઓ આ ક્ષેત્રમાં પરંપરાથી જમીન ખેડતા હતા. રાઠવાઓ 'રાઠવા કોળી' તરીકે ઓળખાતા હતા અને 'કોળી' એક જાતિ હતી. તેમ છતાં, કાયદાકીય રીતે તેઓ જમીનના માલીક ન હતા, કારણ કે જમીનની હક્ક વ્યવસ્થા (land settlement)આ વિસ્તારમાં થઇ ન હતી. પાટીદારો અહીં સ્થાયી થયા અને કાયદેસરના માલિક બન્યા જ્યારે આદિવાસીઓ તેમની ખેતીના મજદૂરો બન્યા.

૧૫મી અને ૧૬મી સદીમાં ગુજરાતના સુલતાનના હાથે દંડાવામાંથી છટકવા પારસીઓ આદિવાસી ઇલાકામાં ઘૂસી આવ્યા. તેઓ ગ્રામ્ય દક્ષિણ ગુજરાતમાં સ્થાયી થયા અને ધીમે ધીમે જમીનના માલિકો બની ગયા. જ્યારે પહેલાંના માલિક દુબળાઓ તેમના 'હાળી' ઓ અને જમીન વિહોણા મજદૂરો બન્યા. તેઓ જમીન વિહોણા કેવી રીતે બન્યા તે તેમના જમીન સંબંધોમાં જોવું પડે. મધ્ય પ્રદેશ, મહારાષ્ટ્ર અને રાજસ્થાનમાં પણ સ્થિતિ બહુ જુદી ન હતી.

તે સમય દરમ્યાન થયેલ માલવા, ગુજરાત અને રાજસ્થાન પરના મુસ્લીમ આક્રમણોને લીધે ઘણા રાજપૂત યોદ્ધાઓ આ વિસ્તારોમાંથી ભાગી છૂટ્યા અને નર્મદાની ખીણમાં જઇ વસ્યા. ૧૪૩૭ની આસપાસ રાઠોડ (રાજપૂત) મુખી આનંદદેવે અલીરાયપુર રાજ્ય પર પોતાનો દાવો પાડયો, જ્યારે તેના ભાઇબંધોએ ફુલમાળ, સેંધવા અને જોબટ ને પોતાના પ્રદેશ તરીકે કોરી કાઢ્યાં.

આદિવાસી પ્રદેશોમાં રાજ્યોની આ પ્રકારની સ્થાપનાએ આદિવાસીઓને રાજપૂત સત્તાને તાબે કર્યા. આમ, જ્યારે 'tribe' શબ્દ જંગલમાં રહેનારાઓ માટે બનાવવામાં આવ્યો, ત્યારે તેઓ એકલા અટૂલા અને રાજકીય રીતે સ્વતંત્ર સમૂહો ન હતા. તેઓ સંપૂર્ણપણે બ્રિટીશ ભારતના શાસનમાં ભળેલા અથવા ભારતીય રાજ્યોમાં જોડાયેલા હતા જ્યાં બ્રિટીશો ધ્યાન રાખતા હતા. આમ, ભારતીય આદિવાસીઓનું પછાતપણું આ પરવશતાને કારણે હતું, નહીં કે સ્વતંત્રતા કે અલગતાને લીધે.

ભલે આદિવાસી પ્રદેશોમાં રાજ્યોની સ્થાપના થઇ હતી, પણ દૂરના આદિવાસી ગામડાઓમાં સ્થાનિક રજવાડાઓનો 'વહીવટ' ન હતો. સ્થાનિક રાજ્યોએ બિનઆદિવાસી ખેડૂતોને મેદાનોમાથી બોલાવ્યા અને વધુ ઊંડાણના નહીં એવા ભાગોમાં સ્થાયી બનાવ્યા. આદિવાસીઓની સરખામણીએ બિનઆદિવાસી ખેડૂતો વધુ સારૂં કૃષિતંત્રજ્ઞાન (technology) લઇને આવ્યા, અને આદિવાસી મજૂરોની મદદે તેમણે જરૂરિયાત કરતાં વધુ (surplus) ઊપજ પેદા કરી. લગભગ બધા જ કિસ્સાઓમાં આવા પાછળથી આવેલાઓ જમીનના માલિક બન્યા, જ્યારે સ્થાનિક આદિવાસીઓ જમીનવિહોણા મજૂર બન્યા. ગુજરાતના કેટલાંક સંમિશ્ર વસ્તી ધરાવતા ભાગોમાં આ પ્રકારનો માલિક-મજૂરનો સંબંધ વિકસ્યો. જમીન વિહોણી મજદૂર આદિજાતિના પછાતપણા માટે આ સંબંધ જ જવાબદાર ગણાવો જોઇએ. આદિવાસીમાં કોઈપણ પ્રકારની સામાજિક સુધારણાના આ બિનઆદિવાસી માલિકો વિરોધી હતા અને જે આદિવાસીઓ આવી પ્રવૃત્તિઓને ચલાવતા તેમને તેઓ હેરાન

કરતા હતા. (Joshi, 1980 : 21)

ઇ.સ. ૧૯૨૨ની આસપાસ જ્યારે જુગતરામ દવે સરભાણ ગામમાં ગયા અને હળપતિઓને ભણાવવાનું ચાલુ કર્યું ત્યારે તેમના પ્રયત્નો નિષ્ફળતાને વર્યા કારણ કે હળપતિઓના માલિકો તેમને નિશાળે જવાની છૂટ આપતા ન હતાં. એટલું જ નહીં, પરંતુ જમીનના ઉમરાવ માલિકો દ્વારા તેમને બાંધ્યા (bonded) મજૂરો કે વેઠિયાઓ તરીકે રાખવામાં આવતાં, અને તેમને તેમનું ભાવિ નક્કી કરવાની કોઇ સ્વતંત્રતા ન હતી. 'હાળી' વ્યવસ્થાનું ભાંગી પડવું પણ પહેલાંના મજૂરો માટે એથીય વધુ દર્દભર્યું હતું. હવે, તેઓ એક મુક્ત બજારમાં સ્વતંત્ર છે, પરંતુ તેમની પાસે કોઇ કામ નથી. તેમનો પ્રશ્ન માત્ર સ્વતંત્રતાનો નહિ, પરંતુ સશક્તિકરણનો પણ હતો જેથી તેઓ પોતાનું લેણું મેળવી શકે.

### અતિક્રમણનો મુદ્દો એક 'ઇશ્યુ' બન્યો ક્યારે?

આ બધાંની શરૂઆત થઇ ઑગષ્ટ ૧૯૯૯ માં જ્યારે બંગાળના ઉપસાગરમાં આવેલા કેટલાંક ટાપુઓ પરના જંગલો અને તેમાં વસતા આદિવાસીઓને કેટલીક સમસ્યાઓનો સામનો કરવો પડ્યો. લિટલ્ આંદામાનમાં રહેતા 'ઓંગે' આદિવાસીઓની દુ:ખદ સ્થિતિ જોતાં, અને તે જેનાપર સંપૂર્ણ નિર્ભર છે તેવા સમૃદ્ધ જંગલોનો વહીવટકર્તાઓએ ચલાવેલો નાશ જોતાં, ત્રણ સ્વયંસેવી સંસ્થાઓએ આંદામાન અને નિકોબાર ટાપુઓમાંના પોર્ટ બ્લેયર ખાતેના કલકત્તા હાઇકોર્ટની સર્કિટ બેન્ચના દ્વાર ખખડાવ્યાં. આ સંસ્થાઓ હતી- સોસાયટી ફોર આંદામાન એન્ડ નિકોબાર ઇકોલોજી (SANE), પોર્ટ બ્લેયર, ધ બોમ્બે નેચરલ હિસ્ટ્રી સોસાયટી, મુંબઇ, અને કલ્પવૃક્ષ, પુણે. એમણે ૧૯૯૯માં ગોદાવર્મન કેસમાં સહસંવાદી (Interlocutory) અરજી દાખલ કરી. એમની માંગો હતી-

- લિટલ્ આંદામાનમાં વૃક્ષછેદન પર પ્રતિબંધ.
- આદિવાસી આરક્ષિત વિસ્તારમાંથી બધાં જ અતિક્રમણો હટાવવા.
- લિટલ્ આંદામાનમાં ખાણ અથવા અન્ય કોઇપણ વન-અસંબંધિત પ્રવૃત્તિઓ પર પ્રતિબંધ.
- આદિવાસી આરક્ષિત વિસ્તારમાં અને તેના અડધા કિલોમીટરના પરિસરમાં કોઇપણ સડક બનાવવા અંગે નિર્બંધો.

('ડાઉન ટુ અર્થ' ઓનલાઇન મેગેઝિનમાંના લેખપર આધારિત)

જ્યારે આપણે જમીન અને આદિવાસીની વાત કરીએ, ત્યારે વિકાસના કારણે થતા જમીન સંપાદનને ધ્યાનમાં રાખવું પડે. લગભગ બધા જ બંધો આદિવાસી વિસ્તારોમાં આવેલા છે, બંધોનું આ સ્થાન મહત્ત્વનું એટલા માટે બને છે કે તે સિંચાઇથી મેદાનોમાંના બિનઆદિવાસીને ફાયદો થાય છે, જ્યારે આદિવાસીઓ તેમની જમીનોથી વિખૂટા પડે છે. ૧૮૯૪ નો જમીન સંપાદન કાયદો રોકડ વળતરની જોગવાઇ કરે છે. એવું ધારવામાં આવ્યું છે કે આદિવાસી વિસ્થાપિતો બીજે ક્યાંક જમીન ખરીદશે અને ત્યાં સ્થાયી થશે. આમાં, આદિવાસીઓની વિશિષ્ટ પરિસ્થિતિ ધ્યાનમાં લેવાઇ ન હતી, અને તેમના પુનર્વસવાટ ની કોઇ નીતિ ઘડાઇ ન હતી. પરિણામે, કેટલાંય હજારો આદિવાસીઓ વિકાસલક્ષી યોજનાઓને લીધે જ વંચિત બની ગયા.

આદિવાસીઓના જંગલ સંબંધોની બાબત પણ એવી જ છે. ઇ.સ. ૧૮૫૪ પહેલા જંગલ કોઇ 'અપ્રાપ્ય વસ્તુ' ન હતી અને આદિવાસીઓ જંગલના અધિકારો પરંપરાથી ભોગવી રહ્યા હતા. પરંતુ પછી ઇંગ્લેન્ડમાં યુદ્ધના જહાજો બાંધવા જંગલના લાકડાની જરૂરિયાત વર્તાઇ. રેલ્વે લાઇનો તૈયાર કરવા પણ તેની જરૂર પડી. આ અને બીજા આવા જ હેતુસર જ્યારે બ્રિટીશ સરકારે જંગલો કાપવાની શરૂઆત કરી ત્યારે અથડામણો થઇ. ૧૮૬૪ના જંગલ કાયદાના અમલ દ્વારા સરકારે આદિવાસીઓના બધાજ રૂઢિગત જંગલ અધિકારો લઇ લીધા. તેમને માત્ર દંડ ભરીને જંગલની જમીન ખેડવાની છૂટ આપવામાં આવી.

આમ, આદિવાસીઓનું પછાતપણું મૂળથી નથી સાંસ્કૃતિક કે નથી સામાજિક. કેટલાક અંગ્રેજી નૃવંશશાસ્ત્રીઓએ જોયું તેવા તેઓ અલગ અને એક સમાન ટોળામાં રહેનારા આદિવાસીઓ નહતા. સપાટ પ્રદેશના લોકો સાથે તેમના સંબંધો

હતા. પરંતુ આ સંબંધોમાં તેઓએ હંમેશા ગુમાવ્યું અને એક યા બીજી રીતે તેઓએ સહ્યું. ઘણા બીજા દેશોમાં પણ આવું જ છે જ્યાં મૂળ આદિવાસીઓએ આક્રમણકારીઓને લીધે ગુમાવ્યું છે. પરંતુ ભારતમાં બિનઆદિવાસી સમાજ સાથેનો આદિવાસી સંબંધનો સંદર્ભ જુદો છે અને તેથી સમસ્યાની પ્રકૃતિ ભિન્ન છે. અહીં આદિવાસીઓ અને બિનઆદિવાસીઓ સેંકડો વરસોથી એકબીજાની પડખે રહેતા હતા. તેઓ એક બીજાથી સંપૂર્ણપણે વિભાજિત ન હતા.

## ઉપસંહાર

આમ આદિવાસીઓ ભારતીય સમાજના ભાગ છે અને તે જ સમયે તેઓ જુદા છે, આ ભેદોનો વિચાર કરવા અને તેનું નિરાકરણ કરવા માટે ખાસ યોજના, નીતિ અને કાર્યક્રમોની જરૂર છે. જ્યારે આપણે આદિવાસી વિકાસ માટે યોજના ઘડીએ ત્યારે આપણે આ ભેદોને ધ્યાનમાં રાખી તેમની અલગ પરિસ્થિતિ અને શક્તિઓની ખાસ નોંધ લઇ, તેઓ જે રીતે વિકાસ કરવા ઇચ્છે તે રીતે તેમનો વિકાસ કરવા તેમને જોગવાઇ પૂરી પાડવી પડશે. વિકાસનો અર્થ જ અંદરથી પ્રાગટ્ય કરવાનો છે. આનો અર્થ વિકાસની તેમની શક્તિઓ આદિવાસીઓએ જાતે જ ઊભારવી પડશે. બહારના લોકો આદિવાસીઓનો વિકાસ ન કરી શકે, જો ઇચ્છે તો તેઓ જોગવાઇ પૂરી પાડી શકે. જો તેઓએ અંદરથી અથવા મૂળથી ઊભું થવું હોય તો કોઇપણ વિકાસના નિર્ણયમાં તેમનો ફાળો અથવા ભાગ હોવો જ જોઇએ. તેમની અનુભવિત જરૂરિયાતો વિકાસના કાર્યક્રમોમાં પરિણમિત થવી જોઇએ. નહેરૂએ જ્યારે પંચશીલની ઘોષણા કરી ત્યારે આ જ, પણ સહેજ જુદી રીતે, કર્યું હતું.

આદિવાસીઓ તેમના વિકાસના કાર્યક્રમોમાં કેવી રીતે ભાગ લઇ શકે? જો તેમને સમાન ગણવામાં આવે તો જ તેઓ ભાગ લઇ શકે. હુકમી કે ઋણગત સંબંધ માત્ર અસમાન વચ્ચે જ સંભવી શકે. બિન આદિવાસી સામે સમાન રીતે ઊભો રહેવા એકએકલો આદિવાસી ખૂબ જ અસમર્થ છે. તેથી તેમણે સંગઠિત થવાનું છે. જુદાજુદા કાર્યક્રમો પર આધારિત સંગઠનના સ્વરૂપો ભિન્ન ભિન્ન હોઇ શકે. બિનઆદિવાસીઓએ સંગઠનના કામ માટે સહાયકતા તરીકે કામ કરવાનું છે. અનુભવેલી જરૂરિયાતોના આધાર પર સંગઠીત થતાં, તેઓ તેમની સહભાગિતા માટે કાર્યક્રમો કે વિષય તૈયાર કરશે. જુદા જુદા વિકાસ કાર્યક્રમોમાં આદિવાસી સહભાગિતાને જુદા જુદા ખાતાકીય દસ્તાવેજોમાં સ્વીકારવામાં આવે, ત્યારે તે માત્ર પ્રાસંગિક ન બની રહેવું જોઇએ.

અંગ્રેજીમાંથી અનુવાદ
**નરેશ ગામિત**

### ખરેખર અતિક્રામી છે કોણ?

જંગલમાં અતિક્રમણો અંગેના આ આખા વિવાદમાં મૂળ તળમૂળમાં જઇ જોઇએ તો દેખાય છે કે 'અતિક્રામી' તરીકે ઓળખાવવામાં આવતા, બધાં જ નહિ કદાચ, તોય મોટાભાગના લોકો ખરેખર તો દોષપૂર્ણ જમીન નોંધણી પદ્ધતિનો ભોગ બન્યાં છે. જેને તે બિલકુલ સમજી પણ શકતા નથી. ખરેખર તો આ લોકો તેમની જમીન અંગે કેવી રીતે છેતરાયાં છે તે અંગે ખૂબ ઓછી જાણકારી મળે છે.

આખી સમસ્યાના કેન્દ્રમાં એ તથ્ય છે કે, ભેગા મેળવીએ તો વનખાતાંઓ તે ભારતના સૌથી મોટા જમીન માલિકો છે. ભારતની એકંદર જમીનપૈકી ચોથાથી પાંચમાં ભાગની જમીન તેમની પાસે છે. અને આ એ જ જમીન છે જે ભારતના સહુથી વધુ જોખમ ધરાવતાં (vulnerable) લોકોનો–આદિવાસીઓનો જીવનાધાર છે.

('ડાઉન ટુ અર્થ' ઓનલાઇન મેગેઝિનમાંના લેખપર આધારિત)

# ગોંડવનનાં પ્રિયજનો

વેરિયર એલ્વિન

ડૉ. વેરિયર એલ્વિન (૧૯૦૨ – ૧૯૬૪) એ તો ભારતીય સાહિત્ય અને સમાજ–અભ્યાસને મળેલું એક શ્રેષ્ઠ વિદેશી વરદાન. ઓક્સફર્ડ જેવા વિશ્વપ્રસિદ્ધ વિદ્યાપીઠમાં અંગ્રેજી સાહિત્યના પ્રાચાર્ય રહેલો આ માણસ ધર્મપ્રસાર તરફ વળે છે અને ભારત આવી પહોંચે છે એ જ પહેલું આશ્ચર્ય. ૧૯૨૭ થી છેક ૧૯૬૪ સુધી સાડત્રીસ વર્ષ સતત આ પંડિતે આદિવાસી ભાષા, સાહિત્ય, રીતરિવાજોના અભ્યાસમાં વિતાવ્યા. ઘણા ગ્રંથો લખ્યા. એક એક કરી ધર્મપ્રસાર, ચર્ચની સદસ્યતા, ખ્રિસ્તી ધર્મ અને છેલ્લે બ્રિટનનું નાગરિકત્વ પણ પાછળ છોડી, મધ્યપ્રદેશની મૈકલ પર્વતશ્રેણીના ગીચ જંગલોમાં ઝૂંપડું બાંધ્યું, અને કપિલ, અગસ્ત્ય, ભૃગુની રીતે આ આધુનિક ઋષિએ સત્ય અને સત્યસ્થિતિનો તાગ મેળવવાનો આજીવન પ્રયાસ કર્યો. એ એક તપસ્યા જ કહેવાય. શરૂઆતના કાળને લગતી કેટલીક નોંધો અહીં એમની દૈનંદિની, 'લીવ્ઝ્ ફ્રોમ દ જંગલ – લાઇફ ઇન અ ગોંડ વિલેજ' માંથી લીધી છે, સિત્તેર વર્ષ પછી આજેય એટલી જ તાજી છે.

– શ્રીકૃષ્ણ બા. જોશી – આ લેખના મરાઠી અનુવાદક

એક હાથ પડખે લટકતો અને બીજો ચીંથરાના ટૂકડે વીંટાળેલો – એવી ખોડંગાતી ચીંથરેહાલ એક આકૃતિ અમારી ડિસ્પેન્સરીમાં આવી. એ હતો તુટ્ટા. પચીસેક વરસનો વાઇનો રોગી ગોંડ જાતિનો યુવાન. વાઇ આવવાથી તાપણામાં જઇ પડ્યો ને ઉપયોગી હતો એ હાથ ભયંકર રીતે દઝાઇ ગયો. હવે એને ગેંગ્રીન–અંગમૃત્યુ ની શરૂઆત થઇ હતી. એટલે પડોશીઓએ એને ગામ બહાર કાઢી મૂક્યો. સો એક માઇલ દૂરની ઇસ્પિતાલે અમે એને જીવનું જોખમ લાગતાં મોકલ્યો, કે કદાચ એનો એક હાથ કપાવવો પડે.

તુટ્ટાનું સદ્નસીબ કે એના જીવન અને હાથ માટે ઝૂઝે એવો એક ઉત્તમ સરકારી દાક્તર સાંપડ્યો. એક આંગળી ખોઇને તુટ્ટાને રજા મળી. હજુ એને સતત કાળજીની જરૂર હતી, પણ એ સલામત હતો.

એની મુસાફરીનું પહેલું ચરણ બિલાસપુરથી પેંદ્રા રોડનું હતું. એને ટિકિટ અપાઇ ને સ્ટેશને મોકલાયો. એ પ્લેટફોર્મ પર પહોંચ્યો ત્યારે એણે જોયું કે ધૂમાડા કાઢતી ગાડી સ્ટેશનથી ઊપડી બહાર જતી હતી. એ ગાડી પાછળ પાટે પાટે દોડ્યો. બીજું સ્ટેશન ન આવ્યું ત્યાં સુધી એ ખાસા માઇલ દોડ્યો. ત્યાં એ આડો પડ્યો ને ઊંઘી ગયો. પસાર થતી બીજી ગાડીના અવાજથી એ જાગી ગયો. સફાળા ઊભા થતાં આ એની એજ ગાડી છે એમ ધારી એ ગાડી પાછળ દોડ્યો. ત્રીજું સ્ટેશન આવ્યું ત્યાં સુધી. ત્યાં એક માયાળુ સ્ટેશન માસ્તરે એને આખી સ્થિતિ સમજાવી, થોડું ખાવાનું આપ્યું. ગાડી આવી ત્યારે એને એમાં બેસાડ્યો. પછી પચીસ માઇલની યાત્રા કરંજિયાના જંગલમાં થઇને કરી. છેવટે એ પહોંચ્યો અને અમારી સાથે હંમેશ રહેવાની જાહેરાત કરી.

તુટ્ટા એક ખૂબ સાદો અને સામાન્ય ગોંડ છે. વર્ડ્ઝવર્થના કુદરતને વફાદાર કાવ્યના જેવી માનસ–દૃષ્ટિ એ ધરાવતો હતો. પંડાબાબાને બ્લેઇકની કાવ્યસૃષ્ટિ પોતીકી લાગે. તુટ્ટાની જરૂરિયાતો જૂજ છે. મને લાગે છે કે એને ખાવામાં મુખ્યત્વે રસ છે – કમ સે કમ એક પત્ની એણે ખરાબ રસોયણ હતી એટલે ત્યજી દીધી છે. ઘણો સમય એ કોઇ સ્ત્રી રખેને કાળી નજર કરે એ બીકે એની સામેય ન જૂએ. આ સ્ત્રીપ્રધાન જગતમાં ડાકણનો વહેમ ધરતો હોય એનાથી પીઠ ફેરવી, સસ્તી બીડીના ઉપરાછાપરી

કસ ખેંચતો હોય, એની આંખો ચિંતાતુર, સાવધ હોય એ એક પ્રેરક દૃશ્ય હતું. મને એણે કહ્યું, એકવાર સંધ્યા ટાણે જંગલમાં થઇ હું જતો હતો ત્યારે માથા વગરનો એક માણસ મળ્યો. એવું બન્યું હતું કે મારી ભાભીનું છોકરું મરેલું જન્મ્યું. મેં તેણીને વળી વળીને એને ઘડામાં મૂકી ઊકરડે દાટી દેવા કહ્યું, તેણીએ ના પાડી તેથી મારી દુશ્મન ડાકણ એ બાળકને આ ધરતી પર પાછી લાવી હતી. અને એને માથા વગરના પુરુષ દેહમાં ગોઠવ્યું. એ માણસે સેનગુડાથી બિજોરીના આખા રસ્તે જંગલમાં મારો પીછો કર્યો.

કઇ જૂની દુ:ખદ ઘટનાએ એમાં સ્ત્રીજાતિ પ્રત્યેનું વેર વધાર્યું હશે એ મને ખબર પડી નથી. તુટ્ટાનો દેખાવ કોઇ સ્ત્રી સરળતાથી છેતરી જાય એવો તો નથી જ. એ ઓછું શક્ય છે કે એ ટૂંકી બુદ્ધિની અને અસામાન્ય રીતે ભોળી એવી કોઇ સ્ત્રી હદ વટીને એને છેતરે. પણ તુટ્ટા સારો ગાયક છે. દ્વેષપૂર્ણ મઝાથી શૈલગીત ('સૈલાં') ગાવાનું એને ગમે છે.

તું બે આના કમાય અને વાપરે જાત પાછળ
તું જીવે છેલબટાઉ થવા ખાતર
તું લાલ સાડી પહેરી ને માને કે મને તું છેતરી શકે
તું તારા નાના અંગૂઠે જબર હો હા કરી શકે
તું કૂવે જાય ત્યારે ઝાંઝર રણકાવવા ઝડપથી ચાલે
એક આનામાં તું બંગડી ખરીદે અને કપાળે ચાંલ્લો લગાડે
તેલથી તું પાછળ ને આગળ વાળ સુંવાળા કરે
તું તારા ગળાનો હાર પહેરે અને રાખે અરીસો, જાતને જોયા કરવા
તું તારા દોસ્તોને બજાર લઇ જાય, ગોળ ગોળ ઘૂમે, કલાકો સુધી ખીખીયારા કરે.

મોડેથી તુટ્ટાએ એનું આ સાચું અને લગભગ ધાર્મિક વલણ છોડ્યું અને ગોંડોના પોતીકા ધર્મપર પહોંચ્યો. એમનાં ગીતોમાં જોવા મળતો ગોંડમિજાજ વારે વારે ગાતો 'તું ખાય, તું પીએ, પણ છોકરી વિનાનું જીવન વ્યર્થ.' એણે નિશ્ચય કર્યો કે પત્ની તો લાવું જ. એની નોંધપોથીમાં સ્ત્રીની શોધનાં એનાં ઘણાં પરાક્રમો નોંધાયા છે. છેવટે સફળ થયો. એટલે તુટ્ટા સુખમાં છે. એને બહુ ઓછી વસ્તુઓની જરૂર છે- કાન પાછળ ગલગોટો, સસ્તી સિગારેટનું પાકીટ, એક કામળો અને ઉત્સવમાં ગામમાં થોડું પીવાનું, એની ઝૂંપડીમાં એની બાજુમાં ઊભેલી રાની- આટલું હોય તો એ પૂરેપૂરો સુખી.

આમ છતાં ડાકણોનો ડર એણે જાળવી રાખ્યો છે જે -

ઘેટાં પાસે એમનાં બચ્ચાં મરાવે
ભુંડ પાસે એનાં બચ્ચાં ખવડાવે
ગૃહિણી ન કરે કામ, ન વલોવે દૂધ
છોકરાંના કાંડા અમળાવે,
ઊંઘમાં એમનો શ્વાસ ચૂસે
એમના લોહીની શીશીઓ ભરે.

ગોંડ લોકો એમની ડાકણવિદ્યા માટે જાણીતા છે. સ્લીમેને ગોંડ ડાકણોની ઘણી વાર્તાઓ આપી છે.

તુટ્ટા જેવો ગોંડ જીવન અને મૃત્યુ વિશે શું વિચારે છે? અઘરું છે કહેવું કારણ કે એ બીજા અણઘડ ગોંડ જેવો જ, અબુધ છે. અહીં પંડાબાબા યાદ આવે, કોઇપણ વિચાર વાતમાં મૂકી શકે. સફાઇથી ! 'સ્વર્ગ એટલે માઇલોના માઇલોનું જંગલ, પણ ચોકીદાર વિનાનું.' કે નર્ક એટલે 'માઇલોના માઇલો સુધીનું જંગલ, પણ મહુડાનાં વૃક્ષો વિનાનું.' આવું પંડાબાબા જ માની શકે. તુટ્ટા માટે મૃત્યુ એટલે ધરતી પર જેનું નિવાસ પવિત્ર સાજવૃક્ષ છે એવો ગોંડ લોકોનો મોટો દેવ 'બડા દેવ.' પણ તુટ્ટાને મૃત્યુ બાદ 'સાજ' ના તળે ઊંઘવું નથી. તુટ્ટાને એ જ મહુડા તળે દફન થવું છે જ્યાં મૃત્યુ દરમ્યાન એ

એના મૂળમાંથી થોડો આનંદ ચૂસી શકે. જીવન પછી સજા કે સરપાવ, આ ગ્રહ પર એ સુખે પાછો આવશે કે ઉદાસી-હતાશા ભર્યા જીવનનો અર્થ- આ વિશે તે અજાણ છે. એણે મને એક વેળા કહેલું, 'જીવન એ મૈત્રી છે. જીવવું એટલે મિત્રો હોવા. શું કામ ઝઘડા કરવા? આપણે દરેક પ્રત્યે દયા રાખવી.' સૌથી ગહન ફિલસૂફી પણ આનાથી આગળનું કશું કરી શકી નથી.

પંડાબાબા સંસ્કૃત અને ચિંતનશીલ ગોંડનો પ્રતિનિધિ છે. તુટ્ટા ગોંડની ગરીબીનું પ્રતીક છે. આ ગરીબી કેટલી હદે છે એની કલ્પના પણ આપણા માટે અઘરી છે. એકવાર અમારા ગામમાં આગ લાગી. પિતા, માતા, ચાર બાળકોને આશ્રય આપતું ઘર બળીને રાખ થયું. કોઠાર, વાસણો, સાધનો, કપડાં- સઘળું એ કુટુંબ પાસે હતું એ એમાં ગયું. મે એમને રાખમાં રડતાં જોયા, પૂછ્યું કે આ ઘરને ફરી બાંધવા, બધી વસ્તુઓ પાછી મેળવવામાં શો ખર્ચ થાય? ખચકાટથી અને શરમાઇને જવાબ વાળ્યો કે- લગભગ ચાર રૂપિયા. કહો કે આ કિંમત આલ્ડસ હકસલીના નવા પુસ્તક જેટલી જ કે?

થોડા સમય પહેલાં એક માડિયા ગોંડે દક્ષિણ ચંદાવા જંગલ અધિકારીને માનવભક્ષી વાઘનાં જડબાંમાંથી ઊગાર્યો હતો. એને આલ્બર્ટ મેડલ અર્પણ થયો હતો. ગવર્નર દ્વારા આ મેડલ એને અર્પવાની ઘડી આવી ત્યારે ગવર્નર મૂંઝાયા કારણ કે એ વીર આ મેડલ પહેરી શકે એમ હતો નથી. કારણ, લંગોટી સિવાય એને કોઇ કપડાં ન હતાં.

''ચીની તાઓ-તે-ચીંગના એક ચિંતન સૂત્રને ગોંડલોકોના ગહન ચિંતન સાથે સરખાવવા જેવું છે-

એ લોકો ભૂખે મરે છે કારણ કે તેમનાથી ઉપરના લોકો વેરાનો મોટો ભાગ ખાઇ જાય છે. એના લીધે જ એ લોકો ભૂખે મરે છે. એમને વ્યવસ્થામાં રાખવાનું અઘરું બને છે કારણ કે એમના ઉપરી વચ્ચે દરમ્યાનગીરી કરે છે. લોકોને મૃત્યુની પણ દરકાર રહેતી નથી, કારણ ઉપલા લોકોને જીવનના માત્ર ઉપભોગમાં રચ્યા રહેવું છે.''

કિપ્લીંગ ની 'જંગલ બુક્સ' ના સ્થળ- સેવનીના જંગલોમાં ગોંડ લોકો રાત્રે તાપણા ફરતે ગોઠવાઇને ગાય છે.

ધાન-ડુંડુ ખાવાનું રૂડું છે.
ત્યારે જુવાન મા-બાપને છોકરું થાય
પછી મા અને બાળક સાથે રમી શકે
જ્યારે દાણા સુકાઇ જાય
ત્યારે બાળક ન જનમે તો સારું

જંગલના લોકો પોતાનાં બાળકોને ચાહે છે એમાં કોઇ આશ્ચર્ય નથી. આથી વધુ રસપ્રદ છોકરા છોકરીઓ ક્યાંય નહિ જોવા જડે. ગોંડ કુટુંબમાં છોકરા જેટલું જ છોકરીઓનું સ્વાગત છે. દૂર દૂરના જંગલમાં રહેતા એક વૃદ્ધ બૈગાએ મને કહ્યું, 'જગતમાં સૌથી મહાન પ્રેમ એ બાળકોનો પ્રેમ છે.' બાળક ઘરમાં કોઇ નાનો ગુલામ નથી; એ છે એક સોબતી, એક ભેરૂ, આનંદનો લાવનાર. પારણાની દેવી ઝૂલનદેવી કરતાં અહીં કોઇ બીજો દેવ વધુ પૂજાતો નથી. બાળકને માર પડે એવું અમારા ગામમાં ભાગ્યેજ બને છે. અને એવું બને ત્યારે એવો તો ઘોંઘાટ અને ઉશ્કેરાટ થાય છે કે બધા પડોશીઓ એને બચાવવા દોડી જાય છે.

ગોંડ દંતકથાઓ બાળકોથી ભરપૂર છે. પહેલો છોકરો અને પહેલી છોકરીનાં નામ અફી-રોન-પરિયલ અને સુકમા-દેવી-વેલર હતું, જો કે તેઓએ એકબીજાને જરાક વધુ સુદીર્ઘ નામથી બોલાવ્યાં હશે. તેઓ દરિયા વચ્ચે ઇંડામાંથી સેવાઇ બહાર આવ્યાં, પછી એ સૂકી ધરતી પર આવ્યાં ત્યારે તેમણે ચાસનાં પીછાં અને મોરના પીંછાં ઊભા અને આડા ગોઠવીને સુંદર અદ્ભુત ઘર બાંધ્યું, અને તેઓ ત્યાં વનનાં કંદમૂળો અને ફળો ખાઇને રહ્યાં. સુકમા દેવી વેલરને પોતાને એક નાની દીકરી હતી, જેની પાસે રમવા માટે સોનેરી સાંબેલું અને સોનેરી ટોપલી હતી, એનો પહેરવેશ સોનેરી વસ્ત્રોનો હતો. પછી હતા સંદ સમજીના નાના દીકરા એક સીંગબાબા, જેમને જંગલમાં વાઘોની વાટમાં ફેંકી દેવાયા હતા. પણ એક માયાળું વાઘણ તેમને લઇ ગઇ અને તેને પોતાના દૂધથી પોષ્યો. એક દિવસ સિંગબાબાએ કહ્યું, 'હું નગ્ન છું. મારે વસ્ત્ર જોઇએ.' એટલે વાઘણ ગઇ અને મલમલ અને કપડાના વેપારી આવ્યા ત્યાં સુધી બજારના રસ્તા પર બેસી રહી. તેણીએ તેમને ગાંસડા

ફેંકાવ્યા અને સીંગબાબા પાસે બધા વસ્ત્રો લઇને આવી, પછી સિંગબાબાએ વસ્ત્રો પહેર્યા અને વહાલથી તેણીના પગ ચૂમ્યા.

બીજા એક દિવસે સિંગબાબાને કામઠું અને ભાલોડું જોઇતું હતું. તો વાઘણે એ લાવી આપ્યાં, સિંગબાબાએ એનાથી પોતાના વાઘભાઇઓ માટે પક્ષી વીંધ્યાં. છેવટે સિંગબાબા ઘેર પાછો આવ્યો, એક બ્રાહ્મણે એની હાજરીમાં ઊભા થવાની ના પાડી તો સિંગબાબાનો એક ભાઇ એને તરત જ ખાઇ ગયો. પેલી છ ક્રૂર સ્ત્રીઓ, જેમણે એને જંગલમાં આઘે ફેંક્યો હતો એમને વાઘણને સોંપી અને સિંગબાબા સદાય સુખપૂર્વક જીવ્યો.

રાય લિંગા બીજું એક અદ્ભૂત બાળક હતો. એને પણ ચમત્કારિક રીતે મૃત્યુથી ઉગારી લેવાયો હતો. આ વખત એના ઉગારનું કારણ હતું એનું સુંદર સ્મિત. એટલે કે એકવાર એની માતા, રાણી ટાલકોએ એને મારી નાખવાનું ગોઠવ્યું. અને બે છોકરીઓને એને વડના ઝાડ તળે જીવતો દાટી દેવા મોકલી. એણે એમની સામે જોઇ સ્મિત કર્યું, તો એને મારવાનું ઘાતકી કૃત્ય કરવાની હિંમત જ ન ચાલી. રાયલિંગાને પોતાના કામઠા અને ભાલોડા સાથે રમવાનું ગમતું. એ જંગલમાં દૂર દૂર ભટકતો, કબૂતર અને પોપટનો શિકાર કરતો. મંડલામાં મળતી એક કથામાં નાભિમાં હિરા અને કપાળ પર ચંદન સાથે એ પૂર્ણ બાળક રૂપે પુષ્પમાંથી જન્મ્યો હતો. એ પુષ્પમાંથી પડ્યો હળદરના ઢગલા પર, પછી ત્યાં જ એ રમવા લાગ્યો. બિલાસપુરનાં જંગલના બૈગા લોકોનો લાલ નામે નાયક પણ કામઠા ભાલોડામાં અને ગોફણમાં એક્કો હતો. એનું માનીતું રમકડું હતું- લાકડાનો ઘોડો, એને એ નદીએ લઇ જતો, પાણીમાં એનું મોં ઝબોળી, પીવડાવતો. પછી તો એ ઘોડો આ દુનિયાના કોઇપણ ઘોડા કરતા ઝડપથી દોડતો. આ ઘોડો જ લાલને હદપારીમાંથી માતા પાસે, અને બેઉને પૂર્વવત્ સુખ અને સમૃદ્ધિમાં લાવ્યો હતો.

આજે ગોંડ બાળકો નાભિમાં હિરા સાથે જનમતાં નથી, તો પછી સોનાનાં વસ્ત્રોની તો વાત જ શું? એમના ખભા ફરતે વીંટવાનું સૂતરાઉ ચીંથરુંય ઘણીવાર નથી મળતું. આ જગતમાં ગોંડ બાળકને જન્મીને તરત જ જીવવા માટે મરણિયા થવું પડે છે. કોઇ ઘુવડે એનો જન્મ જોઇ લીધો અને એના ઘરના છાપરે શોકપૂર્ણ ધૂત્કાર કરતું બેસી ગયું છે. અબુધ મા-બાપ બહાર દોડી એને લાકડાં ફેંકી ઉડાડી મૂકવા મથે છે. એ ઘુવડ પેલામાંથી એક લાકડું ઉપાડી ઝરણામાં લઇ જાય છે, એને ભીંજવીને સૂરજ સામે સૂકવવા મૂકે છે. ધીરેથી જેમ જેમ લાકડું સૂકાતું જાય એમ છોકરાનો દેહ સૂકાતો જાય, બગડતો જાય. આટલું, આવું પંડાબાબા મને કહે છે. કારણ ગમે તે હો, આવા નાના અનેક કુમળા દેહ બગડતા અને મરતા જાય છે. મા-

બાપો એમનાથી બનતું બધું જ કરી છૂટે તો પણ. તેઓ બાળકને ભૂંડ ભેગું મૂકી આવે જેથી એ ભૂંડ જેટલું તગડું થાય, ખૂબ કાળજીથી એના જન્મની મેલી, છાણના ઢગલા તળે દાટી આવે કે એ મજબૂત થાય, તેઓ હરણનું શિંગડું ભાંગી એનો ટૂકડો એના ગળા ફરતે બાંધે, જેથી છોકરો હરણ જેટલો ઝડપથી દોડે; પણ તેઓ એક માત્ર જરૂરી ચીજ કરી શકતા નથી–તેઓ એને યોગ્ય અને પૂરતો આહાર આપી શકતાં નથી.

બાળક માંદુ પડે તો માબાપ સૌથી પહેલાં ગુણિયા કે વૈદ પાસે જાય- પંડાબાબા પાસે જાય. એમ જાણવા કે કોની વિદ્યાથી આ માંદગી આવી. જો એ નિષ્ફળ જાય તો તેઓ અકળ પણ અસરકારક કુદરતી દવાઓ તરફ વળે. અમારા ગામમાં આંતરડાના ખસકી જવાના રોગવાળું એક બાળક હતું. એની મા નદીમાંથી કરચલો પકડી લાવી, આખો શેકીને છોકરાને ખાવા આપ્યો, બાળક સાજું થયું. બીજા દિવસે ઢોર સાચવતા એક છોકરાને એક રીંછે બૂરી રીતે ઘાયલ કર્યો. એનું કુટુંબ એક જંગલી ભૂંડ પકડી લાવ્યું, મારીને એના ગરમ લોહીથી છોકરાનો ઘા ધોયો અને એની ચામડીથી પોટીસ બાંધી. આ સારવાર અસરકારક રહી. સંધિવાની સારવાર એવી થાય કે જન્મતી વેળા પહેલા પગ બહાર કાઢીને જન્મ્યો હોય એવા છોકરાનો ડાબો પગ રોગીના સંધિવાના ઠેકાણે અડાડવો.

છોકરું જન્મે ત્યારે સૌથી પહેલી વસ્તુ એ જાણવાની કે કયો પૂર્વજ એનામાં જન્મ્યો કે ઊતર્યો છે. કારણ કે સામાન્ય રીતે એ કુટુંબનો જ કોઇ સભ્ય પોતાના ટોળા, કબીલામાં પાછો જન્મે છે. દેહથી અલગ પડેલું ભૂત સરહદની ભૂમિ સુધી ભટકે છે ને હુંફ અને પ્રેમ શોધતું રહે છે. પોતાના તાપણાની પડખે નહિ તો બીજે ક્યાં એને હુંફ મળશે? પંડાબાબાને બોલાવાય, એ છોકરાને તપાસે કે એવી કોઇ વિશિષ્ટ નિશાની છે જેથી એ પૂર્વજ ઊતર્યાનું પારખી શકાય. જો છોકરું મા નું ધાવણ ન ધાવે તો એ મહત્ત્વની વ્યક્તિ થાય એટલે તો અત્યારથી આટલું સ્વતંત્ર થઇ જાય. સૌથી વધુ મહત્ત્વની બાબત છે બાળકનું નામ પાડવાની. બાળકના મૂલ્યની ભૂતને ગેરસમજ કરાવવા બાળકને કોઇને કોઇ નામ આપવું સારું છે. અમારાં ઘણાં બાળકોને નિમ્નસ્તરીય જાતિનું નામ અપાય છે. જેમ કે ભંગી (એથી દોરવાઇને સફાઇ કરનાર ભંગી પર ભૂત ત્રાટકે?) કે પનકિન. ગોંડ લોકો પનકાઓ વિશે કહે છે કે જો પનકો એક કોળું મેળવી શકે તો એની પાસેથી આખું અઠવાડિયું કોઇ બીજું કામ ન મળે. બીજાઓને ધુરા એટલે કે છાણનો ઢગલો એ રીતે ઓળખાય છે. બીશાઉ એટલે બજારથી ખરીદેલી કોઇ વસ્તુ, જીગરી કે નાનસ બીજાં વિચિત્ર નામો જેવા કે, માચીસ, બીડીકટ્ટા, કારણ કે છોકરું જન્મ્યું ત્યારે બાપ સીગારેટનું પાકીટ લાવેલો, અને 'ડીઇફો' એવું ડિસ્ટ્રીસ્ટ ફોરેસ્ટ ઓફિસર પરથી.

બાળક મોટું થાય અને ધીરે ધીરે એની આસપાસની અદ્ભુત સૃષ્ટિને તાગવા મથે છે. જંગલના છોકરાને આખું કુદરતનું જગત એનું છે એનો આનંદ છે : એ મુક્ત હવાનું છે, પર્વતો અને ઝરણાનું, એકલવાસી જંગલવાટનું, અને ધસમસતા જંગલી પવનોનું બાળક છે, પહેલું એ લાકડાં કાપવા જતી માના વાંસે બંધાઇને જંગલમાં જાય છે. પછી એ ઢોરને ખુલ્લા સપાટ ભાગમાં કે ચોખ્ખી જગ્યાના જંગલના ચરામાં લઇ જાય છે. એવું જંગલ જેના તળ પર કદી સૂરજ ઊતર્યો નથી, કે થોડા ગોઠિયાઓ સાથે, 'કરકોલતી ખિસકોલી જેના દાંત એ ફળ કરતાં વધુ બદામી હોય' એવાં ફળ વીણવા, કે જંગલી ફળો કે પીલુડાંની ભરી ભરી ટોપલીઓ લઇ આવવા એ નીકળી પડે છે.

હોય અહીં રાણી માટેના બોર
કોઇ રાતા કોઇ હોય લીલા
આ છે ગરથી લસબસ
પાન નામનો મોટો દેવ એને ખાય

જીવનના ભયને એ બહુ વહેલા શીખી લે છે. કોઇ પડોશીને વાઘ ખાઇ જાય, એ જગાએ આખું ગામ જાય, એ વાઘના જડબાં સીવવા પંડાબાબા ઝાડમાં ખીલો ઠોકે; કે પછી એકવાર બન્યું હતું તેવું કે દીપડો સોંસરો ઘરમાં આવે અને છોકરું અંધારામાં એના તીક્ષ્ણ નખ અને ચમકતી આંખોના બીહામણા દૃશ્યને જુએ. સાપ તો દરેક ઠેકાણે હોય, કોઇવાર જબ્બર

અજગર રસ્તાની લગમાં સરસ રીતે સરતો હોય, કે ઘડામાં સંતાયેલી નાની જીવલેણ ચીતળ અને માણસના પંજા જેટલા લટિયાળા, મોટા કાળા વીંછી.

હું નથી માનતો કે ગોંડ બાળકોને જંગલમાં ભટકતાં અને રમતાં અતિ બળકટ કુદરતના અણસારા દેખાતા હોય, પણ તેઓ સુંદર ચીજોને ચાહે છે - ફૂલો, તેજસ્વી રંગો, ઝરણાં પરનો સૂર્યપ્રકાશ, તેલીબીયાંના, સુગંધીદાર મોટા ખેતર, નારંગી રંગના પલાશની ભવ્ય કળીઓ, કાંચનારનું સુગંધમય ફૂલ, સદાબહાર સાલવન..

દેખવે મીઠી લાગતી નાની પગદંડીઓ
ગોતવા જાય ઓર મીઠી પગદંડીને

મોટેરાંની પેઠે એમને માટેય પ્રકૃતિ બધી સત્ત્વોથી જીવંત છે- મોટા વૃક્ષોમાં રહેતો નંગબંશી, જંગલી પશુઓનો સ્વામી ભાગેશ્વર દેવ જે વહેતા જળ, પથ્થર અને ઝાંખરામાં રહે છે, ક્રૂર માચન રાજમારગે લબકે, વટેમારગુને લૂંટે, સેમૂર ઝાડની અકળાવતી બખોલમાં ક્રોધે સળગતો ભૂત, મકરામલ ક્ષત્રી છે રાક્ષસી કરોળિયો જે સંધ્યાટાણે રસ્તા આડે જતો જોઇ શકાય, સરાગ્લીલ એનું મોં હંમેશ ખુલ્લુ, નીચલો હોઠ જમીન પર ટેકવાયેલો અને ઉપરનો આકાશને અડકતો. અગણિત કથાઓ છે દૂર ફેલાયેલા આ વનોની. જ્યાં ત્યાં-

બટુકડા પગે પરીઓ નાચે ગોળ
ફીકી ચાંદનીમાં, વારંવાર ડૂબોળે
ચોરાયેલાં છોકરાંને, આઝાદ કરવા
મરણશીલ માંસ અને શુષ્ક મરણશીલતાથી

પાંચ વર્ષનું થાય કે જંગલના બાળકને કામે જવું પડે. લોઢાના ખીલાવાળો રાક્ષસ લોહાર સૂર લુહારની દુકાનની રક્ષા કરે ત્યાં મોટાપેટવાળી એક નાની જીગરી નામે છોકરી, કૃમિથી પીડાતી, ધમણ હાંકે. જાડું અને સ્મિત કરતું રેંગર નામે બાળક ઢોરને ગાળ-વૃષ્ટિ કરતું જાય. નાની હજારીની ઉંમર દસથી વધુની હોય. એ ઘઉંનાં ખેતરોમાં જંગલી ભૂંડ અને બીજા ઢૂંગાંને ભગાડવા એકલી સૂએ. નાની છોકરી ચોખા વીણે, છાણાં થાપે, છોકરાં રાખે. આ બધા છતાં ય તેઓ એમાં સારા એવા પ્રમાણમાં રમવાનોય મેળ પાડી દે.

ગોંડ બાળકને બધા પ્રકારની રમતો હોય. ઘરડાં લોકના ચાળા કરવાનું એને ગમે, જેમ કે મરણ વખતે રોતા દાદા, લગ્નમાં દારૂ પીધેલા બાપા-

પોતાના રમુજી મંચને એ બધા લોકોથી
સમયે સમયે ભરી દે છેક લકવાઇ
જાય એ ઊંમર સુધી
એ લાવે જીવન સાથે

નાના છોકરાઓનું એકાદ જૂથ શાંતિપૂર્વક શૈલ નાચ (સૈલાં) કરતું હોય કે લાકડી ઉપર પીંછું બાંધ્યું હોય એની સામે બલિ ચઢાવતું હોય, ત્યારે એમાંનો એક અતિ ઉભરામાં અમળાતો જાય અને જોનારાં રાજી થાય. મેં બાળકોનું એક જૂથ 'પત્તા' રમતા જોયું, જૂદા જૂદા કદનાં પાંદડાંનાં પત્તાં, પૂરેપૂરી લગનીથી અને મહત્તાથી, કોઇ સફળ જુગારી જે તોરથી ઊતરે એમ જીતનું પત્તું ઊતરતો હોય. દશેરા ટાણે છોકરાઓ પોતાના શરીરને સાધુ પેઠે રાખથી લપેડી દે, ભીક્ષાપાત્ર લંબાવતા હોય એમ કરે અને મેળવી શકાય એટલા દાણા પણ મેળવે, જોઇતા દાણા ભેગા થાય ત્યારે જંગલથી લાકડાં લાવે, નાની છોકરીઓ એમને માટે ભોજન રાંધે. વરસાદ જવાનો થાય ત્યારે છોકરીઓ કાળા માટીના ઘડામાં કાણાં પાડે અને એમાં દીવો મૂકે. કોઇવાર તેઓ એમાં કબૂતરની માટીની આકૃતિ મૂકે. પછી ઉત્સવ વખતે છોકરા કરતા હોય તેમ ગાતાં નાચતાં

દાણા એકઠાં કરતાં જાય. ઓગસ્ટમાં તમે ઘણાં બાળકોને કાખઘોડી ઘાલીને જતા જોયા હોય જ્યારે ગિરિમાતાનો ઉત્સવ હોય- એવી સમજ સાથે કે પાક એમના જેટલા ઊંચા વધે.

બાળકો ઉખાણાં પણ ખેલે. મને યાદ છે હું એકવાર છોકરાંઓનાં એક જૂથ સાથે બેઠો હતો અને એમને કોઇ રોકી જ ન શકે. તેઓમાંના કેટલાક એંસી થી સો-સો કોયડાઓ જાણતા, અને તેઓ મારી ઉત્તર આપવાની ઢીલાશ પર છલકાતા. 'પગ વિના ચઢે, જીભ વગર ખાય, જો પાણી પીવે તો મરી જાય. એ કઇ ચીજ કહેવાય?' અગ્નિ અલબત્ત, જવાબ જાણો ત્યારે થાય. 'એને ગરદન છે, પણ માથું નથી. એને બાંયો છે પણ હાથ નથી.'- એને કહેવાય 'ખમીશ'. 'જ્યારે હું કુમારિકા હતી, તેઓ મને હંમેશાં ફટકારતા. હું પરણી કે મને ક્યારે પણ કોઇ ટપારવાની હિંમત ન કરે' - એને કહેવાય માટીનો ઘડો. ઘડાને ઘડતા પહેલા ટપલા પડે અને કઠણાય કે કાળજીથી મૂકાય કેમ કે નહિ તો તૂટી જાય, અને બીજી જાતિનું કોઇ અડે તો એને ફેંકી દેવું પડે. હવે આ ખૂબ અઘરો છે: 'પગ વગરનો ચોર આવ્યો અને આતુ વિનાની ભેંસ ચોરી ગયો. એક માથા વિનાની વાત - હેરું આ વારતા કહેવાં નીકળી'. - એ છે દેડકાને ખાતો સાપ, જેને જોઇ કરચલો ભાગી જાય. ગ્રામજીવનનું દરેક પાસું આ કોયડાઓમાં પ્રતિબિંબ પામે છે.

છેવટે બાળકને મોટા થવું તો પડે જ. તેઓ એનું એક ગીત, અલબત્ત ઉદાસીભર્યું, એને ગાય.

> હું જ્યારે બાળક હતો, માના ખોળે રમતો
> હવે હું મોટો થયો, મારે બીજાના જીવનમાં જોડાવું પડ્યું
> કહો, મને કહો, પેલી પારના આનંદ
> જ્યારે હું નાની છોકરી હતી, હું બીજાં બાળકો સાથે રમતી
> પણ હવે મારે પુરુષના જીવનમાં જોડાવાનું થયું
> પણ યાદ રાખજો, મારા સ્વામી,
> કે હું હજુ બાળક છું
> જો તમારું બાળક તમને સંતોષ ન આપી શકે તો તમે ધીરજ રાખજો.

પચ્ચીસ વરસ પહેલાં મૈકલ ટેકરીઓને આવરતા જંગલમાં છેક ઉપરના એક ગામમાં પરધાન, - ગાયકભાટ અને ભવિષ્ય કથકોની રોમાંચક જમાતમાં એક છોકરી જન્મી. એ જન્મી કે એનો બાપ નદીએ ગયો અને ત્રણ ત્રણ દિવસ શિકાર કર્યો છેવટે એણે એક કલકલિયો માર્યો. કલકલિયો ઝરણાંનાં નાચતાં જળ પર ફેરા મારે, એની પાંખો હવામાં નાચે, એવો કલકલિયો જે જીવંતતાથી સૌંદર્યથી ભર્યો ભર્યો, ઉલ્લાસરંગી અને નાચતી હવામાં હંમેશા નાચે. મારીને એને ઘેર લાવ્યો ને પોતાની નવલી દીકરીને એમાંથી માંસનો એક નાનો ટૂકડો ચખાડ્યો.

એના બાપની ઇચ્છા પ્રમાણે એ ઉછરી. કલકલિયાનો આત્મા એની સાથે રહ્યો. અને તેણી નર્તકી બની. આપણે એને ફુલમત કહીશું. ઘણા સમય પહેલાં ફોરસીથે ગોંડ સ્ત્રીઓને આ રીતે વર્ણવેલી-

મોટું પડછંદ પ્રાણી, પુરુષ કરતાં કંઇ ઘણાં ઊંચેરા પ્રાણી..., અંદરથી ગોંડ સ્ત્રીઓ લાગે કે માનવ કરતાં વાનરના જેવી વધુ છે. બધાનાં અંગલક્ષણો મજબૂત રીતે અંકાયેલા ને ખરબચડાં છે. છોકરીઓ ક્વચિત જ એવી કમનીયતા ધરાવે કે સહેજ સ્વરૂપવાન અને હસમુખા ચહેરા સાથે હોય, પણ એમની ટૂંકી જુવાની પૂરી થાય કે બધી એકદમ બિહામણી ઉંમરમાં પ્રવેશે.

ભલે, ભલે, ભલે. હવે હું તમને નદીએથી વળી આવતી ફુલમત બતાડું. એના માથે પિત્તળનું ચમકતું વાસણ સવારની સઘળી આભા સમેત ચળકે છે, અને એની છટામાં રાજકુંવરીમાં હોય એવી ચારુતા અને ગરિમા. એનો ચહેરો અંડાકાર અને રંગમાં આછો, એના કોમળ શ્યામ કેશ એના ગાલે વેરાઇ વાંકડિયા થયા હોય, ગળા ફરતે તેજસ્વી બહુરંગી માળા, અને રંગીન પટ્ટીઓ એના કેશની પાછળ બાંધી હોય, તેણી તમને પ્રકાશ અને જીવનની સંવેદના આપશે, સૌથી

પહેલી તો રંગની. આ છોકરી છે ઉત્કટ આવેગમય સોનું.

પછી જૂઓ એનું નૃત્ય. ગોંડ લોકોના કહેવા પ્રમાણે એ છે મોટા વૃક્ષની ડાળીઓમાં વાતા પવન જેવું; એ છે ચળકતા પાણી પર ઉડતો કલકલિયો. એનામાં જંગલ ફૂલ્યું અને ફળ્યું છે. માત્ર એક ફુલમત જ સુંદર નથી, પણ સેંકડો ગોંડ છોકરીઓ જેનામાં શેક્સપીયરની ઓડ્રે કરતાં તો હાર્ડીનોટેસનું તત્ત્વ વધુ ભળાય છે. જો ગોંડ લોકો એક વખતના રાજા હતા. તો તેમની સ્ત્રીઓ હજુ પણ રાજકુંવરીઓ છે. તેઓ હજુ રાજ કરે છે. ગોંડ ગામમાં સ્ત્રીનું દમન એ અજાણી વાત છે. પત્ની જ ઘરની ખરી શાસક છે. એ સ્વાયત્ત છે, આઝાદ છે, તેથી સુખી છે. ફુલમત ખરેખર તો નારીવાદી છે. એ ખૂબ હરખથી સ્તીરીયા રાજ એટલે કે સ્ત્રીના શાસનની વાત કરે છે જે કયારેક આ પરિસરમાં સ્થપાયું હતું. સ્ત્રીઓનાં ટોળે ટોળાં એકઠાં મળ્યાં અને જાહેર કર્યું કે તેઓ સૈનિક છે અને રાજ્ય કરશે. તેઓ એક સ્થળથી બીજા સ્થળે કૂચ કરતી ગઇ, આગળ મોકલતી જાય એમના આગમનની નિશાની રૂપ બકરાનું મસ્તક. કેશ ખુલ્લા અને પવનમાં ઊડે, ભાલા અને કુહાડા એમના હાથમાં. એમણે ગામોના બધા પુરુષોને બરાબરની દીનતા નીચે આણી મૂક્યા. થોડાં વર્ષો પછી એવું રાજ ફરી આવશે કહીને ફુલમત આપણને ધમકાવે છે. દરમ્યાન, ગોંડ સ્ત્રીઓ ફાગ ઉત્સવમાં આગામી રાજનો પૂર્વસ્વાદ માણે છે. એ ગામોમાં ચોમેર નીકળી પડે છે જૂથોમાં અને જે કોઇ પુરુષ હાથે ચડે એને ફટકારવાની એમને છૂટ છે જ્યાં સુધી કશી ભેટ આપીને એ છૂટવાની કિંમત ન ચૂકવે. વ્યક્તિગત રીતે હું તો આ મિજબાનીની વખતે પડદામાં ચાલ્યો જાઉં છું.

પણ, આવી આ ફુલમત રક્તપિત્તની રોગી છે. અમારા જિલ્લાના પ્રખ્યાત ભવ્ય માણસ, લગભગ ડૉન જુઆન, જે પોતાનાં પાછલાં વર્ષોમાં રક્તપિત્તથી કદરૂપો થઇ ગયો એની એ પત્ની હતી. એની આગળની પત્નીને આ રોગનો ચેપ ન હોતો લાગ્યો, પણ એને ચાહનારી અને આશ્ચર્યજનક સમર્પણ થી કાળજી લેતી ફુલમતને એનો ચેપ લાગ્યો, બહુ ખરાબ રીતે નહિ પણ એની નિશાનીઓ ભયાનક અને અચૂક જોવાય એવી છે જ, કે જેથી એનો સુંદર દેહ ભયાનક ચીજમાં ફેરવાઇ ગયો છે. છેવટે પતિ મરી ગયો, એનાં કુટુંબીજનોએ એને રૂપિયો ગળાવ્યો. (આદિવાસીનો અંતિમ ગમગીની ભર્યો સંસ્કાર) જેથી એ જલ્દી મરે, ને ફુલમત અમારા રક્તપિત્તીયાના આશ્રમમાં રહી.

જો તુટ્ટ ગોંડ ગરીબીનું પ્રતીક છે, તો ફુલમત જંગલનો રોમાંસ રજૂ કરે છે. ગોંડ માટે તો સંસ્કૃતિના આરંભ અને અંત સંગીત અને નૃત્યમાં છે. જ્યારે ઢોલ પર ગામ લોકોને નૃત્યમાં નોતરતી ધડધડાટી પડે ત્યારે ફુલમતનો ચહેરો કેવો તો ઉજ્જવળ થઇ ઊઠે છે!

> હે મારા પ્રેમી, તેઓ દૂરના સુંદર જંગલોમાં ઢોલ વગાડી રહ્યા છે
> વગાડવાનો એ પડઘો ફરી ફરી ગર્જે છે ટેકરીઓમાં

રાયલિંગા આ જનજાતિ માટે અગ્નિની મહાન ભેટ સંગીત મારફતે જ લાવી શક્યો હતો. ઘણાં સમય પહેલાં હજુ તો ગોંડ લોકો હૂંફ કે પ્રકાશ વગરના હતા. અગ્નિ રીકડ ગાવડી નામના બીહામણા રાક્ષસના કબજામાં હતો. રાયલિંગા એની પાસે અગ્નિ લેવા ગયો. વાટમાં એને પહેલી 'કિંગરી' બનાવી, ત્રણ તૂંબડા અને વાંસનો એક દંડૂકો લઇને ને વાળના બે તંતુ એના

સાથમાંથી ખેંચીને, એ રાક્ષસના વિસ્તારમાં પહોંચ્યો ત્યારે એણે એ 'દોતારી' વગાડવા માંડી, જેમ જેમ એ વગાડતો ગયો, વૃક્ષો અને ડુંગરા શાંત થયા, અને વધુ સાંભળવાની ઇચ્છાથી રાક્ષસ ઊભો થયો. 'ક્યાંથી આ જીવડું આજે આ મેના પક્ષી જેવું ગાવા અહીં આવ્યું?' પછી સંગીતનો લય જેમ જેમ એના દેહમાં ઊતરતો ગયો એ ક્રૂર વૃદ્ધ રાક્ષસ નાચવા લાગ્યો.

એ રસ્તે આવ્યો, એના ખેતરના વચમાંના અગ્નિ પાસે આવ્યો,
ક્યારેક બેસતો, ક્યારેક ઊભતો, કૂદતો, ગબડતો એ નાચવા લાગ્યો.
દિવસ ઊગતો ગયો, સંગીત વાગતું ગયું, એની વૃદ્ધ સ્ત્રી જોવા આવી.
ખેતરમાં માધુર્યપૂર્ણ સંગીત વાગતું તેણીએ સાંભળ્યું.
ખેતરની ધારે આવી ત્યારે તેણીએ કાનોકાન સંગીત સાંભળ્યું.
એ વૃદ્ધ સ્ત્રીએ પોતાના પતિને પાસે બોલાવ્યો.
લાંબા હાથે, ઊંચક્યા પગે, નીચે નમેલા ગળે એ નાચ્યો.

એ વૃદ્ધ સ્ત્રીએ એના પતિ સામે જોયું અને કહ્યું, મારા ઘરડા પુરુષ, મારા પતિ, સાચે જ એ સંગીત ખૂબ જ મધુર છે. હું નાચીશ, વૃદ્ધ સ્ત્રીએ કહ્યું, પોતાના કપડાની ગડી ઢીલી કરીને તેણીએ ઝડપથી વાડ પાસે નાચવા માંડ્યું.

ગોંડ લોકોનું પોતીકું રામાયણ જાણી લેવું ઘણું રસપ્રદ છે. એમાં લક્ષ્મણ નાયક છે, અને આખી વાર્તા સંગીતની શક્તિ પર આધારિત છે. કારણ કે લક્ષ્મણ પાસે પણ અદ્‌ભૂત કિંગરી હતી – નિમ્મત કિંગરી, એવી સારંગી જેના પર પ્રેમગીતો વાગતાં. એકવાર વગાડતા થોડીવાર થોભ્યો અને કિંગરી ભીંતે લટકાવી તો એમાંથી દુઃખનાં મોટા મસ આંસુ પડ્યાં. એટલું સુંદર એ સંગીત હતું કે, એના પડઘા સ્વર્ગ સુધી પહોંચ્યા અને ઇન્દ્રકામણી નામે પરીઓની દેવીએ સાંભળ્યા, અને આ સંગીત વગાડનારને શોધવા દિવ્ય દરબાર છોડીને ધરતી પર ભટકી, પણ લક્ષ્મણ તો હતો શુધ્ધિનો અવતાર. એની સિતાર હતી સત્‌ની, તેણીની બધી ધૂતારી ક્રિયાઓથી ય તે ધૂતી શકી નહિ. પણ રામે એના સીતા સાથેના સંબંધોની શંકા કરી અને લોખંડની અનાજ–કોઠીમાં સળગાવી મારવા પૂરાવ્યો. લક્ષ્મણે ત્યાં જ બેઠા બેઠા સિતાર આનંદ મસ્તીમાં વગાડી અને નવ દિવસ પછી એ હેમખેમ બહાર આવ્યો.

એક દિવસ ભીમાઓનું એક જૂથ આશ્રમે આવ્યું, પુરુષો તુમા વગાડતા હતા અને સ્ત્રીઓ એમની સામે નાચતી હતી. પરધાન જેવા જ ભીમાઓ પણ ગોંડ જનજાતિની એક શાખા છે તેઓ સંગીત અને નૃત્યને વરેલા છે. ઘણા સમય પહેલા સીતાને રામચંદ્ર સાથે ઝઘડો થયો, એથી તે હતાશ હતા કે કેવી રીતે સીતાને મનાવું. મહારાક્ષસ ભીમસેને પોતાના શરીર પરનો મેલ લીધો અને એમાંથી નાનો માણસ બનાવ્યો. પછી એમણે એક વાડવેલાનું તૂંબડું અને આહિરનો વાંસ, થોડું મીણ અને કાળા હરણના સ્નાયુમાંથી દોરી વણીને પહેલું તુમા બનાવ્યું. ભીમસેને પેલા નાચતા નાના માણસને તુમા આપ્યું, એટલું સુંદર એ નાચ્યો અને ગાયો કે સીતા પોતાનો ક્રોધ એ વિસરી ગઇ. એ પછી તુમાને મોહનવાજા તરીકે (મોહી લેનારું વાજું) ઓળખાવાઇ. પછી એ નાનો માણસ પહેલો ભીમા બન્યો. ત્યારથી લઇને એની જનજાતિ એક ગામથી બીજા ગામ ગાતી નાચતી ફરે છે. મેં એમને કહ્યું, ''તમારે કોઇ ખેતરો છે? આ જ અમારાં ખેતરને બળદ,'' તેમણે એમને રોજી આપતા તુમા તરફ આંગળી ચીંધીને જવાબ વાળ્યો.

ભીમાઓ ખરેખર તો સંગીતની પૂજા કરે છે. તેમનો નાયક ભીમસેન તુમામાં વસે છે અને જે ધૂન રચી એના પર નાચે છે. ભીમાઓ સંગીતના માનમાં બે ઉત્સવો રાખે છે. જ્યારે નવા ચોખા તૈયાર થાય ત્યારે થોડા ચોખા સાંજે પાંદડા પર રાખીને તુમા સામે મૂકે છે. એ નાનું તાપણું સળગાવે છે અને અગ્નિ પર તેમજ તુમા પર ચોખા વેરે છે, સાથે બોલે છે : ''હે ભીમસેન, આ અર્ઘ્ય સ્વીકારજો. સંગીત તમારું છે એટલે; તમે એને પહેલું બનાવ્યું હતું.'' દશેરાના તહેવાર વખતે તેઓ કોળામાં ચાર લાકડાંને પગ ગણી ખોસી બકરો બનાવે છે. તેને તુમા સામે મૂકે છે, સાથે ફૂલો અને ગાયના છાણના લોંદા પણ

મૂકે છે. છેવટે એ નમૂનાનો બકરો વચ્ચેથી કાપીને બલિ ચઢાવે છે, ફરીથી બોલે છે, ''હે ભીમસેન, આ અર્ઘ્ય સ્વીકારજો, સંગીત તમારું છે માટે; કે તમે એને પહેલ વહેલું બનાવ્યું હતું.''

આ આદિવાસી આધુનિક જગતને કોઇ સંદેશ આપે છે? કે શક્ય તેટલા જલ્દી આપણે તેને સંસ્કૃતિના મુખ્ય પ્રવાહમાં લાવવો જોઇએ? ગોંડના માનસમાંની સાદગી અને આઝાદી, બાળકો માટેનો પ્રેમ, એની સ્ત્રીઓની સ્થિતિ, એમની જુસ્સાભરી સ્વતંત્રતા, પૌર્વાત્યોમાં રહેલા કેટલાંય વિધિનિષેધોમાંથી ઘણાનો એમનામાં અભાવ- જેવા ઘણાં ગુણો જાળવવા જેવા છે. મને લાગે છે કે કબજાવૃત્તિના આવેગને લીધે તૂટવાની અણી પર ફરી એકવાર આવેલા અને પ્રેમના અભાવવાળા આધુનિક જગતને કહેવાનો આ આદિવાસી પાસે અસલી સંદેશો છે. પંડાબાબા, કુલમત અને એમના પડોશીઓએ ગરીબી, રોગ, હતાશા અને આફતોનો અથાક હિંમતથી સામનો કરતા કરતા જીવનની ફિલસૂફી ઘડી લીધી છે.

માટીના છાપરાની આ ફિલસુફી કહે છે કે, જીવન પાસે ઝાઝું માગવું જોઇએ નહિ, વસ્તુઓનો અતિ સંગ્રહ ન કરવો જોઇએ, અમર દેવો પાસે બહુ આશા રાખવી નહી, પણ મોહક કુટુંબ વર્તુળમાં, પ્રેમ વળતો મળતો હોય ત્યાં પ્રેમ કરવો જે તમારી પડખે મરણ પર્યંત ઊભા રહે. સૌથી વધુ મૂલ્યવાન, ધરાવવા જેવી ચીજ છે આત્માની આનંદભરી આઝાદી, પુરુષ કે સ્ત્રી જાણે છે તેવો સૌથી મોટા ખજાનો છે હૃદયની સાદગી.

અંગ્રેજીમાંથી અનુવાદ

**કાનજી પટેલ**

# જંગલમાં ખેતી
## ડાંગ : ૧૮૩૦ થી ૧૯૯૨

ડેવિડ હાર્ડિમન

ગુજરાત અને વિશેષરૂપે ડાંગના ઇતિહાસના પ્રખર અભ્યાસી અને પ્રસિદ્ધ ઇતિહાસલેખક, કોવેન્ટ્રી-યુ.કે. ખાતે યુનિવર્સિટી ઓફ વૉરવિક માંના પ્રોફેસર ડેવિડ હાર્ડિમનના ઘણા પુસ્તકો આદિવાસીના અભ્યાસ સંદર્ભે ખૂબ મહત્ત્વપૂર્ણ ગણાય છે. પ્રસ્તુત લેખ 'વિલેજ વોઇસેસ, ફોરેસ્ટ ચોઇસેસ' (ed. Mark PoffenBerger & Betsy Mcgean, OUP, New Delhi) એ સંગ્રહમાં છપાયેલા તેમના લેખનો અનુવાદ છે. આ અનુવાદ સ્વતંત્રતા સુધીના ભાગનો સંપૂર્ણ અનુવાદ છે, તે પછીના ભાગનો સંક્ષિપ્ત અનુવાદ છે. લંબાઇ ટૂંકાવવાની સાથેસાથે વ્યક્તિગત / જ્ઞાતિગત વિગતો ટાળવાનો પ્રયત્ન કર્યો છે. જેમને એ વિગતો જાણવામાં રસ હોય તેમણે મૂળ અંગ્રેજી પુસ્તક જોવું.

૧૯૯૦ ની શરૂઆતમાં ગુજરાતના ડાંગ જિલ્લામાં આદિવાસીઓનું એક જૂથ આરક્ષિત જંગલમાં ઘૂસ્યું અને ત્યાં તેમણે ખેતી માટે જંગલ સાફ કરવાની શરૂઆત કરી. આ વિસ્તાર 'જૂનો ગામતળ' હતું એવો તેમનો દાવો હતો, એટલે કે આ જગ્યાએ પહેલા ગામ વસ્યું હતું. અને તેથી ત્યાં ખેતી કરવી એ તેમનો પહેલાંથી ચાલતો આવેલો અધિકાર હતો. ગુજરાત સરકારના જંગલ ખાતાએ તેમનો આ દાવો અમાન્ય કર્યો અને લગભગ નેવું જેટલા લોકોની જંગલના કાયદાના ભંગ બદલ ધરપકડ કરવામાં આવી. આનાથી ચળવળ ભાંગી પડશે એવો અંદાજ હતો, પણ થયું ઉલ્ટું. સત્તાધિશોને અનપેક્ષિત પ્રતિકારનો સામનો કરવો પડયો. પોતાનું કાર્ય યોગ્ય જ છે એવો લોકોને દઢ વિશ્વાસ હતો, એવું એકંદરે દેખાવા લાગ્યું.

ત્યાર પછીના બે વર્ષમાં આ સંઘર્ષ ખૂબ જ વધ્યો, અને તેમાંથી બે અલગ અલગ, સંપૂર્ણ રીતે પરસ્પરવિરોધી એવી વિચારધારાઓ સામે આવી. એક તરફ આદિવાસીઓને એવો વિશ્વાસ હતો કે પહેલાથી ચાલી આવેલી પ્રણાલીનુસાર પોતાના વતનમાં જોઇએ ત્યારે જોઇએ ત્યાં ખેતી કરવાનો તેમને અધિકાર છે. બીજી તરફ જંગલ અધિકારી આરક્ષિત જંગલના દરેક ભાગનો નિશ્ચિત કેવી રીતે ઉપયોગ થવો જોઇએ એ નક્કી કરવાનો પોતાનો કાયદાનુસાર સંપૂર્ણ અધિકાર જણાવતા હતા. ડાંગમાં ગઇ એક સદીથીય વધુ સમય આજ સંઘર્ષ ચાલતો આવ્યો છે અને એ જ આ લેખનો વિષય છે.

### પૂર્વભૂમિકા

ડાંગ એ મુખ્યત્વે આદિવાસી વિસ્તાર છે, દક્ષિણ ગુજરાતના સપાટ મેદાનો અને પશ્ચિમ મહારાષ્ટ્રના ખડકાળ પહાડોની વચ્ચે તે આવેલો છે. ડુંગરમાળાનો આ પ્રદેશ જંગલથી ઢંકાયેલો, નદીઓની ઊંડી ખીણોથી વિભાજીત છે. મધ્યકાળમાં આ પ્રદેશ ભીલ નાયકોના અમલમાં હતો. આ રાજાઓ અન્ય ભીલોપર તેમજ અલગ અલગ ગૌણ દરજ્જાના સમાજપર રાજ્ય કરતા હતા. જેમાં મુખ્યત્વે કૂંકણા (જેમને ક્યારેક કુનબીના નામથી ઓળખવામાં આવે છે), વારલી અને ગામીતનો સમાવેશ થાય છે. ઇ.સ. ૧૮૭૨ની ડાંગની વસ્તી ગણતરીમાં ૭૪૨૬ ભીલ, ૬૫૧૭ કૂંકણા, ૨૪૯૧ વારલી અને ૩૦૨ ગામીત હોવાની નોંધ છે.

આ ભીલ નાયક આ વિસ્તારમાં ઓછામાં ઓછા ચારસો વર્ષથી પોતાનું વર્ચસ્વ ધરાવે છે. કારણ કે અંગ્રેજ પ્રવાસી સર જહોન હોકિન્સે ઇ.સ. ૧૬૦૮માં ડાંગના - કિરલીના ભીલનાયકનો ઉલ્લેખ કર્યો છે. કૂંકણાઓ આ વિસ્તારથી નૈઋત્ય

તરફ આવેલા મહારાષ્ટ્રના તટ વિસ્તારથી - અર્થાત, કોંકણથી આવ્યા. આ ફક્ત આ સમાજના નામ પરથી જ સ્પષ્ટ થાય છે એવું નથી, પણ તેમની ભાષાથી પણ ખ્યાલ આવે, જે ઉત્તર કોંકણની કેટલીક વિશેષતાઓને જાળવતી મરાઠીની જ એક ઉપભાષા છે. મૌખિક પરંપરા મુજબ ૧૩૯૬થી ૧૪૦૮ દરમિયાન કોંકણને ઉજ્જડ કરનારા ભયંકર એવા દુર્ગાદેવીના દુકાળને પગલે આ લોકોએ ઉત્તર તરફ સ્થળાંતર કર્યું.

## સાધનસંપત્તિના વિનિયોગની પ્રાચીન પદ્ધતિ

આ ભીલ નાયકોનો દરજ્જો તે તે સમયે કોનું કેટલું વર્ચસ્વ છે તેના પર નક્કી થતો હોય એવું દેખાય છે. લગભગ બધા ભીલ મોટાભાગે આ કે તે રીતે કોઇને કોઇ નાયક સાથે નાતો ધરાવતા હતા. આ ભીલોમાં ઉચ્ચનીચતા એ પ્રત્યક્ષ સંપત્તિ કરતાં જેની તેની સત્તા અને પ્રતિષ્ઠાપર અવલંબતી હતી. તેમના ઘર સાદા લાકડાના ચોખટાં, વાંસની ભીંતને છાણ માટીથી લીપેલા રહેતા, અને ઉપર વૃક્ષોના પાંદડાથી ઢાંકેલ છાપરું રહેતું. નાયકો જાતે ખેતી કરતા ન હતા. ભીલ સિવાયની પ્રજાએ તેમના માટે ખેતી કરી પેદાશ કરવી એવી અપેક્ષા રહેતી. ભીલ નહિ એવા ખેડૂતોને વાર્ષિક ખેતી પર કર ભરવો પડતો અને તેનો દર ખેતી હાથથી થાય છે કે હળથી તેનાપર નક્કી થતો હતો.

કૂંકણાઓ 'રાબ' પદ્ધતિની ખેતી કરતા, જે ખીણના સપાટ ભાગો પૂરતી જ સીમિત હતી. જંગલમાંથી સૂકા પાંદડા ભેગા કરી જમીનના એક નાનકડા ભાગ પર તેનો ઢગ કરી બાળવામાં આવતો. પછી ત્યાં બીજ મોટેભાગે નાગલી કે ડાંગર ની વાવણી થતી. ચોમાસુ આવતાં તે ભાગની આસપાસની જમીન ખેડીને કે કોદાળીથી ખોદીને તૈયાર કરવામાં આવતી. બળદનું હળ વાપરવું એ કૂંકણાઓ માટે રોજિંદી બાબત હતી એમ લાગે છે. એકવાર વાવેલું બીજ મોટું થાય કે તે ઉખેડી ખેડીને તૈયાર કરેલ જમીન પર તેની રોપણી કરવામાં આવતી આ પાકને વારંવાર નીંદવો પડતો અને વરસાદ પૂરો થતાં જ પાકને કાપી લેવામાં આવતો. જંગલના વૃક્ષની ડાળખીઓ અને પાન બાળીને કરેલા આદર બીજના સંવર્ધન માટે વિશેષ લાભદાયી હોય છે અને પાક પણ તેનાથી ભરપૂર આવે. જંગલમાં મળી આવતાં ભરપૂર પાંદડા અને ઝાડી ઝાંખરાને કારણે ડાંગનો આ પ્રદેશ આવા પ્રકારની ખેતી માટે વિશેષ ઉપયોગી રહેતો. અત્યંત નિયમિતપણે જમીનનો એક ભાગ ફક્ત બે કે ત્રણ વર્ષ પૂરતો જ ખેડવા માટે ઉપયોગમાં લેવાતો. ત્યારબાદ તે જમીન ખુલ્લી રાખવામાં આવતી અને ખેડવા માટે બીજી જગ્યા શોધવામાં આવતી.

'ભીલ' અને 'વારલી' એ 'કુમરી' કે 'ડાળી' પદ્ધતિ ની ખેતી કરતા એ માટે ખેડવા કે નીંદામણની જરૂર રહેતી ન હતી. જમીનનો એકાદ ટૂકડો- મોટે ભાગે ડુંગર પરનો ઢાળ કે ક્યાંક ઊંચી જગ્યા-શોધીને તેઓ ઝાડી-ઝાડવાને તોડી સાફ કરતા. આ ઝરડાં સૂકાઇ જાય કે તેને બાળવામાં આવતાં. અને આ રાખ પર બિયારણ-મોટેભાગે તો નાગલી-વાવવામાં આવતી. ત્યારપછી વરસાદ આવતાં જ ત્યાં અંકુર ફૂટી નીકળતા. રોપા મોટા થાય, વરસાદના આખરમાં પાક કાપી લેવામાં આવતો. ડુંગર પરની અને ઢોળાવ પરની જમીન હલકી હોઇ આ પાકની પેદાશમાં કસ ઓછો રહેતો. આ પ્રકારની ખેતી માટે મોટેભાગે દર વર્ષે નવી જમીન શોધવી જરૂરી રહેતી.

આમ ભીલ અને કૂંકણા ખેતી માટે એક બીજા કરતા અલગ જમીન પસંદ કરતા અને અલગ પદ્ધતિને અનુસરતા, તેથી આ બન્ને પદ્ધતિ એકબીજાને પૂરક છે. બન્ને પદ્ધતિ માટે ભરપૂર જગ્યા અને જંગલ જરૂરી છે. ગામોની સંખ્યા ઓછી, આકારમાં અત્યંત નાનાં અને દૂર દૂર વિસ્તરેલ રહેતા. ૧૮૭૭માં એક અધિકારીએ એવું લખ્યું હતું કે, ''ડાંગ એ વચ્ચેવચ્ચે નાની નાની ખેતીના બેટ ધરાવતો ઝાડો અને જંગલનો એક વિસ્તીર્ણ સમુદ્ર કહી શકાય.'' ગામ એટલે બે-ત્રણ કુટુંબો વસતા હોય એવો કોઇ એકાદ ભાગ, જ્યાં આ કુટુંબો કેટલાક વર્ષો વસવાટ કરી પુનઃ ક્યાંક નીકળી જાય. ૧૮૩૦-૭૦ના ગાળામાં આ પ્રકારના 'ખપાડ્યા' ગામનો રેકોર્ડ મળી આવે છે, તેના પરથી કોઇ વિશિષ્ટ સ્થળે વસતી અને સમયાંતરે તે છોડી જવાની પદ્ધતિ ધ્યાનમાં આવે છે. ૧૮૩૦માં આવો વિસ્તાર જના પટેલ નામના એક કૂંકણાના તાબામાં હતો.

૧૮૩૦માં જ્યારે અંગ્રેજોએ ડાંગ પર કબજો જમાવ્યો, ત્યારે તે આ સ્થાન છોડીને નીકળી ગયો. તેથી કેટલાક વર્ષ આ વિસ્તાર પડતર જ રહ્યો. સમય જતાં જના પટેલ પોતાના છોકરો એરુ જે હવે પાંત્રીસ વર્ષનો હતો, તેને લઇને પરત આવ્યો. પરંતુ, ડાંગ બહારથી આવેલા કેટલાક ફરતા અધિકારીઓ અને અન્યના કામ માટે તેમણે વેઠ કરવી પડી તેથી તે જલ્દીથી બન્ને ફરી આ સ્થળ છોડી અન્ય સ્થાને જતા રહ્યા. ૧૮૩૭માં જાનુ, એરુ અને બીજા ત્રણ કૂંકણાઓ ફરી એકવાર અહીં વસવા પરત આવ્યા. ૧૮૬૮માં આવેલા કોલેરામાં જાનુ અને અન્ય કેટલાક લોકો એમાં મૃત્યુ પામ્યા. એરુ સાથે બચેલા બીજા લોકો ગામ છોડી નીકળી ગયા. ૧૮૭૧ સુધી ગામ એમજ ખાલી પડી રહ્યું.

નાયકોને કર ચૂકવવો પડતો, અને ભીલોની માંગણી એકંદરે પૂરી કરવી પડતી તોયે દેખીતી રીતે જ સામાન્યતઃ કૂંકણાઓ શિકાર કરવાનું અથવા કંદમૂળ શોધવાનું ટાળીને પણ સારી રીતે જીવનનિર્વાહ કરી શકતા હતા. તેથી ઊલટું ભીલ અને વારલી તેમની કુમરી પદ્ધતિની ખેતીમાંથી માત્ર બેથી ત્રણ મહિના ચાલે એટલું જ અનાજ પકવી શકતા, અને પછી બાકીના આખા વર્ષમાં જીવવા માટે જંગલીફળો મહુડાના ફૂલો અને જંગલી ધાન્ય તેમજ કંદમૂળ જેવા બીજા રસ્તા ઉપર આધારિત રહેવું પડતું. ભીલો તીરકાંમઠાથી અને ક્યારેક બંદૂકથી ઉત્તમ શિકાર કરતા. ઊંચા ઘાસને આગ લગાડી જાનવરોને જગાડે અને પછી તેમને નિશાન સાધીને મારે. સસલાને બખોલમાં ધૂમાડો કરી બહાર કાઢે અને જાળમાં પકડવામા આવે, તે જ રીતે માંછલાને-પક્ષીઓને પકડે.

## ડાંગના જંગલોની અર્થવ્યવસ્થા

ડાંગનો બહારની દુનિયા સાથેના આર્થિક વ્યવહારમાં નિકટનો સંબંધ હતો. જંગલની પેદાશોની માંગ હતી. અને તે પૂરી પાડીને અહીંના લોકો તેમાંથી રોકડા પૈસા તેમજ વસ્તુના રૂપમાં આવક મેળવતા હતા. તેઓ લાકડું કાપીને વેચતાં નહોતા, કારણ કે વૃક્ષોના મોટામોટા થડોને ખાનદેશના ઘાટસુધી કે નીચે દક્ષિણ ગુજરાતના વૈભવી બજાર સુધી પહોંચાડવું તેમના માટે શક્ય નહોતું, અને તેવી તેમની તૈયારી પણ નહોતી. જંગલમાંથી લાકડા ખેંચી લાવવા માટે બળદોના મોટા ટોળાઓની તેમજ એ લાકડું મેદાનમાંથી લઇને બજાર સુધી લઇ જવા માટે ચાર-ચાર બળદોના મજબૂત બળદગાડાઓની જરૂરિયાત હતી. આ પ્રકારનો વેપાર બ્રિટીશરોના આગમન પહેલાં મોટા પાયે ચાલતો હતો. ડાંગના આજુબાજુના શહેરોમાંના વેપારીઓ દ્વારા તે થતો. સામાન્ય રીતે વેપારી વહેવારની જગ્યા જોઇ તે જગ્યાના ભીલ નાયકનો સંપર્ક સાધતો. એકવાર તેની પરવાનગી મળી જાય કે સપાટ વિસ્તારમાંથી બળદની જોડી અને ગાડી રાખનારા ખેડૂતો સાથે ભાવ નક્કી કરતો. ફેબ્રુઆરીથી મે મહિના દરમ્યાન આ ખેડૂતો પોતાની ખેતીના કામમાંથી નવરા રહેતા, તે સમયે તેઓ ડાંગમાં જતા અને ઝાડો કાપી લેતા, પછી બહાર મોકલાતી દરેક ગાડીની ગણતરી પ્રમાણે નક્કી કરેલ રકમ સ્થાનિક નાયકને ચુકવવામાં આવતી. આ કિંમત પૈસાના રૂપમાં અથવા વસ્તુના રૂપમાં રહેતી. (ઉદા. અનાજ, કાપડ અને ડાંગમાં ઉપલબ્ધ ન હોય એવી વસ્તુ). લાકડા પરની આ વસુલાત આ નાયકોના ઉત્પાદનનો મહત્ત્વનો સ્રોત હતો. કનિષ્ઠ ખેડૂતો પર નાખવામાં આવેલો ખેતીનો કર કે આજુબાજુના સપાટ વિસ્તારમાં કરવામાં આવતી રખેવાળીની વસૂલાત કે ખંડણી (protection money) જેવાં સ્રોત કરતાં પણ મોટો આ સ્રોત હતો. ઉદા. ૧૮૨૫માં શિલ્પતની વાર્ષિક ઉપજ આશરે રૂપિયા ૫૦૦૦ હતી. તે પૈકી ખંડણીની રકમ રૂપિયા ૧૦૦૦ કરતાંય ઓછી હતી, અને ખેતી પરના કરની રકમ તેનાથીય ઓછી.

આ જ પ્રમાણે, જંગલની અન્ય પેદાશનો વેપાર તેમજ વિનિમય ડાંગી લોકો ડાંગની સીમા પર રહેતા વેપારીઓની સાથે, તેમજ ઉનાળામાં ચરવા માટે જંગલમાં ગાયોનું ટોળું લઇ આવતા વણઝારાઓની સાથે કરતા. ૧૮૪૩માં મહુડાના ફૂલોનો થયેલો સોદો એ ડાંગનો સાગના વેપારની લગોલગ હતો. ૧૦ એપ્રિલ ૧૮૫૬ના દિવસે ડાંગના પ્રવાસે આવેલા એક ફોરેસ્ટ અધિકારી નોંધે છે કે, મહુડાના ફૂલો ની પૂરી મોસમ આવી છે, અને બધા લોકો તે ફૂલો વેચવા અર્થે વીણવા માટે બહાર પડયા છે. આ ફૂલોનો કેટલોક જથ્થો વણઝારાઓ મેદાની વિસ્તારમાં લઇ જતા, વધેલો ડાંગના સીમાડા પર લાવી

દારૂના વેપાર માટે વેચવામાં આવતો, જેમાંથી દારૂ બનાવી ગામડાઓમાં- શહેરોમાં વેચાતો. ઘણા ડાંગી લોકો માટે મહુડાના ફૂલોનો સોદો એ રોકડા પૈસા મેળવવા માટેનો મુખ્ય રસ્તો હતો જેમાંથી કપડાંલત્તાં તેમજ અન્ય જરૂરી વસ્તુઓ વેચાતી લઇ શકાતી. ડાંગી લોકો વાંસની વસ્તુઓ પણ બનાવતા. ઉદા. ટોપલી, સાદડી, સૂપડી વગેરે, અને ડાંગના સીમાડા પર લઇ આવતા. ત્યાં વેપારીઓ આ માલ વેચાતો લઇ આગળ મેદાની વિસ્તારમાં વેચતા. આ જ પ્રમાણે મધ અને લાખનો પણ વેપાર ચાલતો.

# જંગલવાસીનું જીવન

સુભાષ પાવરા

*જંગલવાસી ઝાડી-જંગલમાં રહે છે. તેમના દરરોજના ખોરાકમાં જંગલનો ભાજી-પાલો હોય છે. બજારની મોંઘી શાકભાજી તેઓ ખરીદી શકતા નથી. રસોઇનો સમય થવા આવે ત્યારે જંગલમાં જઇ કોઇપણ વનસ્પતિના પાંદડા તોડી લાવે, તેલ વિના, ચટણી મીઠું નાંખી ભાજી તૈયાર કરી મજાથી ખાય છે. આ શાકભાજીમાં કેટલાક ઔષધીય ગુણો હોય છે. કેટલીક બિમારીમાં તે ગુણકારી નીવડે છે. જંગલની શાકભાજી ખાઇને તેઓ સુખેથી જીવે છે.*

*હવે જંગલનો નાશ થઇ રહ્યો હોવાથી જંગલના રહીશોને અનેક મુશ્કેલીઓ ઊભી થઇ છે. તેમાંથી કુપોષણ અને બીજા અન્ય રોગોનું પ્રમાણ વધતુ ગયું છે. જંગલની સાથે જ જીવનનો પણ નાશ થવાનો છે. જંગલ બચાવવું એ ખૂબ જ અગત્યનું છે.*

*જંગલના વિવિધ શાકભાજી*

*પિપળાના, ઝાડનો કુમળો-પાલો, પિપળનાં ઝાડના પાનો, ઝાડનો પાલો, શણ, કુરચાના પાંદડા, આમલીના ઝાડનો મોર અને પાંદડા, આંટીના વૃક્ષનો મોર આવા વિવિધ વૃક્ષોના કુમળા પાંદડા તોડી સ્વચ્છ પાણીથી ધોઇ બાફીને ભાજી તૈયાર કરવામાં આવે. તેવી જ રીતે કેટલીક વનસ્પતિમાં તાંદળજાની ભાજી, ભાજીના વેલની ભાજી, જંગલની કંદના પાનની ભાજી, કડવા કંદનો પાલો, તિવીસના ઝાડનો મોર, આમલીનાં પાંદડાં, ફળ, આંબાના કેરીના છાલટાં, વાંસના કુમળાં અંકુર, ચોવાની કુમળી વેલ, કંટોલાં, ખાટી ભાજીના ફૂલ અને ભાજી; ભીંડાની ભાજી, કાપીને દાળમાં નંખાય અથવા તેનું શાક બનાવાય. કેટલીક ભાજી ખાટી હોય. આમ વિવિધ વૃક્ષો, વેલાઓ કંદમૂળ, ફળ, ઘાસની ભાજી બનાવવામાં આવે છે.*

*ફળ*

*જંગલની વિવિધ વનસ્પતિમાંથી અલગઅલગ ઋતુમાં ફળ મળી રહે છે. સીતાફળ, ટીમરૂ, જાંબુ, જામળા, બીલીના ફળ, આમળા, જંગલી કાકડી (ચીભડાં), જંગલી કેળ, ઉમ્બરના ફળ, સુરણ કંદ, પિપળાના વૃક્ષના ફળ, કેરી, બોર વગેરે.*

*કેટલાક વૃક્ષના બી માંથી તેલ કાઢી ઔષધ તરીકે વાપરવામાં આવે છે. રોયચાં નામના ઘાસનું તેલ, ખાખરાના બિયાંનું તેલ, કરંજીનું તેલ, કંગડો ઝાડનું તેલ, સફેદ મૂસળી, બેહડા, ઇંગવણાંનું તેલ આમ ઝાડોમાંથી તેલ કાઢી ઔષધ તરીકે વાપરે છે. ડોળીનું તેલ ખાવામાટે ઉપયોગમાં લેવાય. મહુડાના ફૂલમાંથી દારૂ બનાવે છે. કેટલાક ફૂલોને ખાવામાં વાપરે છે. મયણા ઝાડના મૂળ, સિરબલા વેલના કંદ, કઢઇના મૂળ, મીઠો કાંદો, શિરિવેલના ફૂલ આ બધું કાચું ખાવામાં વપરાય છે.*

*મયણા ઝાડનો ગુંદર, કઢઇનો ગુંદર, ધાવડાનો ગુંદર, લિંબુના ઝાડનો ગુંદર, લીમડાનો ગુંદર.*

*આમ વિવિધ વૃક્ષોમાંથી ગુંદર ભેગો કરી વેચવામાં આવે છે.*

ડાંગી લોકો ઢોર પણ પાળતા. પણ અન્નની દૃષ્ટિએ તેનું ખાસ મહત્ત્વ હતું નહિ. કૂંકણા મુખ્યત્વે ખેતી કરવા માટે બળદોનો ઉપયોગ કરતા અને ઉપજ માટે ગાયો પાળતા. બળદો બેઠાઘાટના રહેતા. ગાયો માણસોને પૂરતું થાય એટલું દૂધ આપનારી ન હતી. ક્યાંક ભેંસ કે બકરાં પાળવામાં આવતા. બળદોને ચરવા માટે જંગલમાં છોડવામાં આવતા. આ સિવાય ઉનાળાના દિવસોમાં વણઝારાઓ પોતાની ગાયો લઇને ડાંગમાં ચરાવવા આવતાં. આ ગાયોના ટોળામાં ઘણા બધા બળદો રહેતા. ચરાવવા પેટે તેઓને ભીલનાયકોને રકમ ચૂકવવી પડતી, જે મોટાભાગે એકસો ઢોરોના પ્રમાણમાં નક્કી

*કેટલીક વનસ્પતિના પાંદડા વાટીને ઘા પર, સોજા પર બાંધવામાં આવે છે. કેટલીક વનસ્પતિના પાંદડામાથી રસ કાઢી બિમાર માણસને પિવડાવવામાં આવે છે. કેટલીક વનસ્પતિમાંથી તેલ તૈયાર કરી શરીર પર લગાડવામાં આવે છે અથવા પિવડાવવામાં આવે છે. જંગલ સમાજને આહાર, ઔષધ, આર્થિક મદદ આમ વિવિધ રીતે ઉપયોગી બને છે.*

*જંગલમાં રહેતા માણસો જંગલપર આધારિત જીવન જીવે છે. તેઓ પ્રત્યેક ઝાડનો ઉપયોગ કરે છે. કેટલાક ઉપયોગી વૃક્ષોને તેઓ ખાસ ઊગાડે છે. તેની દેખરેખ રાખે છે. આંબો, મહુડો, ચારોળી, આ ખૂબ જ કિંમતી વૃક્ષો છે. તો તે માલિકીના હોય છે. સંકટ સમયે આ વૃક્ષોને ગિરવે મૂકવામાં આવે અથવા વેચવામાં આવે છે. આ વૃક્ષો ખેતરમાં અથવા ખેતરના સીમાડે ઊગાડવામાં આવે છે. ભાઇઓ વચ્ચેના ભાગમાં એની વહેંચણી થાય. આવા વૃક્ષોને બીજાએ કાપ્યું તો જેમ માણસનું ખૂન થાય તેમ વૃક્ષનું ખૂન કર્યું છે એમ સમજવામાં આવે છે. એટલે દરેકે આવું ફળાઉ વૃક્ષ કમસેકમ એક તો રોપવું અને ઉછેરવું જોઇએ. મૃત્યુ પછી પણ માણસને વૃક્ષ ઉપયોગી બને છે. જે માણસના વૃક્ષો નથી તે વ્યક્તિ નર્કમાં જાય છે એમ માનવામાં આવે છે.*

*તેમજ અન્ય વૃક્ષો પણ માણસને ઉપયોગી બને છે. તેથી તે પણ ઊગાડવા જોઇએ, તેની દેખભાળ રાખવી જોઇએ. સાગના વૃક્ષનું લાકડું ટકાઉ હોય છે. ઇમારત, ઘર બાંધવા માટે ઉપયોગ થાય છે. તેના પાંદડા ઘર પર વ્યવસ્થિત ગોઠવીને મૂકે છે. આ પાંદડામાંથી વરસાદનું પાણી અંદર પ્રવેશી શકતું નથી. તેમજ ચોમાસામાં કાપીને રાખેલા પાકને પણ ઢાંકે છે. ખાખરાના વૃક્ષના પાનના બાજ, દડિયા તૈયાર કરે તથા ફૂલોનો રંગ માટે, બી તેલ માટે ઉપયોગમાં લે છે. આ તેલનો ઉપયોગ મચકોડ માટે કરે છે. ખેરના વૃક્ષમાંથી કાથો, તેમજ હળ, જેવા ઓજારો તૈયાર કરે છે. તેવું જ તણછના લાકડામાંથી બળદગાડું તૈયાર કરે છે. આ લાકડું ટકાઉ હોય છે. કડવા લીમડાના પાંદડા દવા તરીકે ઉપયોગમાં લે છે. સાપ કરડે તો પાંદડાનો રસ કાઢી પીવડાવવામાં આવે. બીલી વૃક્ષના પાંદડા દેવપૂજામાં વપરાય છે. વડના વૃક્ષમાંથી બાજ તૈયાર કરે છે. આ વડને કુંવારો બ્રાહ્મણ કહેવામાં આવે છે. કેટલાક સમાજની નવવધૂની જાન વડ નીચેથી લાવતા નથી તે દિવસે તે વૃક્ષની પૂજા કરાય.*

*આદિવાસીના દરેક ઘરમાં વિવિધ ઓજારો, રમતના સાધનો, વિવિધ વાદ્યો તેઓ જાતે જ તૈયાર કરીને વાપરે છે. તેમનું બળતણ એટલે લાકડું જ હોય છે. તેમ આદિવાસીઓના દેવો ટેકરીએ કે વૃક્ષની નીચે જ હોય છે. દેવપૂજાના દિવસે પહેલી પૂજા વનરાજાની થાય, અર્થાત, વૃક્ષને પહેલાં ચાંદલો થાય, તેની પૂજા થાય, પછી બીજા દેવોની પૂજા થાય. ઈંદલ તહેવારના દિવસે કણબાનાં (કળમ) વૃક્ષની પૂજા થાય, તેમ જ વાઘદેવની પૂજાના દિવસે ઘાસ અને સાગના સોટાની, પાંનની પૂજા થાય, આમ વિવિધ પૂજાઓ વખતે જંગલના વૃક્ષોની અને જંગલી હિંસક પ્રાણી, પાલતુ પ્રાણીની પૂજા કરવામાં આવે છે. તેમજ પવન અને પાણીની પૂજા થાય. એટલે જ આદિવાસી એ પ્રકૃતિપૂજક છે. પ્રકૃતિ પર જ દરરોજનો નિર્વાહ ગુજારે છે. એટલે પ્રકૃતિ એજ તેનો દેવ છે.*

મરાઠીમાંથી અનુવાદ
**ધીરૂભાઈ પટેલ**

થતી. ક્યારેક તેઓ પોતાની સાથે હલકું કાપડ, સસ્તા ઘરેણાં, મણકાં માટીના વાસણો અને મીઠું જેવી વસ્તુઓ લઇને આવતાં અને ડાંગી લોકો સાથે તેનો વેપાર અથવા વિનિમય કરતા.

ડાંગના લોકો અને બહારની દુનિયા વચ્ચેના આ સંબંધનું એક હિંસક પાસું પણ હતું. ભીલ આજુબાજુના સપાટ પ્રદેશના શાસકો પાસેથી તેને તે પ્રદેશમાં રહેવા દેવા માટે, સંરક્ષણ માટે ખંડણી વસૂલ કરતા અને ખંડણી ન આપે તો તે પ્રદેશને લૂંટવાની ધમકી પણ તેની સાથે જ રહેતી. ઉદા. ૧૮૨૦ની શરૂઆતમાં વડોદરાના ગાયકવાડના અમલમાં રહેલા ડાંગના ઉત્તર તરફના પ્રદેશ પર તેમણે છાપા મારવાના ચાલુ કર્યા. ગાયકવાડના અધિકારીઓએ તેમને પરંપરાગત સાલિયાણું આપવાની ના પાડી દીધી એવું તેમનું કહેવું હતું. શિલ્પતનો દાવો હતો કે રૂપિયા ૧૫૨૦ જેટલી ખંડણી ભીલ નાયકોને મળવી જોઇએ. ગાયકવાડ ફક્ત રૂપિયા ૯૪૦ આપવા રાજી હતા. આ ઝઘડામાં આગળ ૧૮૨૫માં ગાયકવાડે ભીલોનું નિકંદન કરવા માટે ડાંગમાં કેટલીક સેના મોકલી. પરંતુ આમાં ગાયકવાડને ભૂંડી હારનો સામનો કરવો પડ્યો અને ઘણા માણસો માર્યા ગયા ને તેમને ડાંગમાંથી પાછું વળવું પડ્યું.

આ બધી વાતોમાંથી બ્રિટીશ પૂર્વેની ડાંગની ગૂંચવાયેલી અર્થવ્યવસ્થા ધ્યાનમાં આવે છે. જંગલમાં રહેનારા ડાંગી વગેરે લોકો પોતાના પર્યાવરણના નૈસર્ગિક રક્ષક હતા એવું કહેવું અહીં કઠિન છે. ખરેખર તો, ડાંગના લોકો માટે આ જંગલ અનંત હતું, આ અફાટ વિસ્તરેલી વનરાજીને માણસ ક્યારેય ખતમ કરી શકશે એવું ક્યારેય લાગ્યું જ નહોતું. પોતાની પદ્ધતિએ જીવન ચલાવવા માટે તેઓ જંગલનો ઉપયોગ કરતા હતા. પરંતુ આ ડુંગરો બાબતે પોતાના ઘર તરીકે અને આશ્રય સ્થાન તરીકે તેમને ખૂબ જ પોતાપણું હતું એટલું નિશ્ચિત હતું. તેનો જે કંઇ નાશ તેમના તરફથી થતો હતો તે સાવ મામૂલી હતો. અને તેની એકંદરે પર્યાવરણ પર કંઇક જ અસર થતી ન હતી. બ્રિટીશરોના આવતાની સાથે જ આ બધામાં ખૂબ મોટો ફેરફાર થયો, જેમાં જંગલ અને તેમાં રહેનારા જંગલવાસી આ બન્નેને એક વિસ્તૃત ઉત્પાદન સાંકળમાં ફક્ત એક સંસાધન બનાવી દેવામાં આવ્યા.

### જંગલપર રહેલા આદિવાસીના નિયંત્રણનો અંગ્રેજ સમયના આરંભે થયેલો હ્રાસ

૧૮૧૮માં અંગ્રેજોએ પેશ્વાઓ પર વિજય મેળવી ડાંગના પૂર્વવિસ્તારના પ્રદેશ પર પોતાનો અમલ સ્થાપ્યો. ખાનદેશને જીલ્લો બનાવવામાં આવ્યો અને ત્યાંના કલેક્ટરને ડાંગની જવાબદારી સોંપવામાં આવી. માત્ર, ખાનદેશના ગામો પર અવાર-નવાર છાપો મારનારા ભીલ નાયકોને કાબૂમાં લેવા માટે અંગ્રેજી સૈન્યની ટૂકડીઓને છેક ૧૮૩૦માં ડાંગમાં મોકલવામાં આવી. આ નાયકોને અંગ્રેજી શાસન નીચે, પણ સ્વતંત્ર શાસક ગણવામાં આવતા હતા. આ સમયે ડાંગ પર પ્રત્યક્ષ અમલ કરવા માટે કોઇ પ્રયત્ન કરવામાં આવ્યો નહોતો. ૧૮૩૦ની ચઢાઇ પછી કેટલાક બ્રિટીશ સૈનિકો મેલેરિયામાં સપડાયા હતા. આના પરથી જ, માર્ચથી મેના 'આરોગ્ય માટે અનુકૂળ' દિવસો દરમિયાનપણ, આ ડુંગરાળ વિસ્તારમાં રહેવામાં રહેલો ખતરો સ્પષ્ટ દેખાતો હતો. તેના બદલે બ્રિટીશરોએ અહીં 'ભીલ એજન્ટ' ના નામે ઓળખાતા અધિકારી મારફત એક પ્રકારનો પરોક્ષ અમલ બેસાડવાનું પસંદ કર્યું. આ 'ભીલ એજન્ટ' નું મુખ્ય કામ ભીલોને શાંત રાખવા અને સામાન્યતઃ કાબૂમાં રાખવા એ જ હતું.

'ભીલ એજન્ટો' ભીલોને સ્થિર જીવન જીવવા તેમજ દરોડા પાડવાનું, શિકાર-કંદમૂળ શોધવાનું અને ફરતી ખેતી કરવાનું છોડી એક જગ્યાએ કાયમી ખેતી કરવા માટે પ્રોત્સાહન આપ્યું. એક 'ભીલ એજન્ટ' ના શબ્દોમાં ''મેં એવો (પોતાને માટે) નિયમ લઇ લીધો છે કે, ભીલ વસ્તીની મુલાકાત લેતી વખતે તેમની ખેતી કેવી ચાલે છે તે જાતે જ જઇને જોવું. તેમજ તેમને ખેતીનો સ્થિર અને શાંત પ્રકૃતિનો વ્યવસાય સ્વીકારવા માટે પ્રેમ અને શાંતિથી સમજાવી પ્રોત્સાહન આપવાનો પ્રયત્ન કર્યો છે.'' ૧૮૪૩માં ખાનદેશના અધિકારીએ વેપારીઓને ડાંગમાં આવવા અને સ્થિર ખેતી ચલાવી શકે તે માટે ભીલોને કરજ આપવા પ્રોત્સાહિત કરવાનો પ્રયત્ન કર્યો. તેવું જ, તેમણે ખેડૂતોને પણ બહારથી અહીં આવી વસવાટ અને

ખેતી કરવા તૈયાર કરવાના પ્રયત્નો કર્યા. આની પાછળ જે હેતુ હતો તે જંગલરક્ષણનો નહીં પણ તેને સાફ કરવાનો હતો.

તેમની ઇચ્છા પર છોડતા, ભીલ એજન્ટ અને ખાનદેશના અધિકારીઓએ ભીલો સાથે આ પ્રકારનો અનૌપચારિક સંબંધ, બદલાવનો વેગ નાટ્યાત્મક રીતે વધારવાનો પ્રયત્ન ન કરતાં, ખુશીથી ચાલુ રાખ્યા હોત. ડાંગમાં વધુ પ્રત્યક્ષપણે હસ્તક્ષેપ કરવા માટે દબાણ આવ્યું બ્રિટીશ સૈન્ય તરફથી, જેમને યુદ્ધની નૌકાઓ બનાવવાં ખાતર ઉચ્ચ ગુણવત્તાનાં સાગની જરૂર હતી. ૧૯મી સદીના શરૂઆતના વર્ષો દરમિયાન, નૌકાદળને આ લાકડું મલબારના કિનારાના જંગલમાં મળ્યું. પરંતુ વધુ પડતા વૃક્ષો કાપવાને કારણે ૧૮૩૦ની આસપાસ ત્યાંનો પુરવઠો ખૂટવા લાગ્યો. તેમ તેમ તેમની દૃષ્ટિ દક્ષિણ ગુજરાતના જંગલ તરફ વળી. પ્રારંભમાં તેમણે ભીલ નાયકો સાથે જંગલ કાપવાના કરાર કરતા સ્થાનિક વેપારીઓ પાસેથી લાકડાની ખરીદી કરી. પરંતુ એવું ધ્યાનમાં આવવા લાગ્યું કે આ કિંમત વધારે પડે છે, અને તેથી ૧૮૪૩માં મુંબઇ સરકારે લાકડું જાતે ખરીદવાનો નિર્ણય લીધો. ડાંગના જંગલના બધા લાકડા પર રહેલો તેમનો અધિકાર (અંગ્રેજોને) સોંપવાના કરારપત્રો પર સહી કરવા નાયકોને દબાણ કરવામાં આવ્યું. આના બદલામાં તેમને ખૂબ જ ઓછી એવી વાર્ષિક રકમ ચૂકવવામાં આવતી હતી.

આપણે શાની પર સહી કરી તે શરૂઆતમાં નાયકોને સમજાયું નહોતું. ડાંગમાં એક એવી પ્રબળ લોકવાયકા છે કે, અંગ્રેજોએ આ નાયકોને છેતરીને, આ કારણે આપણો જંગલનો ઉપયોગ કરવાનો અધિકાર સંપૂર્ણ રીતે સમાપ્ત થવાનો એ સમજ્યા વગર જ, તેમની પાસે કરારપત્રો કરાવ્યા. તેનો સાચો અર્થ જ્યારે તેમને સમજાયો, ત્યારે તેમને આ કરાર રદ કરવાના, અને લીધેલી પ્રાથમિક રકમ પરત કરવાના પ્રયત્નો કર્યા. વાસુર્ણાના નાયક આનંદરાવના જ શબ્દોમાં, ''આજ સુધી તો (અમારા જંગલ પરના અધિકારમાં) અમને ક્યારેય કોઇ દખલ અનુભવવા મળી નથી, મોગલોના સમયમાં, પેશ્વાઓના સમયમાં, અને આજ સુધીના અંગ્રેજોના શાસનમાં.'' અંગ્રેજોએ ડાંગમાં મોકલેલ પ્રથમ 'વનકટી' ઓને (વૃક્ષ કાપનારા) ને આ નાયકોએ અટકવાની ફરજ પાડી. આગળનો સંઘર્ષ અટકાવવા ભીલ એજન્ટોએ વાર્ષિક ભાડાની રકમ થોડીઘણી વધારી, પરંતુ તેની સાથે જ ડાંગમાં ઇમારતી લાકડાના વૃક્ષો રોપવા, ઉછેરવા અને કાપવા આ બધી બાબતોમાં અંગ્રેજો માટે સંપૂર્ણ અને સાર્વત્રિક અધિકાર માટે આગ્રહ રાખ્યો. એમાંથી ફક્ત નાયકોને પોતાના ખુદના વપરાશ પૂરતા જ લાકડા કાપી લેવાની પરવાનગી આપવામાં આવી હતી. આ પહેલા સરકાર જકાતનાકા ઊભા કરી જંગલમાંથી બહાર જતું લાકડું અને બીજી વસ્તુ પર જકાત વસૂલ કરનાર હતી, સરકારને ડાંગની જમીન સાફ કરવા માટે અને ત્યાં ખેતી કરવા માટે છૂટ હતી. લાકડાના નિકાસની સુવિધા માટે રસ્તા સુધારવાની સરકારને છૂટ હતી. આ કરારપત્ર સરકાર છ મહિનાની નોટિસ આપી રદ કરી શકતી હતી, પણ નાયકોને તે છૂટ ન હતી. ૧૬ વર્ષ પછી સરકાર પોતાને યોગ્ય લાગે તે શરતે નવા કરારપત્ર કરી શકતી હતી. નાયકોએ સરકારી લાકડા-દલાલોને સંપૂર્ણ સહકાર આપવો આવશ્યક હતો. જો સ્થાનિક લોકો પાસેથી જ લાકડા કાપવામાં આવે તો દલાલો તરફથી તેમને તે તે સમયના દર પ્રમાણે વેતન આપવામાં આવવાનું હતું.

અલગ અલગ નાયકોને સહી કરવા માટે આ ફરજ પાડવામાં આવેલા આ કરારપત્રો એકતરફી હતા. એના બદલામાં મળનારી રકમ લાકડાની કિંમતની તુલનામાં સાવ ક્ષુલ્લક હતી. એક અધિકારીએ આ અંગે ગર્વથી ટિપ્પણી પણ મૂકી હતી, ''આ કરારપત્ર તે ક્રોધી અને અસભ્ય માલિકો પાસેથી સમજાવટ ના માર્ગે સાવ ક્ષુલ્લક કિંમતે મેળવવામાં આવ્યા.'' આ નવા કરારપત્ર મુજબ નાયકોએ પોતાના વ્યક્તિગત ઉપયોગ માટે જંગલમાંથી લાકડા લાવવાની છૂટ હતી. પણ ડાંગના એકંદર રહેવાસીઓના હક્ક બાબતે કોઇપણ પ્રકારની સગવડ આપી ન હતી..નાયકોને ખેતીવેરો લેવાની છૂટછાટ હતી પરંતુ તે આ કારણે કે તેની રકમ સાવ સામાન્ય હતી. અને આ વેરો જમા કરવો એ જ અંગ્રેજોને માટે ખૂબ મુશ્કેલ કામ થઇ પડયું હોત. કરારપત્રની મુદત સોળ વર્ષની હોય તો પણ આ મુદતનો કોઇ અર્થ ન હતો, કારણ કે નવો કરાર તેમને જોઇએ તેવી શરત અનુસાર કરવાનો સંપૂર્ણ અધિકાર અંગ્રેજોએ પોતાની પાસે રાખ્યો હતો. ભવિષ્યમાં ગમે ત્યારે આ કરારપત્ર રદ કરવાની કોઇપણ સત્તા ભીલો પાસે ન હતી, તે અધિકાર સંપૂર્ણપણે એકમાત્ર સરકારનો જ હતો.

આ પછીના સમયમાં ડાંગમાં જંગલ અધિકારીઓની સત્તા ધીમે ધીમે ભીલ એજન્ટો ની સત્તાને પાછળ પાડતી ગઇ. ભીલ એજન્ટો કરતા તદ્દન ઊંધું, જંગલ અધિકારીઓ પરિશ્રમ અને કાળજી પૂર્વકનું સંવર્ધન જેવા ઉપયોગિતાવાદી ગુણોપર વધુ પડતો ભાર આપનાર હતું. જંગલ તરફ તેઓ બે અલગ અલગ દષ્ટિકોણથી 'સંસાધન' તરીકે જોતા હતા. એક તો, તેઓ જંગલ તરફ એક માલમિલ્કત (property) તરીકે જોતા, જે નાયકો વતી તેઓ સંભાળતા હતા અને જેના દ્વારા આવક મેળવવી એ તેમનો અધિકાર હતો. સમય સમયના તેમના હિસાબોમાં જંગલનાં વ્યવસ્થાનો (નાયકોને આપેલી ભાડાપેટેની રકમ સહિત) ખર્ચ નોંધવામાં આવતો, જે લાકડા વેચાણ તેમજ જંગલકાપવાની પરવાનગી વેચવાથી આવેલી રકમની સામે દર્શાવેલ રહેતો. જ્યારે પણ હિસાબમાં કંઇક ખોટ દેખાય આવે (જે ક્યારેક જ બને), ત્યારે ત્યારે ડાંગ એ રાખવાને લાયક જ નથી એવી બૂમ ઊઠે. આમ એકંદરે જોતા, અંગ્રેજોએ જે 'મૂડી' રોકી હતી તે ભરપૂર નફો મેળવી આપતી હતી. આવા આ કમાણીના સાધનનું સ્થાનિક રહીશા દ્વારા થતા બગાડ સામે 'સંરક્ષણ' કરવું એ ફોરેસ્ટ અધિકારીનું કર્તવ્ય હતું. એક અધિકારીના જણાવ્યા મુજબ ડાંગ એ એક રીતે રાષ્ટ્રીય સંપત્તિ હતી. અને દૂરદષ્ટિ ન હોવાથી લોકોના હાથે થતા વૃક્ષોના નાશ થકી ભવિષ્યમાં આ સ્રોત ખૂટી ન જાય એ માટેના માર્ગ શોધવા એ રાજ્યકર્તાઓને છાજે તેવું કર્તવ્ય હતું. એક અધિકારીએ જંગલની તુલના એક રીતની મૂડી સાથે કરી હતી, જેમાંથી સમાજને વ્યાજ મળે, અને જેને તેના પર નભતા રહીશો દ્વારા જ ખતરો ઊભો થતો હોય. – ''મૂડીપર નાંખવામાં આવતી આ ધાડો મૂડીને હાનિ પહોંચાડે છે, અને તેના પર વ્યાજ મેળવવું અશક્ય બનાવે છે. અનભિજ્ઞ વ્યક્તિને તેનો ખ્યાલ આવતો નથી, પરંતુ વ્યાવસાયિક શિક્ષણ મળવાથી ફોરેસ્ટ અધિકારીઓના ધ્યાનમાં તે આવે છે, અને તે જ તેમના માટે મોટી ચિંતાનો વિષય બની રહે છે.''

આ પ્રકારનો દષ્ટિકોણ એ ડાંગના લોકો માટે સાવ અજાણ્યો હતો. તેમના માટે જંગલ એ તેમના જીવનનો જ ભાગ હતો, તેમનું 'ઘર' હતું, માત્ર મૂડી તરીકે જોવાનો લાકડાનો સંચય ન હતો.

બીજી બાજુ અધિકારી જંગલને 'નૈસર્ગિક સંપત્તિ' તરીકે જોતા, જેનું 'રક્ષણ' કરવું એ સરકારનું કર્તવ્ય હતું, પ્રકૃતિની સાંકળમાં જંગલને અત્યંત મહત્ત્વનું સ્થાન છે એવું નિસર્ગવાદીઓએ ખૂબ પહેલાં ઓળખ્યું હતું. જ્યારે જ્યારે જંગલનો નાશ થતો ત્યારે ત્યારે વરસાદ ઓછો પડતો કે નદીઓ સૂકાઇ જતી અને અતિવૃષ્ટિ થતા ભયંકર પૂર આવતું જે માટીને ધોઇ લઇ જતું. આ બધું પ્રાચીનકાળથી લેખકોએ લખી રાખ્યું છે. ૧૮મી સદીના અંતે અને ૧૧મી સદીના પ્રારંભમાં આ જ્ઞાનને વૈજ્ઞાનિક આધાર મળ્યો. એવું દેખાઇ આવ્યું કે, વૃક્ષો વરસાદ લાવે છે, પાણીને રોકે છે, પૂરને અટકાવે છે, અને પાણી જમીનમાં ઊંડે સુધી પહોંચાડવામાં અને ઝરાના રૂપમાં મેળવવા માટે મદદ કરે છે. તેમજ દુષ્કાળમાં લોકોને કંદમૂળ કે ફળ માટે જંગલમાં આધાર મળે છે. ભૂખ્યા ઢોરોને સૂકું ઘાસ અને પાંદડા ચરવા માટે લાવી શકાય છે.

લાકડા માટેની તેમજ અનાજ ઉત્પાદન થકી કર દ્વારા મહેસુલી આવક મેળવી આપતી જમીન માટેની સામ્રાજ્યવાદી જરૂરિયાત સામે વનસંરક્ષણની આ બૂમ મૂળે જ નબળી સાબિત થઇ. પરંતુ આ બાબતમાં અધિકારીઓની ભૂમિકા મહત્ત્વપૂર્ણ અને સમર્થનીય હતી. તેથી તેમાં સરકારે ધ્યાન આપી ૧૯મી સદીના ઉત્તરાર્ધમાં કેટલાક જંગલો 'રક્ષિત' કર્યા.

આ અધિકારીઓનો સંરક્ષણવાદી દષ્ટિકોણ મૂળમાં જ અત્યંત દોષયુક્ત હતો. તેમનો એવો ચોક્કસ વિશ્વાસ હતો કે ફોરેસ્ટ અધિકારીઓ મારફત દંડનો રસ્તો સ્વીકારીને ચાલવાથી જ જંગલ બચાવી શકાશે. તેમને એવો વિશ્વાસ હતો કે કંઇજ ન કરતા કુદરતી સંપત્તિનો હ્રાસ થશે. ડૉનાલ્ડ વોર્સ્ટરના જણાવ્યા મુજબ ''આવી ભાવના એ સુધારાવાદી પ્રોટેસ્ટંટ તેમજ તે પછીના વિક્ટોરિયન સમાજમાં એક નિર્ણાયક ભૂમિકા બને. તેમને પોતાના શહેરના બાગબગીચાઓ વિષે પ્રેમ હતો જ્યાંના સૂત્રો *તેમના* હાથમાં હતા. પરંતુ, ભૂપૃષ્ઠ પરનાં નિસર્ગ તત્ત્વમાં કોઇ જાતની અંગભૂત સુસૂત્રતા હોય એવા મૂર્ખામીભર્યા ખ્યાલોને તેઓ ધિક્કારવા માટે સજ્જ હતા. તેથી નિસર્ગને વશ કરી પોતાને તાબે રાખવું એ અધિકારીઓનું કર્તવ્ય જ બની રહેતું.''

આની સાથે જ નિસર્ગની પાસે રહેલા માણસોને પણ ખતરા તરીકે જોવામાં આવ્યા. એવું માનવામાં આવ્યું કે સતત ઉદ્યમ, પ્રયત્ન અને પરિશ્રમમાંથી જ સંસ્કૃતિનો વિકાસ થઇ શકે છે; તે સિવાય મનુષ્ય જંગલી અવસ્થામાં જ સડતો રહે છે.

ઉપલબ્ધ સાધનોનો દૂરુપયોગ કરી પોતાના પર્યાવરણને મોટું નુકસાન ઊભું કરે છે. વિક્ટોરિયન સમાજની દષ્ટિએ આવી–જંગલિયત એ એક અપરાધ હતો જે દેખાય ત્યાં જ કચડી નાંખવો જોઇએ. ફોરેસ્ટ અધિકારીઓને એમ લાગતું કે જંગલમાં રહેનારા ''આદિમ'' માણસથી જંગલનું રક્ષણ કરવા માટે તેણે તેનાપર 'નજર' રાખવી જોઇએ. આ પ્રમાણે જંગલમાં રહેનારાઓ સાથે તેમનો સંબંધ સહકાર્યકરનો રહેવાને બદલે વિરોધી રહ્યો. આવા વલણને લીધે, જંગલ સાચવવાનું કામ તેમની સોબતે કરવાથી તેઓ હંમેશા દૂર રહ્યા. એ જો બન્યું હોત તો વન સંરક્ષણનું કામ સંઘર્ષ વિહીન બની શક્યું હોત, અને તે યશસ્વી બનવાની શક્યતા પણ ઘણી વધી હોત.

વનસંરક્ષણ જે ૧૯મી સદીમાં યુરોપમાં એક વ્યવસાયના રૂપમાં વિકસિત થયું, તે વિષે હજુ એક પ્રશ્ન હતો કે આ વનસંરક્ષક બહુધા શિકારીઓ હતા. જેક વેસ્ટોલીના જણાવ્યા મુજબ ''જમીન જુમલો જંગલની મિલ્કતો વનસંરક્ષકો અને શિકાર એ હંમેશ પરસ્પર સંબંધ રહ્યા છે. એક સમયે તો ઘણા યુવકો ફક્ત આ કારણે જ ફોરેસ્ટનો વ્યવસાય પસંદ કરતા.'' વનસંરક્ષક ફક્ત લાકડું સાચવવું એ જ નહિ પણ શ્રીમંતોના મનોરંજન માટે શિકારક્ષેત્ર સંભાળવું એ પણ પોતાનું કામ માનતો. ભારતના મોટાભાગના વનસંરક્ષક નવાજેલ શિકારીઓ જ હતા. તેમનું લોકોની સાથે સંઘર્ષમાં આવવાનું આ પણ એક મહત્ત્વનું કારણ બન્યું. ઉદા. ડાંગમાં વાઘના શિકારને લીધે ઘણી નારાજી પ્રસરી. કારણ કે વાઘનું અહીં વાઘદેવ તરીકેનું સન્માન હતું. આ પ્રકારની હત્યામાં સામેલ ન થવા ડાંગી લોકો વધુને વધુ પ્રયત્ન કરતા. તેમ જ આ જંગલના રહેવાસીઓને શિકારીની બંદૂકો માટે ઢોલ વગાડીને જંગલી જાનવરો જગાડવાનું જોખમભર્યું કામ પસંદ ન હતું. કોઇક જગ્યાએ તો જ્યારે સ્થાનિક રાજાએ ગામલોકોને આવું કામ કરવા દબાણ કર્યું ત્યારે આ આદિવાસીઓ પોતાના પ્રદેશ છોડી નીકળી ગયા. દષ્ટિકોણમાં રહેલા આ વિરોધનું પરિણામ ૧૯મી સદીના અંતે ડાંગમાં તીવ્ર સંઘર્ષમાં થયું. જંગલ અધિકારીઓએ આ રહેવાસી પાસેથી જંગલ બચાવવા માટે પ્રત્યક્ષ પગલાં ભરવાની શરૂઆત કરી. જંગલના ભાડાપટ્ટીના પહેલાં પચાસ વર્ષ સુધી ડાંગી લોકોના પ્રત્યક્ષ દૈનિક જીવન પર નિયંત્રણ નામ માત્ર જ હતું. કારણ કોઇપણ અધિકારી કાયમી વસવાટ ડાંગમાં કરતો ન હતો. અને વિસ્તારમાં સહજતાથી આવવા માટે રસ્તાઓ પણ લગભગ હતા જ નહીં. છતાં, જંગલનું સતત અને વધતું શોષણ માત્ર ચાલુ હતું.

આ જ સમયમાં, જહાજ બાંધવા માટેની સાગના લાકડાની માંગ તેના કરતાં ખૂબ જ મોટી, રેલ્વે સ્લીપર્સ માટેની લાકડાની માંગથી પાછળ પડી ગઇ. શરૂઆતના સમયમાં આ નવી માંગણી માટેનો પૂરવઠો સરખામણીએ અને ઓછા દુર્ગમ એવા થાણે અને સુરત જીલ્લાના તેમજ ધરમપુર અને વાંસદા સંસ્થાનોના જંગલોમાંથી કરવામાં આવતો હતો. પણ ૧૮૫૦ની આસપાસ આ જંગલો પૂરા થયાના લક્ષણો દેખાવા લાગ્યા અને

લાકડાના દલાલો ડાંગના જંગલમાં પ્રવેશ માટે માંગણી કરવા લાગ્યા. ભાડાપટ્ટાના કરાર કર્યા પછી અહી જંગલની કાપણી, લાકડાની ખરીદી અને વેચાણ સંપૂર્ણપણે અંગ્રેજોના તાબામાં હતા અને મેદાની વિસ્તારના ખેડૂતો પાસેથી મજૂરી કરાવી લઇ ચાલતા હતા. ૧૮૬૦માં તેમણે 'ગ્રેટ ઇન્ડીયન પેનિન્સુલા રેલવે' માટે સ્લીપર્સ પૂરા પાડવાનો કોન્ટ્રાક્ટ ખાનગી વેપારીને આપવાનો પ્રયોગ કરી જોયો. કોન્ટ્રાકટરે પોતાના ખર્ચે લાકડાનું પરિવહન કરવા રસ્તા બનાવ્યા. પરંતુ ૧૮૬૯માં અંગ્રેજોએ ફરી એકવાર વ્યવસ્થા બદલી અને વિશિષ્ટ જંગલ વિસ્તારમાંથી લાકડાની કટાઇ અને વેપાર કરવા માટે વિશિષ્ટ મુદતના પરવાના લાકડાના દલાલોને હરાજીથી આપવામાં આવ્યા. આ કોન્ટ્રાક્ટમાં કાપવાના લાકડાનો પ્રકાર અને ભાર સ્પષ્ટ કરવામાં આવ્યો હતો. આની પાછળની યોજના એવી હતી કે જંગલ અધિકારી કાપવા યોગ્ય વૃક્ષોનું સર્વેક્ષણ કરી તેના પર ચિન્હો કરતા ત્યારબાદ કોન્ટ્રાક્ટર ભાડેથી મજૂરો રાખી તે વૃક્ષ કાપતા. આ કાપેલ લાકડુ સીમાપરની ચેકપોસ્ટ પર કે ડાંગની બહાર આવેલા ગોડાઉનમાં લાવવામાં આવે, ત્યાં તેની ગણતરી કરી, કિંમત કાઢી તેના પર સિક્કા મારવામાં આવે અને પછી તેની નિકાસ થાય. આ પ્રમાણે લીધેલા લાકડાના દરેક પ્રકાર પર નક્કી કરેલ રકમ કોન્ટ્રાક્ટરે સરકારને ચૂકવવાની હોય. આ કોન્ટ્રાકટરની સુવિધા માટે, અંગ્રેજ સરકારે ડાંગની વચ્ચેથી એક નવો રસ્તો બનાવ્યો, જેનાથી એવા વિસ્તારમાં પહોંચવાનું શક્ય બન્યું જ્યાં હજુસુધી કટાઇ થઇ ન હતી. પરિણામે લાકડાની નિકાસનું પ્રમાણ ૧૮૭૦માં ઘણું જ વધ્યું હતું.

ત્યારબાદ જંગલનું જંગલવાસીઓ સામે 'સંરક્ષણ' કરવાની બાબતમાં જંગલ અધિકારી વધુને વધુ કડક બનતા ગયા. જંગલના નાશ માટે દોષનો ટોપલો, સંપૂર્ણ તર્કહીન રીતે સરકારી લાકડા કાપવાની વ્યવસ્થાને બદલે ડાંગી લોકો પર જ ઢોળવામાં આવ્યો. વિશેષતઃ દર વર્ષે જંગલમાં લાંબું ઘાસ બાળવાની જે પદ્ધતિ હતી તે વિશેષ બદનામ બની, જે ઘાસમાં રહેતા જંગલી જનાવરોનો શિકાર તેમજ પ્રવાસમાં નડતરરૂપ બનતો હતો. આ પદ્ધતિથી નવા ફૂટેલા રોપા બળી જવાથી જંગલનું પુનર્જીવન અટકે છે, મોટા વૃક્ષોને પણ નુકશાન પહોંચે છે અને તેથી તે વાંકાચૂંકા થઇ 'લાકડું' તરીકે મૂલ્ય ખોઇ બેસે છે એવો દાવો હતો. ડાળખીઓ કાપીને બાળવાની (slash and burn) પદ્ધતિ પણ એવી જ રીતે ધિક્કારને પાત્ર બની. રાબ અને કુમરી પદ્ધતિની ખેતી માટે વૃક્ષોની ડાળી-ડાળખી કાપવી એ વૃક્ષો માટે નુકસાનકારક ગણવામાં આવ્યું. ભીલો પર ઉચ્ચ પ્રકારના જંગલના મોટા મોટા પટ્ટા કાપીને સાફ કરવાનો અને પછી બાળવાનો આરોપ મૂકવામાં આવ્યો. તેઓ જે કંઇક થોડો ઘણો પાક તે પટ્ટામાં લેતા હતા, તે જંગલ અધિકારીઓના મતે કાપવામાં આવતા નાનામાં નાના વૃક્ષની કિંમતનો પણ ન હતો.

## જંગલ પર સરકારી નિયંત્રણની વધતી પકડ

મુંબઇ વન વિભાગના અધિકારીઓ પાસેથી ૧૮૭૦ પછી એવી માંગણી વધવા લાગી કે ડાંગના જંગલની વ્યવસ્થા મુંબઇ વિસ્તારની પ્રવર્તમાન પદ્ધતિ પ્રમાણે હોય. ૧૮૬૫ના જંગલ કાયદા વડે 'આરક્ષિત' જંગલ વિસ્તાર નિર્માણ કરવામાં આવ્યા જેમાં કોઇપણ પ્રકારની ખેતી કરવાની મનાઇ ફરમાવવાની સત્તા સરકાર પાસે હતી. આ આરક્ષિત જંગલ પર સરકારનો સંપૂર્ણ માલિકી હક્ક રહેવાનો હતો. ૧૮૭૮ના જંગલ કાયદાથી આ નિયમ અધિક કડક બનાવવામાં આવ્યો, તે મુજબ જંગલમાં વસનારા જે ખેડૂત હતા તેમનો જંગલ પર કોઇ જ 'અધિકાર' ન હતો. તેમનો જંગલનો ઉપયોગ એ બહુ બહુ તો સરકારે આપેલી 'વિશેષ સવલત' હતી. આ જ સમયમાં મુંબઇ વિસ્તારના બધા જંગલોની ગણતરી કરી, તે સમયે વસતા લોકો માટેના 'વિશેષ સવલતો' ની યાદી બનાવવામાં આવી - એક રીતે તેમના બધા પરંપરાગત 'અધિકાર' સમાપ્ત કરવામાં આવ્યા - અને જંગલ કાયદા મુજબ આરક્ષિત બનતો વિસ્તાર દર્શાવનારી સીમાના થાંભલા (boundary posts) ઊભા કરવામાં આવ્યા. જે જંગલ વિસ્તારની ગણતરી હજુસુધી થઇ ન હતી પરંતુ ભવિષ્યમાં જે આરક્ષિત વિસ્તાર બનાવવાની અપેક્ષા હતી તેને 'રક્ષિત' (protected) વિસ્તાર તરીકે દર્શાવવામાં આવ્યા.

ડાંગના જંગલ અધિકારીઓએ ડાંગની પણ આ જ પ્રકારે ગણતરી કરી 'આરક્ષિત' અને 'રક્ષિત' વિસ્તાર અલગ

પાડવામાં આવે એવી માંગણી ધરી. પરંતુ એમાં અડચણ એવી હતી કે કાયદાનુસાર ડાંગ હજુ પણ ભીલ નાયકોના તાબામાં હતો અને મુંબઇ સરકારના કાયદા ત્યાં લાગુ પડતા ન હતા. તેથી આ બન્ને જંગલ કાયદાનો અમલ ત્યાં આપોઆપ લાગુ થઇ શકતો ન હતો.

૧૮૭૮માં આ વિષયની તપાસ માટે મુંબઇ સરકાર દ્વારા એક સમિતિ નિમવામાં આવી જેમાં જંગલ તેમજ અન્ય અધિકારીઓનો સમાવેશ હતો. આ સમિતિ ના અહેવાલમાં કિંમતી લાકડાનો પૂરવઠો ભવિષ્યમાં પણ ચાલુ ગેરવ્યાજબી અને મૂર્ખતાભર્યા કારણોથી સ્થળાંતરિત ખેતી કરવાથી થતો વનનો નાશ ટાળવો 'કોઇપણ ભોગે આવશ્યક' હોવાનું સ્પષ્ટ રીતે ઢાંકવામાં આવ્યું. એવી ભલામણ કરવામાં આવી કે કાયમી ખેતી માટે ઉપયોગી એવો, પાણીનો કાયમી પૂરવઠો હોય તેના જળસ્રોતની નજીકની જમીનપર જ ખેતી કરવામાં આવે. આવી જમીન પર કાયમી વસવાટ કરાવી બાકીના ડાંગનું જંગલ આરક્ષિત કરવું, જ્યાં ઢોર ચરાવી શકાય પરંતુ ખેતી કરી શકાય નહીં. ૧૮૭૯માં મુંબઇ સરકારે આ ભલામણ માન્ય કરી અને ડાંગનો આશરે અડધો વિસ્તાર આરક્ષિત જંગલ ઠરાવવામાં આવ્યો.

તત્વતઃ આ આરક્ષણ માન્ય થયું તો પણ તેના પ્રત્યક્ષ અમલીકરણ માટે દાયકાથીય વધુ સમય ગયો. અમુક અંશે આ માટે તાંત્રિક અડચણો કારણ બની, કારણ ડાંગનો સંપૂર્ણ સર્વે ક્યારેય થયો ન હતો. પરંતુ તેનાથીય મુખ્ય કારણ એ કે ભીલ નાયકોએ આ સંપૂર્ણ પ્રકરણનો જોરદાર વિરોધ કર્યો. તેમણે એવો દાવો કર્યો કે ભાડાપટ્ટાના કરાર અન્વયે કોઇપણ પ્રકારે અંગ્રેજોને ખેતી અમુક જ ભાગમાં મર્યાદિત કરવાનો અધિકાર મળતો ન હતો. નાયકોની અન્ય ડાંગી પ્રજા પર ચાલતી સત્તા જ, જમીનના કયા ટૂકડા પર કોણ ખેતી કરે એ નક્કી કરવાના અધિકાર પર નિર્ભર હતી. તેમજ તેમના પોતાના જંગલમાં પોતાની મરજી મુજબ વર્તતા રહેવાનો તેમજ જંગલ વાપરવાનો અધિકાર તેમના માટે ખૂબ મહત્ત્વનો હતો. વિશિષ્ટ ક્ષેત્રોમાં જકડાઇને રહેવાની કલ્પના જ ભીલ નાયકોને ક્રોધ લાવનારી હતી. પાછલા કેટલાંય વર્ષો સુધી તેમને નીચલા સ્તરના વનઅધિકારીઓના વધતા જતા જુલમનો સામનો કરવો પડતો હતો અને એક વખત આ જંગલો આરક્ષિત બન્યા. એટલે આ ત્રાસ અધિક વધવાનો તેની તેમને પાક્કી ખબર હતી.

આની સામે અંગ્રેજોએ કરાર અંતર્ગત ભાડાપટ્ટાની રકમ વધારવાની તૈયારી દર્શાવી. અંગ્રેજો તરફથી ખૂબ દબાણ આવ્યા પછી આખરે ૧૮૮૯માં નાયકોએ આ પ્રકારના આરક્ષણને માન્યતા આપી અને ''ખેતી માટે પૂરતી જમીન રાખવામાં આવશે અને આરક્ષિત જંગલ બહારની ઝાડી વેપાર-વિનિમય માટે નહિ તોય ખેતી કે ઘરગથ્થુ ઉપયોગ માટે વાપરવા દેવામાં આવશે એ અપેક્ષાએ'' ડાંગના અડધા જંગલના આરક્ષણના કરાર પર સહી કરી.

આ માટેનું સર્વેક્ષણ ૧૮૯૧અને ૯૨માં પાર પાડવામાં આવ્યું. નાયકોએ શક્ય તેટલી જમીન આરક્ષણની બહાર રહે તે માટે અથાગ પ્રયત્નો કર્યા. આખરે, ઘણી વાટાઘાટો પછી ૩૪ ટકા જમીન 'આરક્ષિત જંગલ' તરીકે જાહેર કરવામાં આવી.

પરંતુ આટલી જમીન ગુમાવવી એ પણ નાયકો માટે સંતાપજનક બાબત હતી. તેમણે ખેડૂતોને આરક્ષણ સિવાયની જમીનોના બદલે આરક્ષિત જમીન પર જ ખેતી કરવા ઉઘાડું પ્રોત્સાહન આપ્યું. તે રીતે તેની સાથે જ મન ફાવે તેમ જંગલનો વિધ્વંસ કરવાની પણ તેમણે મનમાં ગાંઠ વાળી લીધી હતી. વિનાશક આગો જંગલમાં લગાડવામાં આવી અને વૃક્ષો પણ મોટા પ્રમાણમાં કાપવામાં આવ્યા. ભયંકર રીતે ચાલેલા આ વિધ્વંસમાં ૧૮૯૯થી ૧૯૦૨ના ગાળામાં દુષ્કાળ અને મૃત્યુના તાંડવે માઝા મૂકી અને ભૂખમરો તેમજ અસંતોષના ઉછાળામાંથી મોટા પ્રમાણમાં લૂંટફાટ પણ ઊછળી. આખરે, ખૂબ કડક કાર્યવાહી પછી ૧૯૦૩માં આ પરિસ્થિતિ શાંત પડી.

૧લી જાન્યુઆરી ૧૯૦૩ના દિવસે ડાંગના શાસનની જવાબદારી ખાનદેશના અધિકારીઓ પાસેથી લઇને મુંબઇ વનવિભાગને સોંપવામાં આવી. હવે પછી ભીલ એજન્ટોની સત્તા પૂરી રીતે ખતમ થઇને તે સુરતના વિભાગીય વન અધિકારી અને મદદનીશ પોલિટીકલ એજન્ટના હાથમાં ગઇ, જેમને અત્યંત ગંભીર ગુના છોડતાં સર્વ પ્રકારના ન્યાયિક અધિકારો પણ

→→

### આમાઁ ઇદગો, આમાઁ ફિકોર

સરકાર,
ઉનાઁય લેર બા
આમાઁ ઇદગો, આમાઁ ફિકોર
ચાડી તુયેં આમાઁહાઁવેને
નિરાધાર કાડી લેદી!
આમી આમાઁ
કેહેંકી જીવૂહૂઁ?
મોઅલો માહૂઁ ઇત આવેહે
તેહેંકી આમાહાન
ચાડી ઇત આવેહે
આન ડોહાઁમ પાઁય આવેહે.
આમાંહાઁન
ઓલી ખાતોર ડાંડ જોજે
ઓલી ફૂકાઁ લાકડેં જોજે
તે આમી આમાઁ કાહીને લાવૂહૂઁ?
આમાહાન
વોરાડા માંડવા ખાતોર, કાકોડ જોજે
જાંબી ઢાગ્યા આન
ઉંબરા ડાલખે જોજે-ઉંબરેં પાડાઁ!
તે આમી આમાઁ કાહીને લાવૂહૂઁ?
આમાંહાઁન
ઓલ જોજે, ઓલા ડાંડી જોજે
વોખરી ને પાંબરી ખાતોર
લાકડોં જોજે!
નોલ્યા જોજે - દાતા જોજે
તે આમાઁ આમી કાહીને લાવૂહૂઁ?
આમાંહાઁન
ગાડા સામાન જોજે
પોંગા સામાન જોજે
તો આમાઁ આમી કાહીને લાવૂહૂઁ?
સરકાર,
આન પોંગા વોગડોં?
ઇહમેંત આમાઁ ઠાર મોયણિયા

### અમારી ચિંતા અને ફિકર

સરકાર,
સાંભળી લે રે બાપા, જરીક
અમારી ચિંતા અમારી ફિકર
જંગલ અમારી પાસેથી તેં
નાહક ઝૂંટવી લીધું!
હવે અમે
કઇ રીતે જીવીશું?
મૃત પરિવારજન જેમ યાદ આવે
તેવી જ અમને
જંગલની યાદ આવે
અને આંખોમાં પાણી આવે
અમને
હોળી માટે દાંડી જોઇએ,
હોળી પેટાવવા લાકડાં જોઇએ
તે અમારે લાવવા ક્યાંથી?
અમને
લગ્ન-મંડપ માટે કાકડી જોઇએ
જામળાની ડાળખી જોઇએ
અને ઉમરડાની ડાળી જોઇએ-ઉમરંડા પાડવા!
તે હવે અમે ક્યાંથી લાવીશું?
અમને
હળ જોઇએ - હળની દાંડી જોઇએ,
જોહરા માટે અને ખરપડી માટે
લાકડું જોઇએ,
નળિયા જોઇએ - દાંતી જોઇએ
તે હવે અમે લાવશું ક્યાંથી?
અમને
બળદ ગાડાનું સાધન જોઇએ
ઘરનો સામાન જોઇએ
તે હવે અમે લાવશું ક્યાંથી?
સરકાર,
અને ઘરનાં સાધન?
તેમાં તો અમે ઠાર માર્યાં

આમાઁ પોંગે
લિચિ લિચિ આલતેં હેં
તે મુટી પોડી હાતી
આમાઁ કાહી જાહૂઁ?
આમાઁ,
મોજરાહાલે આન જિજરાહાલેં પોંગે
હૂલાયન, દારમાયન વિહાય પોંડી
હાતી આમાઁ કાહી જાહૂઁ?
આમાહાન કેડો આસરો દી?
સરકાર,
જીવૂમ જારાક બાલી લે
મોનામ વિચાર વાલી લે
સરકાર,
આખતરા
ફોલ-ફોલવોં, માવોં ભાજી, કાંદહુવી લી ખાતોર
આમાહાન
ચાડીમ જાઁ દિહી કા નાંય?

ચામુલાલ રાઠવા

અમારા ઘર
હાલવા લાગ્યાં
તે ભાંગી પડશે
પછી અમે ક્યાં જઇશું?
અમારા
ઉધઇથી જીર્ણ થયેલા ઘર
ઉધઇને કારણે ભાંગી પડશે
પછી અમે ક્યાં જઇશું?
અમને આશરો કોણ આપશે?
સરકાર,
થોડું મન પર લો
જરા વિચાર કરો,
સરકાર,
કહો ને,
ભાજીપાલા, ફળફૂલ, કંદમૂળ માટે
અમને
જંગલમાં જવા દેશો કે નહીં?

અનુવાદ : ધીરૂભાઈ પટેલ

(કેંદ્રીય સાહિત્ય અકાદમી દ્વારા પ્રકાશિત (૨૦૦૧) 'દેહવાલી સાહિત્ય' માંથી)

→→

આપવામાં આવ્યા હતા.

આ પદે નિમણુંક પામી ૧૯૦૩થી ૧૯૧૦સુધી આ પદ સંભાળનારા ઇ.એમ. હૉજસને આ વિસ્તારના કેન્દ્રસ્થાને આવેલા પઠાર વિસ્તારના એક ગામ આહવામાં મુખ્ય શાસકીય મથક ઊભું કર્યું અને બધા પ્રકારની શાસકીય ઇમારતો બાંધીને સંપૂર્ણ શાસકીય અને તેના સંબંધિત વ્યવસ્થા ત્યાં ઊભી કરી. આજ હોજસને એવા કેટલાક પટ્ટાઓ, જ્યાં ખેતી રોકી શકાઇ ન હતી, તે 'રક્ષિત વિસ્તાર' તરીકે જાહેર કર્યા. આ પ્રમાણે હવે અનામત કે આરક્ષિત, રક્ષિત અને ખુલ્લા એવા જંગલના ત્રણ વર્ગ તૈયાર થયા. આ વર્ગીકરણની વિશિષ્ટ સમય સુધી વૃક્ષ કાપવા પર બંધન રાખવાની સાથે હોજસને જંગલની જમીન બાળવાની પ્રથા બંધ કરવાના પ્રયત્ન પણ શરૂ કર્યા. નાયક અને તેમની પ્રજાને આવી આગ ન લગાડવા સમજાવવાના એમણે પ્રયત્ન કર્યા. તેમજ આવી આગ રોકનારને રોકડું ઇનામ અને પાઘડી આપી સન્માનિત કરવાની શરૂઆત કરી. જંગલમાં ઠેક-ઠેકાણે નાના પટ્ટા બાળી નાંખી મોટી આગ રોકવા પ્રતિરોધક (firebreaks) તૈયાર કર્યા. આવા અનેક પ્રયત્નોના પરિણામે ૧૯૦૫-૬ માં જ્યાં ૯૩ ટકા જંગલ બાળવામાં આવ્યું હતું ત્યાં પછીના વર્ષોમાં ફક્ત ૧૭ ટકા જંગલ બાળવામાં આવ્યું. આ એક મહત્ત્વનું વલણ બન્યું, કારણ આના પછી જંગલ બાળવાનું પ્રમાણ ખૂબ જ ઓછું થયું.

આ ઉપરછલ્લા યશની પાછળ ભીલોના હૉજસનના ધોરણ અંગેનો અસંતોષ છૂપાયેલો હતો. તેમની દૃષ્ટિએ સંપૂર્ણ જંગલ તેમનું પોતાનું હતું. તે કોઇ પણ રીતે વાપરવાનો તેમને અધિકાર હતો. સ્થિર ખેતી અને સ્થિર વસ્તી તેમજ જંગલ પ્રવેશ અને વપરાશ પર નિર્બંધ એ બાબતોમાં રહેલ નારાજગીને લીધે અનિવાર્યપણે તેમનો વનઅધિકારી અને પોલિસ સાથે સંઘર્ષ ચાલતો રહ્યો. મિલ્કતનું સાધન હાથમાંથી જવાથી તેમાંથી કેટલોક ગામના ખેડૂતો પાસેથી ધાકધમકીથી ધનધાન્ય મેળવવાની શરૂઆત કરી. આથી ગામલોકોએ પોલીસોનો આધાર લીધો અને આ સંઘર્ષ વધતો ગયો. આમાંથી જ ૧૯૦૭ થી ૧૯૧૪ દરમિયાનના ત્રણ ભીલ બળવા થયા.

૧૯૦૭ના સપ્ટેમ્બરમાં કેટલાક ભીલોએ આહવા મથક પર હુમલો કરી હાથમાં આવે તે સરકારી માલમિલ્કતની તોડફોડ ચલાવી. ૧૯૧૧માં કડમાળ ગામે જંગલખાતા વિરુદ્ધ પ્રદર્શન કરી જંગલના મોટા મોટા પટ્ટાઓને આગ લગાડવામાં આવી. આ બળવો અન્યત્ર ફેલાયો અને બીજે ઠેકાણે પણ આવી આગ લગાડવામાં આવી. આની પાછળનો ઉદ્દેશ પોતાનો અધિકાર પાછો મેળવવાનો હતો. જંગલના ગાર્ડ તરફથી જંગલ વપરાશ પર લાવવામાં આવતી અડચણો પાછી લેવાની તેમની માંગણી હતી. પરંતુ આ પ્રક્રિયામાં એકંદર પ્રજામાં ભાગલા પાડીને આંતરિક સંઘર્ષ જ વધ્યો.

ત્યારબાદ ડિસેમ્બર ૧૯૧૪માં ફરી એકવાર બળવો થયો. યુરોપના યુદ્ધમાં અંગ્રેજોનો પરાજય સાવ નજીક આવવા લાગ્યો હોવાથી આ આપણા માટે પણ અધિકાર પાછો મેળવવાનો સારો મોકો સાબિત થશે એવી સમજ આની પાછળ હતી. તીર કામઠાં સાથે એકઠાં થયેલા સમૂહે જંગલ કાપવા અને બાળવાની શરૂઆત કરી હતી. પરંતુ તેના પર સશસ્ત્ર પોલીસ ટૂકડી દ્વારા ત્વરિત કાર્યવાહી કરી પરિસ્થિતિ નિયંત્રણ હેઠળ લાવવામાં આવી, તેની સાથેજ એમાં સામેલ ન થનારાઓનો કડું અને રોકડ ઇનામ આપી સત્કાર પણ કરવામાં આવ્યો.

એકતરફ ખેડૂતોને એક જગ્યાએ સ્થિર થઇ ખેતી કરવાનું પ્રોત્સાહન આપવામાં આવતું હતું. તેમને ખેતી માટે બળદ-ઓજારો ખરીદવા માટે સરકારી કરજ તેમજ છાણિયું ખાતર વાપરવા માટે માર્ગદર્શન આપવામાં આવતું હતું. નાના બંધ બાંધી ખેતીમાટે પાણીપુરવઠાની વ્યવસ્થા કરવામાં આવતી હતી. તેની સાથે તેમને 'વધુ સારા' (એટલે કે વેચવા યોગ્ય) એવા જુવાર અને ચોખા જેવા ધાન્યો પકવવા માટે કહેવામાં આવતું હતું. પણ આ બધા બદલાવ સ્વીકારવા ખેડૂતો ખાસ રાજી ન હતા.

અંગ્રેજી શાસનનો અંતિમ સમય ડાંગની જનતા માટે ખૂબ જ ત્રાસદાયક રહ્યો. વનખાતાની કાર્યવાહી ખૂબ કડક બની, તેમજ લોકોને અધિકારીઓના કામ માટે સવેતન અથવા અવેતન મજૂરી કરવા જબરદસ્તી કરવામાં આવવા લાગી.

મજૂરીમાંથી થોડા ઘણા પૈસા મળવાની શક્યતા હોય તોયે આ બધામાંથી જનતામાં રોષ વધવા લાગ્યો.

પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન અચાનક ઇમારતી લાકડાની નિકાસની ગરજ દેખાવા લાગી. અને તેથી મોટા પ્રમાણમાં લાકડા કાપવાની શરૂઆત થઇ. આમાંથી સરકારની આવક ખૂબ મોટા પ્રમાણમાં વધી. નાયકોને આપવામાં આવતા ભાડાપટ્ટામાં પણ ઘણો વધારો થયો, પરંતુ આ વધારો ડાંગમાંથી મળનારા વધારાની આવક ના પ્રમાણમાં હોય તેવી તેમની માંગણી હડસેલવામાં આવી.

૧૯૧૪ના બળવાના બાળમૃત્યુ પછી ભીલોએ ફરી અંગ્રેજ સરકાર સામે ખુલ્લો સંઘર્ષ પોકાર્યો નહીં. પરંતુ છૂપી રીતે તેમનો પ્રતિકાર ચાલુ રહ્યો. જંગલ પરના પોતાના અધિકારની યાદ તાજી કરી તેઓ સ્વમાન જાળવવાનો પ્રયત્ન કર્યે રાખતા હતા. અંગ્રેજોએ કરેલી છેતરપિંડીની કથા કહી તેમના જંગલ પરના અધિકારની કાયદેસરતા નકારતા હતા. ૧૯૪૯માં, અંગ્રેજો હવે ભારત દેશ છોડી ગયા છે એ જાણ્યા પછી ફરી એકવાર તેમણે બળવો પોકારી જંગલના મોટા મોટા પટ્ટાઓ બાળી નાંખવાની શરૂઆત કરી.

### સ્વાતંત્ર્યોત્તર વનવ્યવસ્થા

૧૯૪૭માં ભારત સ્વતંત્ર થયા પછી ડાંગ જિલ્લો જે આજ સુધી નિર્બંધિત વિસ્તાર રહ્યો હતો તે રાજકીય અને સામાજિક કાર્યકર્તાઓ માટે ખુલ્લો થયો. આ પહેલાં કેટલાંક કૂંકણા કાર્યકર્તાઓએ પોતાની રીતે સૂતર, દારૂબંધી વગેરે ગાંધીવાદી કાર્યક્રમો ચલાવ્યા હતા. ૧૯૪૮માં છોટુભાઇ અને ઘેલુભાઇ નાયક આ બન્ને ભાઇઓએ આહવામાં ગાંધીવાદી આશ્રમ શરૂ કર્યો અને પ્રાથમિક શાળા, તેમજ સૂતર, તથા દારૂબંધી વગેરે કાર્યક્રમો યોજ્યા. ૧૯૪૯માં તેમણે બહુઉદ્દેશીય સહકારી મંડળી શરૂ કરીને અનાજ વહેંચવાનું શરૂ કર્યું. મુંબઇ સરકારે આ સહકારી મંડળીને વિશિષ્ટ જંગલ વિસ્તારમાંથી જંગલ કાપવાની પરવાનગી આપી. ડાંગ માટે આ એક મહત્ત્વનો વળાંક બન્યો. આ સહકારી મંડળીઓને પુષ્કળ યશ મળ્યો. તેમાં વૃક્ષ કાપવાનું કામ કરનારને પણ કામની પરિસ્થિતિમાં ખૂબ જ સુધારો અનુભવવા મળ્યો. સરમુખત્યાર એવા કોન્ટ્રાક્ટરોના જુલમ અને દાદાગીરીનો હવે તેમને સામનો કરવો પડતો ન હતો. અને વેતન પણ વધુ મળતું હતું. આ મંડળીઓ દ્વારા આ પ્રદેશમાં ગાંધીવાદી કાર્યકર્તાઓનો એક રાજકીય પાયો રચાયો.

પરંતુ, ૧૯૫૦ પછી આ મંડળીઓ ડાંગ મહારાષ્ટ્રનું કે ગુજરાતનું આ વધતા વિવાદમાં સપડાતી ગઇ. મહારાષ્ટ્રમાં જોર પકડતો 'બૃહન્મ મહારાષ્ટ્ર' ચળવળને પરિણામે ૧૯૫૬માં મુંબઇ રાજ્યને બે અલગ અલગ ભાષિક રાજ્યોમાં વિભાજિત કરવાનું જાહેર થયું. એમાં ડાંગ ક્યા રાજ્યમાં સામેલ થાય એના પર ગાંધીવાદી કાર્યકર્તાઓમાં ભાગલા પડ્યા અને તે ઘર્ષણ ખૂબ જ વધ્યું. ૧૯૫૮માં ડાંગમાં જિલ્લા પંચાયતની પહેલી ચૂંટણી થઇ જેમાં આ બન્ને પક્ષો સામસામે ઊતર્યા. ઘણા અંશે આ ચૂંટણીના પરિણામથી જ ૧૯૭૦માં ડાંગ ક્યા રાજ્યમાં સામેલ થશે એ નક્કી થયું. નવી રાજ્ય સરકારે ૧૯૬૨માં આ સહકારી મંડળીઓ બંધ કરી, પરંતુ ૧૯૬૭માં તે પુનર્જીવિત કરવામાં આવી, અને તેમાં જાતિ આધારિત રાજકારણના ખેલ શરૂ થયાં.

આવી આ રાજકારણથી ખદબદતી સહકારી મંડળીઓનું ૧૯૬૭થી ૧૯૮૬સુધી આખા ડાંગમાં જંગલ કાપવા પર નિયંત્રણ રહ્યું. આમાંથી વન આધારિત રોજગારીના હિતસંબંધોની એક જાળ ઊભી થઇ. વધતી લોકસંખ્યા સાથે ડાંગના લોકો માટે ખેતીપર ગુજારો કરવો મુશ્કેલ થવા લાગ્યું. ૧૯૩૧થી ૧૯૯૧સુધી ડાંગની લોકસંખ્યા ૩૩,૭૫૦ પરથી ૧,૪૩,૫૦૦ પર પહોંચી હતી, અને મિલ્કતના ખેતી સિવાય એક માત્ર પર્યાય વન આધારિત રોજગારી એજ હતો. આ રોજગારી મેળવી આપવાની સત્તા આ મંડળીના નેતા અને તેના ગામોમાંના વચેટિયાઓના હાથમાં હોવાથી, આમાંથી જિલ્લા પંચાયતની મતબેંકો ઊભી થઇ. સરકારી વિકાસ નિધિના વિનિયોગની આમાંથી મળનારી સત્તા તો ભ્રષ્ટ કરનારી જ હતી. વિકાસ માટે રાખેલ પૂંજી પ્રત્યક્ષ જરૂરિયાતમંદ સુધી ક્યારેક જ પહોંચી હોય; બીજી તરફ જંગલમાંથી મળતી આવક ધડાધડ વધવા લાગી.

આ વધેલ આવક કંઇક અંશે તો જંગલના વધતા શોષણનું સૂચક હતું જ. સરકાર અને સહકારી મંડળી બન્નેને

જંગલમાંથી મળતી ઊપજ વધારવામાંજ રસ હતો. તેમાં મંડળીઓને જંગલની કાળજી બાબતે ખાસ આસ્થા ન હતી. સત્તા પર હોઇએ ત્યારે શક્ય તેટલું કમાવી લેવાની જ બધી પડાપડી હતી. વધતી આવક લાકડાની વધતી કિંમતની સાથે જ, અનામત અને રક્ષિત જંગલ વિસ્તારમાં થયેલા વધારાની પણ નિદર્શક હતી. છેલ્લા કેટલાંક વર્ષોથી જંગલખાતું ધીમે ધીમે રક્ષિત જંગલમાંની ખેતી નીચેની જમીનો પોતાની અંદર સામેલ કરીને તેમને આરક્ષિત જંગલ તરીકે પુનઃવર્ગીકૃત કરતું ગયું હતું. હજુપણ ચાલનારી ફરતી ખેતીને પગલે પ્રતિવર્ષ પડતર રહેનારી જમીનો ને લીધે તે બનતું હતું.

૧૯મી સદી દરમિયાન ડાંગમાં આશરે ૬૬ ટકા ભાગ ખેતીમાટે વર્ગીકૃત કરેલો હતો. તે ૧૯૫૬-૫૭માં ૫૪ ટકા સુધી પહોંચ્યો હતો. ૧૯૬૦માં ખેતીની જમીનની સનદો આપવા માટે સરકારે જે સર્વે કર્યો તેમાં એકંદર જમીનનો ૪૫ટકા જમીન જ ખેતી કરાતી જમીન તરીકે દર્શાવવામાં આવી. કારણ કે પ્રત્યક્ષ સર્વેક્ષણના સમયે ખેડાણ થયેલી જમીન જ આ મોજણીમાં નોંધવામાં આવી. ૧૯૭૦માં આ જમીનોની સનદો એ શરતે આપવામાં આવી કે જમીન પર આવેલા વૃક્ષોની માલિકી વનખાતાની રહેશે.

તે પછીના આખા દસકામાં વનખાતું ખેતીની જમીનપર અતિક્રમણ કરતું જ રહ્યું – મોટેભાગે જમીનધારકોના વિરોધને ગણકાર્યા વગર તે જમીન પર વૃક્ષો ઊગાડીને. આ પ્રકારે ૧૯૮૧માં ફક્ત ૫૧,૧૮૬ હેક્ટર એટલે કે ડાંગની ફક્ત ૩૬ટકા જમીન ખેતી હેઠળની તરીકે નોંધવામાં આવી. આ જમીન સ્વૈચ્છિક રીતે આપવામાં આવ્યાનું કહેવામાં આવ્યું જે સર્વથા અસંભવ હતું. પણ આ બધામાં સરકાર અને મજૂર સહકારી મંડળી બન્નેનો ફાયદો હતો. એક તરફ ખેતી હેઠળની જમીનોનાં આરક્ષિત જંગલના પટ્ટાઓથી ભાગલા પડતા જતા હતાં. બીજી તરફ તેનાથી સાહજિક રીતે જ થતા સીમાડાના ઉલ્લંઘનતરફ વનખાતાની કાર્યવાહી વધુ કડક બનવા લાગી હતી. તેમાંથી જ લાંચખોરી વધવા લાગી હતી.

### સમાજ દ્વારા વન સંવર્ધન – આજના સમયે

૧૯૭૦ પછી ડાંગની જનતાએ વન અધિકારી અને ભ્રષ્ટ રાજકારણીઓની સામે અવાજ ઉઠાવવાની શરૂઆત કરી. ૧૯૭૭ની એક સભામાં નોંધાયા પ્રમાણે માંગણીઓ એવી હતી કે – ખેડૂતોને પોતાના તાબાની જમીન પરથી કોઇપણ વૃક્ષ કાપવાનો અધિકાર હોવો, જંગલમાંથી વાંસ લાવવાની છૂટ હોવી, વૃક્ષો ઉગાડવાના નામે વનખાતાએ કાઢી લીધેલ જમીનો પરત મળે, અને ૧૯૬૦માં કરેલ સર્વેક્ષણની ક્ષતિઓ દૂર કરવા ફરી એક વાર નવી રીતે ડાંગનું સર્વેક્ષણ કરવામાં આવે. આ માંગણીઓ વ્યક્ત કરવા માટે 'ગ્રામ વિકાસ મંડળી' નામની નવી સંસ્થા સ્થાપવામાં આવી જેમાં બેરી અંડરવુડ ઓસ્ટ્રેલિયન સામાજિક કાર્યકરે આગેવાની લીધી હતી. ઘણા સુશિક્ષિત આદિવાસી યુવકોનું તેમને પીઠબળ હતું. સુશિક્ષિત આદિવાસીઓ માટે વૈકલ્પિક રોજગારીની ઉપલબ્ધતા એ મુખ્ય માંગણી હતી.

જંગલના વધતા વિનાશમાં દખલ દઇને ૧૯૮૬માં સરકારે આરક્ષિત જંગલમાં વૃક્ષ કાપવા પર સંપૂર્ણ પ્રતિબંધ ફરમાવ્યો. તેથી મજૂર સહકારી મંડળીઓના અસ્તિત્વનું કારણ જ મટી ગયું. ડાંગી લોકોને મોસમી ખેતમજૂરી રોજગારી મેળવવા માટે દક્ષિણ ગુજરાતના મેદાન વિસ્તારમાં ખૂબ મોટા પ્રમાણમાં સ્થળાંતર કરવાનો વારો આવ્યો. પ્રતિબંધ લાગી ગયા પછીના ચાર જ વર્ષમાં એક તૃતિયાંશ લોકો ચોમાસુ પૂરું થતાં જ ઘર બહાર નીકળવા લાગ્યા અને તે છેક પછીનો ઉનાળો આવે ત્યારે પરત આવતા. આ મજૂરીનો દર અને કામની પરિસ્થિતિ અતિશય ખરાબ હતી. ઘરે પરત આવે ત્યારે હાથ મોટેભાગે ખાલી જ હોય. આમ આખી યુવા પેઢી બહાર જાય પછી એમની પાછળ ગામમાં ફક્ત વૃદ્ધો અનાથ અવસ્થામાં જ રહેતા હતા.

આ પરિસ્થિતિએ ૧૯૮૯ માં પ્રત્યક્ષ રીતે સંઘર્ષનું સ્વરૂપ લીધું. ગીરા-દાબદાર ગામમાં લગભગ ૧૦-૧૨ ફોરેસ્ટગાર્ડોએ આરક્ષિત જંગલમાંથી ગામલોકોએ કરેલી કહેવાતી 'ચોરી'ના લાકડા હસ્તગત કરવાનો પ્રયત્ન કર્યો. ગામની સ્ત્રીઓએ તેમનો ઘેરાવો કરી તે લાકડા પર વન ખાતાનો નહીં પણ ગામલોકોનો અધિકાર હોવાનું સૂણાવી તેમને પરત જવાની ફરજ

### ન્યાયાલયનો આદેશ

બે વર્ષ પછી, ઓક્ટોબર ૨૦૦૧માં, ન્યાયાલયે અંતરિમ આદેશ આપીને કોઇપણ કુદરતી રીતે ઊગેલા વૃક્ષો કાપવાપર પ્રતિબંધ ફરમાવ્યો. ૨૩મી નવેમ્બર ૨૦૦૧ ના રોજ હરીશ સાલ્વે જે 'જનહિતાર્થે ન્યાયાલયે નીમેલા વકીલ' હતા, તેમણે હસ્તક્ષેપ કરતી (interlocutory) યાચિકા દાખલ કરી અને કેન્દ્રીય સક્ષમ સમિતિની ભલામણોને આધારે એવું વિધાન કર્યું કે ''જંગલોના હ્રાસનું એક મુખ્ય કારણ છે વધતા જતાં દબાણો.'' સાલ્વેએ ન્યાયાલયને, કોર્ટની પરવાનગી વિના કોઇપણ દબાણોને નિયમિત કરવા અંગે કેન્દ્ર સરકાર પર રોક લાવવા, અને ૧૯૮૦ પછીના દબાણો હટાવીને તે પછી દબાણો થતાં અટકાવવા માટે રાજ્ય સરકારોને આદેશ આપવા ભલામણ કરી.

આ સંદર્ભમાં, ૧૮ ફેબ્રુઆરી ૨૦૦૨ના રોજ ન્યાયાલયે રાજ્ય સરકારોને જંગલપરનાં દબાણો અંગેના આ સવાલોનો પ્રતિભાવ આપવા આદેશ આપ્યો.

(પરંતુ ન્યાયાલયે દબાણો હટાવી દેવાની તો વાત જ કરી નહતી, કે આદિવાસીઓનો પણ કોઇ ઉલ્લેખ કર્યો ન હતો.)

('ડાઉન ટુ અર્થ' ઓનલાઇન મેગેઝિનમાંના લેખપર આધારિત)

પાડી. આમાંથી પછી તો એક વધુ સંપૂર્ણ યોજનાબદ્ધ પ્રતિકાર-ચળવળ શરૂ થઇ, જેના સૂત્રધાર ઇરફાન એન્જિનિયર અને વીરસિંગભાઇ પટેલ હતા. તેમણે 'આદિવાસી ભૂમિહીન કિસાન હકરક્ષક સમિતિ' ની સ્થાપના કરી. ડાંગમાં ખેતીની જમીનનું ફરી એકવાર સર્વેક્ષણ થાય અને આરક્ષિત જંગલ વિસ્તારમાંથી ખેતી માટે જમીન ઉપલબ્ધ થાય એ તેમની મુખ્ય માંગણી હતી.

૧૯મી સદીના આખરે જંગલો આરક્ષિત કરવામાં આવ્યા ત્યારથી જ ભીલોને 'પોતાના' જંગલમાં ખેતી કરવા કે ન કરવા દેવાનો સરકારનો અધિકાર નામંજૂર હતો. ગોરા સાહેબોએ છેતરીને લઇ લીધેલા જંગલની વાર્તાઓ-વાયકાઓમાંથી એ સમજ સતત જાગૃત રહી હતી. હવે ૧૯૮૦માં ખેતી જો કે મોટેભાગે આરક્ષિત જંગલવિસ્તારની બહાર જ થતી હોય, તો પણ આરક્ષિત જંગલે 'ગળી લીધેલ' પોતાના 'જૂના ગામતળ' ના નામો અને પ્રત્યક્ષ ઠામ ઠેકાણાની તેમને હજુ પણ ખબર હતી. ૧૯૯૧ની શરૂઆતમાં આ આદિવાસી ભૂમિહીન કિસાન હક્ક રક્ષક સમિતિનાજ કેટલાક સભ્યોએ ગીચ જંગલમાં આવેલ પોતાના 'જૂના ગામઠાણ' સુધી પહોંચી તે જગ્યા પર પોતાનો હક્ક સ્થાપવા માટે જંગલ સાફ કરવાની શરૂઆત કરી હતી. એનાપર પોલીસ દમન વાપરવામાં આવ્યું. જેમાંથી પ્રત્યક્ષ સામસામે સંઘર્ષ ઊછળ્યો. આ વધતી જતી 'નકસલવાદી' ભૂમિકા સામે કંઇક અલગ, વધુ સર્જનશીલ દષ્ટિકોણ વાપરવાની જરૂર આર.એસ.પઠાણ જેવા ઉચ્ચ વનઅધિકારીએ ઓળખી. સ્થાનિક લોકોના સહયોગથી 'વન સંરક્ષક સમિતિ' સ્થાપી જંગલના સંરક્ષણની જવાબદારીના બદલામાં તેમને વિશિષ્ટ વનપેદાશો પર અધિકાર આપવાનો, રાજ્યના અન્ય જંગલ વિસ્તારોનો યશસ્વી પ્રયોગ ડાંગમાં પણ અજમાવવાનું તેમણે નક્કી કર્યું. પરંતુ આ બાબતમાં 'સમિતિ' એ પહેલેથી જ શરૂ કરેલા કાર્યમાં તેમણે સહકાર આપ્યો નહીં. બીજી બાજુ આ વનસંરક્ષક સમિતિ મજૂર સહકારી મંડળીઓના નેતાઓના હિતોની આડે આવતી હતી. તેમને વનસંરક્ષણમાં નહિ પણ વનસંબંધી રોજગારી પર પોતાનું નિયંત્રણ રાખવામાં રસ હતો. તેથી ૧૯૯૧ના ઓક્ટોબરમાં શરૂ કરવામાં આવેલી નવી યોજના 'વન સાથે વિકાસ' તેમણે જંગલના બદલે પોતાના હિત માટે વાપરી, ગ્રામપંચાયતના અધિકાર હેઠળ સ્થાનિક સમિતિ રચી તે દ્વારા સરકારી નિધિમાંથી સ્થાનિક વિકાસના કામો કરવાની આ યોજના સ્થાનિક સહકારી નેતાઓ અને

તેમના ગામેગામના 'મળતિયાઓના' જ હાથ ફરી એકવાર મજબૂત કરતી ગઇ.

ડાંગના વન અને મહેસૂલ અધિકારીઓની દૃષ્ટિએ આ બધો પ્રયાસ અનાવશ્યક, તેમનો અંકુશ ફરી પ્રસ્થાપિત કરવાના મુખ્ય ઉદ્દેશથી દૂર જનારો હતો. તેમને વધારે ચિંતા હતી તે ડાંગમાં પહેલી જ વાર દેખાવા લાગેલા કોમ્યુનિસ્ટ નકસલવાદી સંબંધની. તે માટે આરક્ષિત પોલીસની ખાસ ટૂકડી મંગાવી કાર્યવાહી શરૂ થઇ અને નવેમ્બર ૧૯૯૧માં દહેશતનું સામ્રાજ્ય શરૂ થયું. એકઠા થયેલા લોકો પર ગોળીબાર, ગામોપર છાપાઓ, નાસભાગ, અત્યાચાર અને નેતાઓની ધરપકડ આ બધા માર્ગથી આખરે ૧૯૯૨માં પોલીસે આ ચળવળ તોડી નાખી. આ પ્રમાણે જંગલખાતાની સત્તા ફરી એકવાર પ્રસ્થાપિત થઇ, ડાંગની જનતાની ફરિયાદો જ્યાની ત્યાંજ, તેવીજ અનુત્તર રહી.

આ પ્રમાણે આપણે જોયું કે આ આખા સંઘર્ષ પાછળ મોટો ઇતિહાસ છે અને જ્યાં સુધી લોકોનો વિશ્વાસ સંપાદન કરનારી સંસ્થાઓના સહકારથી કામ કરવાના પ્રયત્ન થાય નહીં, ત્યાં સુધી તો આવું જ ચાલતું રહેવાની શક્યતા છે. આદિવાસી ભૂમિહીન કિસાન હક રક્ષક સમિતિનું હવે વિસર્જન થઇ ચૂક્યું છે. પણ ગ્રામ વિકાસ મંડળી હજુ પણ કાર્યરત છે. તેના સભ્યો આજની પરિસ્થિતિમાં કદાચ થોડુંક સમન્વયનું વલણ રાખવા તૈયાર હોવાની શક્યતા છે. જરૂર છે એની કે ખેડૂતો અને વનસંરક્ષકો બન્નેની સમજૂતીથી એવી વ્યવસ્થા ગોઠવવામાં આવે જેથી વનપેદાશોનો નિશ્ચિંત વપરાશ અને ટકાઉ રીતે વનસંરક્ષણ બન્ને શક્ય થાય. ખેતીની પરંપરાગત પદ્ધતિઓ વધુ વિકસાવવામાં આવે, સાથે જ નવી પદ્ધતિઓ પણ વિકસાવવામાં આવે જે દ્વારા સંસાધનોનો વધુ સચોટ ઉપયોગ થઇ શકે, કારણ કે લોકસંખ્યાનો દબાવ આજની ઘડીએ પુષ્કળ વધી ગયો છે. આવી વ્યવસ્થા અત્યારે 'આરક્ષિત' હોય તેવા વિસ્તારોમાં ખાસ ચલાવવામાં આવે. ખરેખર તો, આજે જે પટ્ટાઓ ડાંગ બહારના લોકોના હાથે કપાઇ રહ્યા છે, તેમને આવી ગોઠવણીથી જ કદાચ બચાવી શકાશે.

વનખાતું તેનો અભિગમ ધરમૂળથી બદલી નાંખે, કે જે ખરેખર અશક્ય વાત છે, તો પણ વૈકલ્પિક રોજગારીનો પ્રશ્ન તો રહે જ છે; અને જ્યાં સુધી એનું નિરાકરણ ન થાય ત્યાં સુધી જંગલ પર ખેતીનું ભારણ વધવાનું જ છે. વૈકલ્પિક રોજગારીનો આ પ્રશ્ન રાજકીય રીતે ગૂંચવાયેલો છે. ડાંગના રાજકારણીઓ રોજગાર-નોકરીઓના સૂત્રો પોતાના હાથમાં રાખવા માંગે છે, કેમ કે તેમાંથી રાજકીય સત્તાનો પાયો રચાય છે. ૧૯૮૬ સુધી આ રાજકારણ મજૂર મંડળીઓમાંથી ખેલાતું રહ્યું, હવે 'વન સાથે વિકાસ' ની યોજના પર મીટ મંડાઇ છે. આવા કોઇપણ કાર્યક્રમ, પછી તે સહકારી હોય કે સમિતિ - આધારિત હોય, તેમાંથી ઊભી થતી આવક લગભગ અચૂકપણે રાજકારણીઓ જ ગળી જાય છે, મોટા ભાગની લોકસંખ્યાને ક્વચિત જ એનો કોઇ ફાયદો મળતો હોય. સત્તાના આ દુરુપયોગ નો સામનો કરવો હોય તો સમાનતાના તત્ત્વને અનુસરતી સંસ્થાઓ સુધી આર્થિક અને અન્ય મદદ પહોંચવી જોઇએ, જેથી સામાન્ય લોકોને વિકાસની સમાન તકો ઉપલબ્ધ થઇ શકે.

આમ, છેલ્લી બે સદીઓનો ડાંગનો ઇતિહાસ પરાજયનો, જમીન અને આવક એ જીવનના બન્ને આધાર ગુમાવવાનો જ રહ્યો છે. પણ તેની સાથેસાથે તે, 'ખેતી' એ જંગલ સામે ઊભેલો 'ખતરો' છે એવી ધારણાને ડાંગની જનતાએ કરેલા પ્રખર વિરોધનો પણ ઇતિહાસ છે. નિર્દયી દમનોને વેઠીને પણ આ વિશ્વાસ આજેય અડીખમ રહેલો છે. હજુ સુધી ગુજરાતની સરકારે સામાન્ય માનવીને કાંઇક કહેવું છે એ જ ધરાર નકારવાનું વલણ રાખ્યું છે. અને જ્યાં સુધી આ વસ્તુ સમજી લેવાય નહિ ત્યાં સુધી વનસંવર્ધન અને વનનો વ્યવહાર એ બે માંનો વિરોધ ચાલુ જ રહેશે. ડાંગનું જંગલ દર વર્ષે વધુ ને વધુ બોડાતું રહેશે, અને લોકોની ગરીબી અને અસહાયતા પણ નિરંતર ચાલુ રહેશે.

અંગ્રેજીમાંથી અરુણા જોશીએ કરેલા મરાઠી અનુવાદપરથી ગુજરાતીમાં અનુવાદ

ધીરૂભાઈ પટેલ

# જંગલનો કાયદો

જિમ કોર્બેટ

ભારત અને ભારતીયોને ખૂબ ચાહનાર બ્રિટિશ લેખક જે તેમની શિકારકથાઓ તેમજ જંગલ અને વન્ય પ્રાણીઓ અંગેના લખાણો માટે પણ જાણીતા છે તે જિમ કોર્બેટના પ્રસિદ્ધ પુસ્તક 'માય ઇન્ડિયા' માંથી અનુવાદિત આ સત્યકથા. સદર પુસ્તકનું અર્પણપત્ર પણ મહત્ત્વપૂર્ણ હોઇ કથાના પહેલાં એ અર્પણપત્ર અનુવાદરૂપે મૂકેલું છે.

અર્પણ

*જો તમે ભારતનો ઇતિહાસ શોધતા હો, અથવા તો બ્રિટિશ રાજના ઉદય અને અસ્તની ગણતરી કરવા માંગતા હો, અથવા તો આ ઉપખંડના બે પરસ્પરવિરોધી એવા ટુકડા કેમ થયા અને એ ભાગલાની તે બન્ને પર અને અંતે એશિયા પર શું અસર થશે એ શોધતા હો તો આ બધું અહીંયા આ પાનાઓમાં તમે નહીં શોધી શકો. જો કે મેં એક જન્મારો આ દેશમાં વિતાવ્યો છે. પણ એ પ્રસંગોની એકદમ નિકટ રહ્યો છું અને લોકો સાથે પણ ગાઢ રીતે સંકળાયેલો છું, તેથી આ બાબતોની ચર્ચા કરવા માટેની તટસ્થતા ભાગ્યેજ રાખી શકું તેમ છું.*

*જે ભારતને હું ઓળખું છું એ મારા ભારતમાં ચાલીસ કરોડ લોકો વસે છે. તેમાંના નેવું ટકા સાદા, પ્રામાણિક, બહાદુર, વફાદાર અને સખત પરિશ્રમ કરનારા જીવ છે. તેઓની ઇશ્વરને અને ગમે તે સરકાર સત્તા પર હોય તેને દરરોજ એ જ પ્રાર્થના હોય છે કે તેમને જિંદગીની અને માલમત્તાની એવી સલામતી મળે જે તેમને તેમની મહેનતના ફળોનો આનંદ માણવા દે. એવા આ લોકો જે દેખીતી રીતે નિર્ધન છે અને વારંવાર તેમનો ઉલ્લેખ 'ભારતના લાખો ભૂખ્યા લોકો' તરીકે થાય છે, જેમની વચ્ચે હું જીવ્યો છું અને જેમને હું ચાહું છું, તેમની વાત આ પુસ્તકના પાનાઓ ઉપર કરવાનો હું પ્રયત્ન કરીશ, અને તેને હું નમ્રતાપૂર્વક મારા એ જ મિત્રોને અર્પણ કરું છું, ભારતના નિર્ધનોને.*

જંગલનો કાયદો

હરકંવર અને કુંતીની કુલ ઉંમર બે અંકે પંહોચે તે પહેલાં તેમના લગ્ન થઇ ગયા હતાં. એ દિવસોમાં ભારતમાં આ બાબત ખૂબ જ સામાન્ય હતી, અને મહાત્મા ગાંધી અને મિસ મેયો જો ન હોત તો કદાચ આજે પણ એ એવી જ હોત.

હરકંવર અને કુંતી વિશાળ ડુંગરગિરિ પર્વતની તળેટીની ધારથી થોડાક માઇલ દૂર આવેલા ગામડામાં રહેતા હતાં, અને તેમણે એકબીજાને ત્યાં સુધી જોયા ન હતાં કે જ્યારે તે મોટો દિવસ આવી પહોંચ્યો જે દિવસે ભપકાદાર કપડામાં સજ્જ થઇ, ખૂબ જ ટૂંકા સમય માટે તેઓ તેમના સગાં અને મિત્રોનાં ટોળાના આકર્ષણનું કેન્દ્ર બની ગયા હતાં. તે દિવસ તેમની સ્મૃતિમાં લાંબા સમય સુધી અદ્‌ભૂત પ્રસંગ તરીકે જડાઇ રહ્યો હતો કારણ કે તે દિવસે તેમના નાનાં પેટ ફાટી જાય તેટલી હદ

સુધી તેઓ હલવા પૂરી ભરી શક્યા હતાં. આ દિવસ બન્નેના પિતાઓ માટે પણ લાંબા સમય સુધી સ્મૃતિમાં રહ્યો હતો, તેનું કારણ ગામનો વાણિયો હતો, જે તેમના માટે 'માં' અને 'બાપ' હતો. તેમની જરૂરિયાતને જાણીને તેણે થોડાક રૂપિયા આપ્યા જેમાથી તેઓ પોતાનાં બાળકોનાં લગ્ન એ ઉંમરે કરાવી શક્યા હતા જે ઉંમરે બધા બાળકોનાં લગ્ન થઇ જવા જોઇએ, અને એ રીતે તેમના સમાજમાં માન જાળવી શક્યા હતાં. અને ગામના પૂજારીએ જે અનુકૂળ તારીખ પસંદ કરી આપી હતી તે તારીખે વાણિયાએ તેમના નામ આગળ તેના પત્રકમાં તાજી નોંધ કરી હતી. એક વાત સાચી હતી કે આ સવલત માટે પચાસ ટકા વ્યાજ ઘણું જ વધારે હતું, પરંતુ ઇશ્વરેચ્છા, તેમાંનો કેટલોક ભાગ તો ચૂકવાશે, કારણ કે હજી ઘણાં બાળકોનાં લગ્ન કરવાનાં હતાં, અને ભલા વાણિયા સિવાય બીજું તેમને મદદ કરનાર પણ કોણ હતું?

કુંતી લગ્ન થઇ ગયા બાદ તેના પિતાને ઘેર પાછી ફરી અને પછીના થોડા વર્ષો સુધી ઘરનાં એવાં કામો કરતી રહી, જે કામો અત્યંત ગરીબ ઘરના બાળકોને કરવા પડતાં હોય છે. એકમાત્ર ફેરફાર તેના જીવનમાં જે લગ્નને લીધે આવ્યો હોય તો એ હતો કે તેને હવે એકજ કપડામાંથી બનાવેલું વસ્ત્ર પહેરવાનું ન હતું જે કુંવારી છોકરીઓ પહેરતી હતી. તેના આ નવા વસ્ત્રો ત્રણ કપડાનાં બનેલાં હતાં, નાનું બાંય વગરનું પોલકું અને થોડાક ઇંચ લાંબુ સ્કર્ટ (કે ટૂંકો ચણિયો), દોઢ વારની સાડી જેનો એક છેડો તેના સ્કર્ટમાં ખોસવો પડતો હતો અને બીજા ભાગથી માથું ઢાંકવું પડતું હતું.

કુંતીના પ્રસંગ વિનાના અને નચિંત કેટલાક વર્ષો આ રીતે વહી ગયા જ્યાં સુધી એવો અંદાજ ન બાંધવામાં આવ્યો કે તે તેના પતિ સાથે જવા જેટલી મોટી થઇ ગઇ હતી. ફરીથી એક વાર વાણિયો મદદે આવ્યો અને નવા કપડામાં શણગારાઇને, આંખમાં આંસુ સાથે નાની વહુએ છોકરા જેવા પતિના ઘર તરફ મુસાફરી શરૂ કરી. કુંતી માટે એક ઘરથી બીજા ઘરની ફેરબદલીનો અર્થ એટલો જ હતો કે તેની સાસુ માટે રોજિંદુ કામકાજ કરવું જે પહેલાં તે તેની માતા માટે કરતી હતી. ભારતના ગરીબ માણસના ઘરમાં કોઇ બેઠાખાઉ હોતું નથી. યુવાન અને વૃદ્ધ સૌએ તેમને સોંપેલું કામ કરવું પડે છે અને તેઓ તે આનંદપૂર્વક કરે છે. કુંતી હવે રસોઇ કરવા જેવડી મોટી થઇ ગઇ હતી. જેવું સવારનું ભોજન પતી જાય કે તરત જેઓ કામ કરવા માટે સશક્ત હતા તેઓ જુદા જુદા કામ ઉપર જતા રહેતા, ગમે તેટલા નાનાં હોય પરંતુ તેઓ ઘર માટે કાંઇક તો કમાઇ લાવતા હતાં. હરકંવરના પિતા કડિયાકામ કરતા હતા અને તે અમેરિકન મિશન સ્કૂલના દેવળના બાંધકામે જતા હતાં, હરકંવરની એક ઇચ્છા હતી કે તે પણ તેના પિતાના વ્યવસાયને અનુસરે, અને જ્યાં સુધી તેનામાં તે કામ કરવાની આવડત ન આવી, તે ઘરખર્ચમાં તેના પિતા અને બીજા કડિયા જે માલ વાપરતા હતા તે લાવવાનું કામ કરી મદદ કરતો હતો, અને રોજના દસ કલાક મજૂરી કરીને બે આના કમાતો હતો. ઓછી સિંચાઇવાળી જમીનમાં હવે પાક તૈયાર થઇ ગયો હતો. કુંતી સવારના ભોજનની તપેલીઓ અને થાળીઓ સાફ અને ચકચકિત કર્યા બાદ તેની સાસુ અને અસંખ્ય નણંદો સાથે ગામના મુખીના ખેતરમાં જતી, જ્યાં બીજી સ્ત્રીઓ અને છોકરીઓ સાથે એના પતિ જેટલા જ કલાકો કામ કરીને તેનાથી અડધી મજૂરી મેળવતી હતી. જ્યારે દિવસ પૂરો થઇ જતો ત્યારે સંધ્યાકાળના અજવાળામાં આખું કુટુંબ ઝૂંપડીમાં પાછું ફરતું. હરકંવરના પિતાને મુખીની જમીનમાં ઝૂંપડી બાંધવાની પરવાનગી મળી હતી. વડીલોની દેખરેખમાં નાનાં બાળકોએ જે સૂકાં લાકડાં ભેગાં કર્યા હોય તેનાથી રાતની રસોઇ તૈયાર થતી અને ખવાતી હતી. તાપણા સિવાય ઘરમાં અજવાળા માટે કોઇ સાધન હતું નહીં. જ્યારે તપેલીઓ અને થાળીઓ સાફ થઇને મૂકાઇ જતી, ઘરનો દરેક સભ્ય તેને ફાળવેલી જગ્યાએ જતો રહેતો. હરકંવર અને તેના ભાઇઓ તેમના પિતા સાથે સૂઇ જતા અને કુંતી ઘરની બીજી સ્ત્રીઓ સાથે સૂઇ જતી હતી.

જ્યારે હરકંવર અઢાર વર્ષનો અને કુંતી સોળ વર્ષની થઇ ત્યારે તેમણે ઘર છોડ્યું. સાથે તેમનો થોડો સામાન લીધો અને એક ઝૂંપડીમાં તેમનું ઘર વસાવ્યું જેની વ્યવસ્થા હરકંવરના કાકાએ રાનીખેતની લશ્કરી છાવણીથી ત્રણ માઇલ દૂરના ગામમાં કરી આપી હતી. છાવણીમાં ઘણા બધા સૈનિકોના મકાનો બંધાઇ રહ્યા હતા તેથી હરકંવરને કડિયા તરીકે કામ શોધવામાં કોઇ તકલીફ પડી નહીં. કુંતીને પણ મજૂર તરીકે પથ્થરની ખાણમાંથી પથરા લાવી બાંધકામના સ્થળે પહોંચાડવાનું કામ મેળવવામાં કોઇ તકલીફ પડી નહીં.

ચાર વર્ષ સુધી આ યુવાન યુગલે રાનીખેતમાં મકાનો બાંધવાના સ્થળે કામ કર્યું. આ સમય દરમ્યાન કુંતીએ બે બાળકોને જન્મ આપ્યો. ચોથા વર્ષના નવેમ્બરમાં મકાનો બંધાઇ રહ્યા તેથી હરકંવર અને કુંતીને નવું કામ શોધવા જવું પડ્યું, કારણ કે તેમની બચત સાવ ઓછી હતી અને તેનાથી થોડાક જ દિવસ ખાવાનું મળી શકે તેમ હતું.

તે વર્ષે શિયાળો વહેલો બેઠો અને ખાતરી થઇ ગઇ કે તે અસામાન્ય રીતે આકરો હતો. કુટુંબ પાસે ગરમ કપડાં ન હતા અને એક અઠવાડિયાની કામની નિષ્ફળ તપાસ પછી હરકંવરે સૂચન કર્યું કે તેઓએ પર્વતમાળાની નાની ટેકરીઓ તરફ સ્થળાંતર કરવું જોઇએ કે જ્યાં તેણે સાંભળ્યું હતું કે નહેરના અગ્રભાગનું બાંધકામ ચાલી રહ્યું હતું. આથી ડિસેમ્બરની શરૂઆતમાં આ કુટુંબે જુસ્સાભેર નાની ટેકરીઓ તરફ તેમનું લાંબુ પ્રયાણ આદર્યું. જે ગામમાં તેમણે ચાર વર્ષથી ઘર વસાવ્યું હતું તે અને કાલાધુંગી કે જ્યાં નહેરના અગ્રભાગનું કામ ચાલતું હતું, અને ત્યાં તેમને પ્રયત્ન કરવાથી કામ મળે એવી આશા હતી, બેઉ વચ્ચેનું અંતર આશરે પચાસ માઇલ હતું. રાત્રે વૃક્ષો નીચે સૂઇ, દિવસે ઊંચા નીચા સીધા ઢાળવાળા અને ખરબચડા રસ્તા પસાર કરવાની મહેનત કરી, તેમનો માલસામાન અને બાળકોને વારાફરતી ઊંચકી લઇ હરકંવર અને કુંતી, થાકેલા અને ચાલી ચાલીને સૂઝી ગયેલા પગ સાથે છ દિવસે તેમની કાલાધુંગીની મુસાફરી પૂરી કરી શક્યા.

અન્ય ભૂમિવિહોણા દલિત વર્ગના લોકો શિયાળાની શરૂઆતમાં જ ઊંચી ટેકરીઓ પરથી નાની ટેકરીઓ તરફ સ્થળાંતર કરી ગયા હતા અને તેમણે જાતે જ સાર્વજનિક ઝૂંપડા બાંધ્યા હતા જેમાં વધારેમાં વધારે ત્રીસ કુટુંબોનો સમાવેશ થઇ શકતો હતો. આ ઝૂંપડાઓમાં હરકંવર અને કુંતીને ઉતારો મળવો અશક્ય હતું તેથી તેમને જાતે જ ઝૂંપડી બાંધવી પડે તેમ હતું. તેમણે સવારથી લઇને મોડે સુધી તેમની ડાળીઓ અને પાંદડાની નાની ઝૂંપડી બાંધવા માટે પરિશ્રમ કર્યો, કારણ કે તેમની બચતની રકમ ધીમે ધીમે ઘટીને થોડાક જ રૂપિયાની થઇ ગઇ હતી અને અહીં કોઇ જાણીતો વાણિયો ન હતો કે જેની પાસે તેઓ મદદ માટે જઇ શકે.

જે જંગલને છેડે હરકંવર અને કુંતીએ તેમની ઝૂંપડી બાંધી હતી એ મારું માનીતું શિકાર સ્થળ હતું. હું સૌ પ્રથમવાર તેમાં મારી જૂની મઝલ-લોડર બંદૂક લઇને પ્રવેશ્યો હતો કે જેથી હું મારા કુટુંબના ખોરાક માટે લાલ જંગલી કૂકડા અને મોરોનો શિકાર કરી શકું, અને પછી આધુનિક રાઇફલથી સજ્જ થઇને મોટા શિકારની શોધમાં હું તેના દરેક ખૂણા જોઇ વળ્યો હતો. જે સમયે હરકંવર, કુંતી અને તેમના બે બાળકોએ, છોકરો પુનવા જેની ઉંમર ત્રણ વર્ષની હતી અને છોકરી પૂતલી જેની ઉંમર બે વર્ષની હતી, ઝૂંપડીમાં રહેવાનું શરૂ કર્યું હતું ત્યારે જંગલમાં મારી ચોક્કસ જાણકારી પ્રમાણે પાંચ વાઘ, આઠ દીપડા, ચાર ઊંઘણશી (sloth bears) રીંછનું કુટુંબ, બે હિમાલયન કાળા રીંછ. જેઓ ઊંચી ટેકરીઓ પરથી જંગલી આલુ અને મધ ખાવા નીચે આવ્યા હતા, અસંખ્ય ઝરખ જેમના દર ઘાસના મેદાનમાં પાંચ માઇલ દૂર હતા અને તેઓ રાત્રે જંગલમાં વાઘ અને દીપડાએ શિકાર કરીને ફેંકી દીધેલા મૃત પ્રાણીઓના અવશેષો ખાવા આવતા હતા, જંગલી કૂતરાઓની એક જોડ, અસંખ્ય શિયાળ અને અનેક પ્રકારની બિલાડી રહેતા હતા. જંગલમાં બે અજગર પણ હતા, અનેક પ્રકારના સાપ, કલગીવાળા અને નારંગી રંગના ગરૂડ અને સેંકડો ગીધ પણ હતા. મેં અમુક પ્રાણીઓનો તો ઉલ્લેખ જ નથી કર્યો જેવા કે હરણ, સાબર, ભૂંડ અને વાંદરા જેઓ માનવજાત માટે બિનજોખમી છે, કારણ કે મારી વાતમાં તેમનો કોઇ હિસ્સો નથી.

કાચી ઝૂંપડી બંધાઇ ગયાના બીજા દિવસે હરકંવરે કડિયા તરીકે રોજના આઠ આનાના દરે જે ઇજારદાર નહેરના અગ્રભાગનું બાંધકામ કરતો હતો ત્યાં કામ શોધી કાઢ્યું. કુંતીએ બે રૂપિયામાં જંગલ ખાતામાંથી પરવાનો ખરીદ્યો. જેથી તેને નાની ટેકરીઓ ઉપરથી ઘાસ કાપવાનો હક્ક મળી ગયો, જે તે ઢોરના ચારા તરીકે બજારમાં દુકાનદારને વેચી આવતી. તેનો લીલા ઘાસનો ભારો સહેજેય બે મણ જેટલો થતો હતો જે માટે તેને દસથી લઇને ચૌદ માઇલ મોટે ભાગે ઊંચી નીચી અને સીધા ઢાળવાળી ટેકરીઓ પાર કરવી જરૂરી થઇ પડતી હતી, તેના તેને ચાર આના મળતા હતા, જેમાંથી એક આનો એ માણસ લઇ લેતો હતો જેને બજારમાં ઘાસ વેચવાનો સરકારી પરવાનો મળ્યો હતો. હરકંવર જે આઠ આના કમાતો હતો તે વત્તા કુંતી જે ત્રણ આના કમાતી હતી તેનાથી ચાર જણનું કુટુંબ સરખામણીમાં આરામથી જીવતું હતું, કારણ કે ખોરાક પુષ્કળ અને

સસ્તો મળતો હતો અને પ્રથમ જ વાર તેમના જીવનમાં મહિનામાં તેઓને એકવાર માંસાહાર પણ પરવડી શકતો હતો.

ત્રણમાંથી બે મહિના જે હરકંવર અને કુંતીએ કાલાધુંગીમાં પસાર કરવાનો ઇરાદો સેવ્યો હતો તે શાંતિથી પસાર થઇ ગયા. કામના કલાકો લાંબા હતા અને આરામનો કોઇ અવકાશ ન હતો. પરંતુ તેનાથી તેઓ બાળપણથી જ ટેવાયેલા હતા. હવામાન એકદમ અનુકૂળ હતું. બાળકોની તંદુરસ્તી પણ સારી રહેતી હતી. જ્યારે ઝૂંપડી બંધાતી હતી તેની શરૂઆતના થોડા દિવસો સિવાય તેઓ ભૂખ્યા પણ થતા ન હતાં.

શરૂઆતમાં બાળકો ચિંતાનો વિષય હતાં કારણ કે નહેરના કામે હરકંવર સાથે જવા માટે તેઓ ખૂબ નાનાં હતાં અને કુંતી ઘાસ શોધવા માટે ખૂબ દૂર જતી હતી. પછી એક દયાળુ અપંગ વૃદ્ધ સ્ત્રી જે સાર્વજનિક ઝૂંપડીમાં તેમનાથી થોડાક વારના અંતરે રહેતી હતી તે મદદે આવી કે જ્યારે મા બાપ કામ પર જાય ત્યારે તે બાળકો પર નજર રાખશે. આ ગોઠવણ થોડા મહિના માટે સંતોષજનક રીતે કામ કરી ગઇ. રોજ સાંજે જ્યારે હરકંવર ચાર માઇલ દૂરથી નહેરના કામેથી પાછો ફરતો અને કુંતી થોડી મોડી બજારમાં ઘાસ વેચીને આવતી તો તેઓ જોતાં કે પુનવા અને પૂતલી આતુરતાપૂર્વક તેમના પરત આવવાની રાહ તાકી રહેતા હતા.

શુક્રવાર એ કાલાધુંગીમાં ગુજરીનો દિવસ હતો અને એ દિવસ આજુબાજુના ગામડાંના લોકો માટે બજારની મુલાકાત લેવાનું કેન્દ્ર બની રહેતો, જ્યાં સસ્તું ખાવાનું, ફળો અને શાકભાજીની ખુલ્લી હાટડીઓ મંડાતી હતી. આ ગુજરીને દિવસે હરકંવર ને કુંતી તેમના સામાન્ય સમય કરતાં અડધો કલાક વહેલા કામ પરથી પાછા ફરતાં કારણ કે રાત પહેલાં જ્યારે હાટડીઓ બંધ થઇ જાય તે વખતે શક્ય હતું કે તેઓ થોડાક શાકભાજી જો વધ્યા હોય તો ઓછી કિંમતે ખરીદી શકે.

એક શુક્રવારે, હરકંવર અને કુંતી તેમની શાકભાજી અને એક શેર બકરાના માંસની સામાન્ય ખરીદી કરીને ઝૂંપડીમાં પરત ફર્યા ત્યારે પુનવા અને પૂતલી તેમને ઝૂંપડીમાં આવકારવા માટે હતા નહીં. તેમણે સાર્વજનિક ઝૂંપડીમાં જઇને અપંગ સ્ત્રીને પૂછપરછ કરી ત્યારે તેમને જાણવા મળ્યું કે તેણે બાળકોને બપોરથી જોયા ન હતા. તે સ્ત્રીએ સૂચન કર્યું કે તેઓ કદાચ બજારમાં ચકડોળ જોવા ગયા હોવા જોઇએ કે જેને ઝૂંપડીઓના બધા બાળકોને આકર્ષિત કર્યા હતા. આ ખુલાસો મગજમાં ઊતરી ગયો

અને હરકંવર તેમને શોધવા બજારમાં ગયો અને કુંતી સાંજની રસોઇ કરવા ઝૂંપડીએ પરત આવી. એકાદ કલાક પછી હરકંવર કેટલાક માણસો સાથે પાછો ફર્યો જેમણે હરકંવરને બાળકોની તપાસ કરવામાં સહાય કરી હતી, અને માહિતી આપી કે તેમનો કોઇ પત્તો મળ્યો ન હતો. જે લોકોને હરકંવરે પૃચ્છા કરી હતી તેમાંથી કોઇએ બાળકોને જોયા હોવાનું કહ્યું ન હતું.

તે સમયે ભારતની ચારે દિશાઓમાં એક અફવા ચાલતી હતી કે હિંદુ બાળકોનું ફકીરો અપહરણ કરીને તેમના મલિન હેતુસર વાયવ્ય સરહદે વેચી આવતા હતા. આ અફવામાં કેટલું સત્ય હતુ તે હું કહી શકતો નથી પરંતુ મેં અખબારોમાં અનેકવાર વાંચ્યું હતું કે ફકીરો પર હુમલા થતા હતા અને અમુક પ્રસંગે તો પોલીસે તેમને દેહાંતદંડ આપવાના કૃતનિશ્ચયી ટોળાથી બચાવ્યા હતા. એવું જરૂર કહી શકાશે કે ભારતના દરેક મા બાપે આ અફવા સાંભળી હતી અને હરકંવર અને તેના મિત્રો કે જેમણે તપાસ કરવામાં મદદ કરી હતી, જ્યારે પરત આવ્યા ત્યારે તેમની આશંકા વિશે કુંતીને વાત કરી કે બાળકોનું ફકીરોએ અપહરણ કર્યું હોવું જોઇએ જેઓ કદાચ એ હેતુ માટે ગુજરીમાં આવ્યા હોય.

ગામના નીચેના છેવાડે એક જમાદાર અને બે સિપાઇના તાબામાં આવેલું પોલીસ સ્ટેશન હતું. હરકંવર અને કુંતી તેમના શુભેચ્છકોના મોટા ટોળા સાથે આ પોલીસ સ્ટેશને ગયા. જમાદાર વૃદ્ધ અને દયાળુ હતો જેને પોતાના બાળકો હતા, તેણે સહાનુભૂતિપૂર્વક વ્યગ્ર મા બાપની વાત સાંભળી અને તેમના નિવેદનો તેની ડાયરીમાં નોંધી લીધા. તેણે કહ્યું કે આજે રાત્રે તો કાંઇ થઇ શકે તેમ નથી પરંતુ બીજે દિવસે સવારે તે શહેરના દાંડી પીટનારને કાલાધુંગીની ચારે બાજુના પંદર ગામડાઓમાં બાળકો ખોવાઇ ગયાની જાહેરાત કરવા મોકલશે. તેણે પછી સૂચન કર્યું કે જો દાંડી પીટનારો બાળકો સલામત પરત ફરી શકે તે માટે પચાસ રૂપિયાના ઇનામની જાહેરાત કરે તો તે ખૂબ જ મદદરૂપ થઇ પડશે. પચાસ રૂપિયા ! હરકંવર અને કુંતી આ સૂચનથી હેબતાઇ ગયા કારણ કે તેમને ખબર જ ન હતી કે આખી દુનિયામાં આટલા બધા રૂપિયા હોઇ શકે ! છતાંપણ જ્યારે દાંડી પીટનારો બીજે દિવસે સવારે તેનો આંટો મારવા ગયો ત્યારે તે ઇનામની જાહેરાત કરી શક્યો કારણ કે કાલાધુંગીમાં એક માણસે જમાદારનું આ સૂચન સાંભળીને પૈસા આપવાની દરખાસ્ત મૂકી હતી.

સાંજનું ભોજન તે રાત્રે મોડું ખાવામાં આવ્યું. બાળકોનો હિસ્સો એકબાજુ મૂકવામાં આવ્યો. આખી રાત એક નાનું તાપણુ સળગતું રહ્યું કારણ કે ઠંડી અતિશય તીવ્ર હતી. રાત્રે થોડા થોડા સમયે હરકંવર અને કુંતી બહાર નીકળીને બાળકોના નામની બૂમ પાડતા હતા. જો કે તેઓ જાણતા હતા કે તેમને જવાબ મળવાની કોઇ આશા ન હતી.

કાલાધુંગીમાં બે રસ્તા એકબીજાને કાટખૂણે કાપે છે. એક ટેકરીઓની તળેટીમાં થઇને હલ્દવાનીથી રામનગર જાય છે અને બીજો નૈનિતાલ બાઝપુર જાય છે. તે શુક્રવારે રાત્રિ દરમ્યાન તેમની જાતને હુંફાળી રાખવા માટે તાપણાની બાજુમાં બેસીને હરકંવર અને કુંતીએ નક્કી કર્યું કે જો બાળકો સવાર સુધીમાં પરત ન ફરે તો તેઓ પહેલા રસ્તા પર જઇને તપાસ કરશે કારણ કે અપહરણકારોએ મોટે ભાગે એ જ રસ્તો પસંદ કર્યો હોવો જોઇએ. શનિવારે સવાર પડતા તેઓએ જે નિર્ણય લીધો હતો તેની જાણ જમાદારને કરવા પોલીસ સ્ટેશન ગયા. તેમને સૂચના આપવામાં આવી કે હલ્દવાની અને રામનગર પોલીસ સ્ટેશનોમાં ફરિયાદ નોંધાવી દેવી. તેમને ત્યારે ખૂબ જ હિંમત મળી કે જ્યારે જમાદારે તેમને કહ્યું કે તે ખેપિયા દ્વારા બીજા કોઇ નહીં પણ હલ્દવાનીના પોલીસ ઇન્સ્પેક્ટરને એવી વિનંતી સાથે સંદેશો મોકલી રહ્યો હતો કે બાળકોની તપાસ માટે બધાજ રેલ્વે સ્ટેશનો પર તાર કરી દેવો જેમનું વર્ણન તે તેના પત્ર સાથે મોકલી રહ્યો હતો.

તે સાંજે સૂર્યાસ્ત સમયે કુંતી તેની હલ્દવાનીની અઠ્યાવીસ માઇલની મુસાફરી કરીને તપાસ કરવા માટે અને જમાદારને જાણ કરવા માટે સીધી પોલીસ સ્ટેશને પરત આવી કે તેની તપાસ નિષ્ફળ ગઇ હતી, પરંતુ તેણે સૂચના પ્રમાણે હલ્દવાની પોલીસ સ્ટેશનમાં ફરિયાદ નોંધાવી દીધી હતી. ટૂંક સમયમાં જ હરકંવર તેની છત્રીસ માઇલની રામનગરની મુસાફરી કરીને પરત આવ્યો. એ પણ સીધો તપાસ કરવા માટે અને જાણ કરવા માટે પોલીસ સ્ટેશને ગયો કે તેને બાળકોના કોઇ સગડ મળ્યા ન હતા, પરંતુ તેણે જમાદારની સૂચનાનું પાલન કર્યું હતું. ઘણા મિત્રો, જેમાં ઘણી બધી માતાઓનો સમાવેશ થતો હતો કે જેમને તેમના બાળકોની ચિંતા થતી હતી, તેઓ ઝૂંપડીમાં તેમની સહાનુભૂતિ વ્યક્ત કરવા માટે

હરકંવર અને પુનવાની માની રાહ જોતા હતા– કારણ કે ભારતીય રિવાજ પ્રમાણે કુંતીએ લગ્ન પછી પોતાનું નામ ગુમાવ્યું હતું જે તેના જન્મ સમયે પાડવામાં આવ્યું હતું. જ્યાં સુધી પુનવાનો જન્મ ન થયો ત્યાં સુધી તેનો ઉલ્લેખ 'હરકંવરની વહુ' તરીકેના સંબોધન દ્વારા થતો હતો અને પુનવાના જન્મ બાદ તે 'પુનવાની મા' તરીકે ઓળખાતી હતી.

રવિવારે શનિવારનું જ પુનરાવર્તન થયું, ફરક એટલો જ હતો કે પૂર્વ કે પશ્ચિમમાં જવાને બદલે કુંતી ઉત્તરમાં નૈનિતાલ ગઇ જ્યારે હરકંવર દક્ષિણમાં બાઝપુર ગયો. કુંતીએ ત્રીસ માઇલનું અંતર કાપ્યું અને હરકંવરે બત્રીસ. વહેલી સવારે શરૂ કરીને રાત્રિ થવાના સમયે પરત આવવામાં આ વ્યગ્ર મા બાપે ગીચ જંગલમાં થઇને ઘણા માઇલોના એવા ખરબચડા રસ્તાઓ પાર કર્યા જ્યાં સામાન્ય લોકો મોટા ટોળા સિવાય જતા ન હતા. જો બાળકોની ચિંતાએ તેમના લૂંટારા અને જંગલી પ્રાણીઓના ભયને નબળો ન પાડ્યો હોત તો હરકંવર અને કુંતીએ સ્વપ્નમાં પણ આવા રસ્તાઓ ઉપર એકલા જવાનું વિચાર્યું જ ન હોત.

એ રવિવારે સાંજે થાક્યા ભૂખ્યા તેઓ નૈનિતાલ અને બાઝપુરની નિષ્ફળ મુસાફરી કરીને તેમની ઝૂંપડીમાં પરત આવ્યા. આવતાં જ તેમને સમાચાર મળ્યા કે દાંડી પીટનારાની ગામડાઓની મુલાકાતો અને પોલીસ તપાસ બાળકોના સગડ મેળવવા માટે નિષ્ફળ નીવડી હતી. તેમણે પછી આશા છોડી દીધી કે તેઓ ક્યારેય પુનવા અને પૂતલીને ફરીથી જોઇ શકશે. દેવોનો પ્રકોપ જે ફકીરમાં પરિણમ્યો હતો જેથી તે બાળકોને ધોળા દિવસે ચોરી શક્યો હતો તેનો ખુલાસો કરવાનો હતો નહીં. ઊંચી ટેકરીઓ ઉપરથી અહીં સુધીની તેમની લાંબી મુસાફરી શરૂ કરે તે પહેલા તેમણે ગામના પૂજારીનો સંપર્ક સાધ્યો હતો અને તેણે તેમની મુસાફરી માટે અનુકૂળ દિવસ પસંદ કરી આપ્યો હતો. દરેક સ્થાન કે જ્યાંથી તેઓ પસાર થતા ત્યાં તેઓ જરૂરી ભોગ ધરાવતા હતા. એક સ્થળે સૂકા લાકડાનો ટૂકડો તો બીજા સ્થળે કુંતીની સાડીની કિનારમાંથી ફાડેલો ચીરો, તો કોક જગ્યાએ ઢબૂ પૈસો જે તેમની શક્તિ બહારની વાત હતી. જ્યારે કાલાધુંગીમાં દરેક વખતે તેઓ મંદિર આગળથી પસાર થતા ત્યારે તેમની હલકી જાત તેમને અંદર પ્રવેશતા રોકતી હતી, છતાં તેઓ યાચના ભરી વિનંતીથી મજબૂત રીતે હાથ જોડવામાં ક્યારેય પાછા પડતા ન હતા. ઇશ્વરે તેમને જે કાંઇ કહ્યું તે બધું જ તેમણે કર્યું હતું અને તેમણે ક્યારેય કોઇનું બૂરૂં કર્યું ન હતું તો પછી શા માટે તેમની ઉપર આ મોટું કમનસીબ તૂટી પડ્યું હતું?

સોમવારે આ જોડું એટલું બધું નાસીપાસ અને થાકી ગયું હતું કે તેમની ઝૂંપડી પણ છોડી શકે તેમ ન હતું. ખાવાનું હતું નહીં અને કામ શરૂ ન કરે તો મળવાનું પણ ન હતું, પણ હવે કામ કરવાનો શો અર્થ હતો? જે બાળકો માટે તેઓ સવારથી સાંજ સુધી રાજીખુશીથી મજૂરી કરતા હતા તે જ રહ્યા ન હતા. તેથી જ્યારે મિત્રો આવતા અને જતા, શક્ય તેટલી સહાનુભૂતિ દર્શાવતા, હરકંવર ઝૂંપડીના બારણે બેસીને તેના ઉદાસ અને આશાવિહીન ભવિષ્યને તાકી રહેતો. જ્યારે કુંતી; તેના આંસુ ખૂટી ગયા હતા અને ખૂણામાં બેસીને કલાકોના કલાકો સુધી આમથી તેમ અને તેમથી આમ ડોલ્યા કરતી હતી.

તે સોમવારે મારો એક પરિચિત માણસ જંગલમાં ભેંસોની ગોવાળી કરતો હતો, કે જ્યાં જંગલી પ્રાણીઓ અને પક્ષીઓ રહેતા હતા જેમનો મેં આગળ ઉલ્લેખ કર્યો છે. તે એકદમ સીધો સાદો જીવ હતો જેણે તેની જીંદગીનો મોટાભાગનો સમય પાતાલપુરના મુખીની ભેંસોની જંગલમાં ગોવાળી કરવામાં વિતાવ્યો હતો. તેને વાઘના જોખમની ખબર હતી અને સૂર્યાસ્ત નજીક હોવાના સમયે તેણે ઢોરોના ચીલા પરથી કે જે જંગલના સૌથી ગીચ ભાગ તરફ જતો હતો, ભેંસોને ભેગી કરીને ગામ તરફ પ્રયાણ શરૂ કર્યું. તે સમયે તેનું ધ્યાન ગયું કે ચીલા પર દરેક ભેંસ ચોક્કસ સ્થળે તેનું માથું જમણી બાજુ ફેરવતી હતી અને ત્યાં સુધી ઊભી રહી જતી હતી કે જ્યાં સુધી પાછળ આવતી ભેંસ તેને શિંગડાથી આગળ ધકેલે નહીં. જ્યારે તે આ ચોક્કસ સ્થળે પહોંચ્યો તો તેણે પણ જમણી તરફ માથું ફેરવ્યું અને ચીલાથી થોડાકજ ડગલા દૂર એક નાના ખાડામાં તેણે બે બાળકો પડેલા જોયા.

જ્યારે દાંડી પીટનારાએ ગામડાઓમાં શનિવારે તેના ચક્કર માર્યા હતા ત્યારે તે ભેંસોને લઇને જંગલમાં ગયો હતો, પરંતુ તે રાત્રે અને પછીની રાત્રે પણ હરકંવરના બાળકોનું અપહરણ ગામ આખામાં ચર્ચાનું કેન્દ્ર બની ગયું હતું. હકીકતમાં આખા કાલાધુંગી વિસ્તારના દરેક ગામડામાં તાપણા ઓથે આ એક જ વાત થતી હતી અને અહીં ખોવાયેલા બાળકો પડ્યા હતા જેમના માટે પચાસ રૂપિયાના ઇનામની જાહેરાત થઇ હતી. પરંતુ શા માટે તેમની હત્યા થઇ હતી અને આવા દૂરના સ્થળે

તેમને લાવવામાં આવ્યા હતા? બાળકો નગ્ન હતા અને એકબીજાની બાથમાં ભીડાયેલા હતા. ગોવાળ ખાડામાં ઊતર્યો અને નક્કી કરવા માટે ઊભડક બેઠો જેથી તે શોધી શકે કે બાળકો કઇ રીતે મરી ગયા હતા. એને ખાત્રી થઇ ગઇ હતી કે બાળકો મરી ગયા હતા છતાં તે હવે ઝીણવટથી તપાસ કરવા માટે નજીક જઇને બેઠો તો એકદમ તેણે જોયું કે તેઓ શ્વાસ લેતા હતા; હકીકત એ હતી કે તેઓ મરી ગયા ન હતા પરંતુ ઘસઘસાટ ઊંઘતા હતા. તે પોતે પણ બાપ હતો, ખૂબ જ હળવેથી તેણે બાળકોનો સ્પર્શ કર્યો અને તેમને જગાડ્યા. તેમને સ્પર્શ કરવો તે તેની નાત સામે અપરાધ કરવા બરાબર હતું, કારણ કે તે બ્રાહ્મણ હતો અને પેલાં હલકી નાતનાં બાળકો હતાં, પરંતુ આવા સંકટ સમયે નાતને ધ્યાનમાં લેવાનો પ્રશ્ન જ ક્યાં હતો? આથી ભેંસોને તેમની જાતે જ ઘરનો રસ્તો શોધી લેવા માટે છોડી દઇ તેણે બાળકોને ઊંચકી લીધા કે જેઓ ચાલી ન શકે એટલા નબળા પડી ગયા હતા. બેઉ ખભા ઉપર એક એક બાળકને ઊંચકીને તેણે કાલાધુંગીના બજાર તરફ પ્રયાણ શરૂ કર્યું.

તે પોતે બહું તાકાતવાળો હતો નહીં, કારણ કે નાની ટેકરીઓ ઉપર રહેનારા લોકોની જેમજ તે પણ ઘણીવાર મેલેરિયાનો શિકાર બન્યો હતો. બાળકોનો ભાર તકલીફદાયક હતો અને તેને સમતોલન પણ જાળવવું પડતું હતું. તદ્ઉપરાંત આ જંગલમાં બધા જ ઢોરોના ચીલા અને જંગલી પ્રાણીઓના રસ્તા ઉત્તરથી દક્ષિણ તરફ જતા હતા અને તેનો રસ્તો પૂર્વથી પશ્ચિમ તરફનો હતો. અભેદ્ય ગીચ ઝાડી અને ઊંડા કોતરો ટાળવા માટે તેને વારંવાર ચકરાવા લેવા પડતા હતા. તેના છ માઇલના રસ્તા ઉપર થોડી થોડી વારે આરામ કરતો તે બહાદુરીપૂર્વક તેમને ઊંચકીને લઇ આવ્યો. પૂતલી બોલી શકતી ન હતી પરંતુ પુનવા થોડું થોડું બોલી શકતો હતો અને તેઓ શા માટે જંગલમાં આવી ગયા હતા તેનો એટલો જ ખુલાસો કરી શક્યો કે તેઓ રમતાં હતાં ને ખોવાઇ ગયાં.

હરકંવર તેની ઝૂંપડીના બારણા પાસે બેઠો હતો અને નિસ્તેજ રાત્રિને તાકી રહ્યો હતો, જેમાં નજીક અને દૂર ફાનસ કે રસોઇ માટે સળગાવેલા ચૂલાના પ્રકાશબિંદુઓ દેખાવાની શરૂઆત થઇ ગઇ હતી. તે વખતે તેને લોકોનું નાનું ટોળું બજારની દિશા તરફથી આવતું દેખાયું. સરઘસની આગળ ખભાઓ ઉપર કાંઇક લઇને એક માણસ ચાલતો હતો. બધીજ દિશાઓમાંથી લોકો સરઘસમાં જોડાઇ રહ્યા હતાં અને તેણે ઉશ્કેરાયેલો ગણગણાટ સાંભળ્યો 'હરકંવરના બાળકો'. હરકંવરના બાળકો ! તેને પોતાના કાન ઉપર વિશ્વાસ જ ન બેઠો છતાંપણ સાંભળવામાં કોઇ ભૂલ થતી હોય તેવું લાગતું ન હતું, કારણ કે સરઘસ સીધું જ તેની ઝૂંપડી તરફ આવી રહ્યું હતું.

કુંતી તેના દુઃખ અને શારીરિક સહનશક્તિની હદ સુધી પહોંચી ગઇ હતી અને ઝૂંપડીના ખૂણામાં ટૂંટિયું વાળીને સૂઇ ગઇ હતી. હરકંવરે તેને ઢંઢોળીને જગાડી અને દરવાજે એ જ વખતે લઇ આવ્યો જ્યારે પેલો ગોવાળ પુનવા અને પૂતલીને લઇને ત્યાં આવી પહોંચ્યો.

જ્યારે અશ્રુસભર શુભેચ્છાઓ અને બચાવકર્તા માટે આશીર્વાદો અને આભારો તથા મિત્રોના અભિનંદનો થોડાઘણા શમ્યા કે પેલા ગોવાળના ઇનામનો પ્રશ્ન ચર્ચાવા લાગ્યો. ગરીબ માણસ માટે પચાસ રૂપિયા બોલી પણ ન શકાય એટલી મોટી રકમ હતી. તેનાથી પેલો ગોવાળ ત્રણ ભેંસ ખરીદી શકે તેમ હતો, અથવા તો દસ ગાય, અને આખી જીંદગી સ્વતંત્ર રહી શકે તેમ હતો. પરંતુ ગોવાળને ટોળાએ જે માન આપ્યું હતું તેના કરતા પણ તે વધારે ભલો હતો. તે રાત્રે તેની ઉપર જે આશીર્વાદ અને આભાર વરસાવવામાં આવ્યા હતા તે જ તેના માટે પૂરતો બદલો હતો અને એણે મક્કમતાથી પચાસ રૂપિયામાંથી એક ઢબુપૈસો પણ લેવાનો ઇન્કાર કર્યો. હરકંવર અને કુંતી પણ એ રકમને ભેટ કે ઉધાર તરીકે પણ સ્વીકારવા તૈયાર ન હતા. તેમને ખોવાયેલા બાળકો પાછા મળી ગયા હતા જેમને ફરીથી જોવાની બધી જ આશાઓ તેઓ ગુમાવી બેઠા હતા; અને હવે તેમની શક્તિ પાછી ફરે કે તરત જ તેઓ કામ શરૂ કરી દેવાના હતા. ત્યાં સુધી તો દૂધ, મીઠાઇ, પૂરી જે ભેગા થયેલા લોકો તેમના હૃદયની ભલમનસાઇથી બજાર દોડી ગયા હતા અને ઘણું બધું લઇ આવ્યા હતા તે તેમને ટકાવી રાખવા માટે ખૂબ જ પર્યાપ્ત હતું.

બે વર્ષની પૂતલી અને ત્રણ વર્ષનો પુનવા શુક્રવારે બપોરે ખોવાઇ ગયા હતા. અને ગોવાળને તે સોમવારે સાંજે લગભગ પાંચ વાગે મળી આવ્યા હતા. સમગ્ર બાબત લગભગ સિત્યોતેર કલાકની હતી. મેં અગાઉ જંગલના પ્રાણીઓનું

વર્ણન કર્યું છે જે મારી જાણ પ્રમાણે જંગલમાં હતા, જેમાં પેલા બે બાળકોએ લગભગ સિત્યોતેર કલાક વિતાવ્યા હતા, અને એમ ધારી લેવું ગેરવ્યાજબી ગણાશે કે બાળકોને કોઇપણ જાનવર કે પક્ષીએ જોયા, સાંભળ્યા કે સૂંઘ્યા નહીં છતાંપણ જ્યારે પેલા ગોવાળે પુનવા અને પૂતલીને તેના માતા પિતાના હાથમાં મૂક્યા ત્યારે તેમના શરીર પર દાંત કે પંજાનું એકપણ નિશાન હતું નહીં.

એક વખત મેં એક વાઘણને થોડાક મહિનાના બાળક પાછળ લપાતી છુપાતી જતી જોઇ હતી. જગ્યા એકદમ ખુલ્લી હતી અને જ્યારે બાળકે વાઘણને જોઇ ત્યારે તે થોડાક અંતરે હતી અને તેણે લવરી શરૂ કરી. જે પછી વાઘણે લપાવા છુપાવાનું છોડી દીધું અને સીધી બાળક પાસે ગઇ. જ્યારે વાઘણ થોડાક જ વાર દૂર રહી પેલું બાળક તેને મળવા આગળ ગયું. વાઘણ પાસે પહોંચીને તેણે તેને મળવા માટે ડોક તાણી અને તેને સૂંઘવા માટે મોઢું આગળ કર્યું. થોડાક હૃદયના ધબકારાના ગાળા દરમ્યાન પેલું બાળક અને જંગલની રાણી નાકથી નાક અડાડીને ઊભા રહ્યા, પછી રાણી પાછી ફરી અને જ્યાંથી આવી હતી તે દિશામાં પાછી જતી રહી.

જ્યારે હિટલરનું યુદ્ધ તેના અંત નજીક જઇ રહ્યું હતું ત્યારે એક અઠવાડિયા દરમ્યાન મેં બ્રિટિશ સામ્રાજ્યના ત્રણ સૌથી મહાન વ્યક્તિઓના ભાષણોનો સાર વાંચ્યો હતો જેમાં યુદ્ધના દમનને વખોડી કાઢવામાં આવ્યું હતું, અને માનવ-માનવ વચ્ચે પરસ્પર વૈમનસ્ય રાખતા વ્યવહાર માટે દુશ્મન પર 'જંગલનો કાયદો' ચલાવવાનો આક્ષેપ કરવામાં આવ્યો હતો. ખરેખર જો સર્જનહારે માનવજાત માટે એ જ નિયમ બનાવ્યો હોત જે તેણે જંગલના નિવાસીઓમાં મૂક્યો છે, તો વિશ્વમાં કોઇ યુદ્ધ જ ન હોત, કેમ કે ત્યારે તાકાતવાન ના મનમાં નબળાઓ માટે એટલો ખ્યાલ જરૂર હોત, જે ખરેખર જંગલના કાયદામાં જણાય છે.

અંગ્રેજીમાંથી અનુવાદ
સુભાષ ઇશાઇ

# જંગલવાસી છોકરાંઓની રમત

સુભાષ પાવરા

આદિવાસી સમાજ વૃક્ષો, વેલ, પશુ, પક્ષી, જીવજંતુ અને પ્રકૃતિની નજીક રહે છે. આદિવાસીના બાળકો શહેરના બાળકો કરતાં અલગ હોય છે. જંગલની વનસ્પતિ, પક્ષી, પ્રાણીની પેદાશ કેવી હોય, એવી વિવિધ પ્રકારની જંગલ અંગે વધુ તીક્ષ્ણ માહિતી તેમને હોય છે. કારણ કે તેમનો તેમની સાથેનો સંબંધ બાળપણથી જ હોય છે. દૂરથી પગરવ સંભળાય તો, તે ક્યા પ્રાણીનો છે તે કહી શકે છે. આગળ જવું કે ન જવું અર્થાત ખતરો છે એવું તે બાળકો સમજી જાય છે. પ્રાણીનો અવાજ સંભળાયો કે તે ક્યા પ્રાણીનો અવાજ છે તે તેઓ સમજી શકે છે. જેમ પ્રાણીઓને સમજાય છે તેવું જ બાળકો સમજી શકે છે. એટલે જ પક્ષીઓનો કલબલાટ સાંભળવા મળ્યો એટલે કે આગળ હિંસક પ્રાણી છે, પાણીનું વહેણ-પૂરના અવાજ પરથી ઊંડું, છીછરું, ધીમું છે તે તેમને અવાજ પરથી ખબર પડે છે. ઝાડપાનના અવાજ પરથી વાદળ છે એવું સમજી શકાય છે. આવું સૂક્ષ્મ નિરીક્ષણ આ બાળકોમાં ખૂબ હોય છે.

વરસાદ પહેલાં, વરસાદની શરૂઆતમાં કીડીઓ, મંકોડા તેમના ઇંડા જમીનમાંથી કાઢી, બીજે લઇ જાય ત્યારે આ સમાજને ખબર પડે છે કે આજે ભરપૂર વરસાદ થવાનો છે. પવન વાય તેના પરથી અંદાજ કાઢવામાં આવે છે, આકાશનો દહાડો એટલે બે તારા માથે આવી જાય, 'સપ્તર્ષિ' -સાત તારાનું ઝૂમખું પશ્ચિમ બાજુ સાંજે અસ્ત થાય, ત્યારે સમજાય છે કે વીસ દિવસમાં વરસાદ આવશે. વધુ બાફ લાગે, કોયલનો ટહુકાર જોરજોરથી ચાલુ થાય, આકાશ ગેરુઆ રંગનું દેખાય, દેડકાંનું ડ્રાંઉં ડ્રાંઉં સંભળાય, કાચિંડાનો રંગ લાલ પીળો બદલાવો, ઊધઇના કીડાને પાંખો ફૂટવી અને ઊધઇ ઊડવું, સાપના મિલનનો પ્રકાર ચાલુ થવો, ઝાડોને કૂંપળો ફૂટવી આવા પ્રકૃતિમાં પરિવર્તન આવવા લાગે ત્યારે સમાજને અને બાળકોને સમજાય કે હવે વરસાદની શરૂઆત થશે.

*જંગલનાં બાળકોની રમત*

૧. ભીની માટીનાં ઘર બનાવવા, વાટ, રસ્તો તૈયાર કરવાં.
૨. રેતાળ માટીમાંથી ડુંગર, નદી તૈયાર કરવી, નદીનું પાણી રોકીને પાણી બહાર કાઢવું.
૩. પત્થરના બંધ બાંધી પાણી રોકવું, ઝરા તૈયાર કરવાં. માછલાં, કરચલા પકડવાં.
૪. જુવારના સાંઠામાંથી ઘર, બળદગાડી તૈયાર કરવાં, વિવિધ આકૃતિઓ બનાવવી.
૫. જાંબુના પાંદડામાંથી પિપૂડી બનાવી વગાડવી.
૬. વડની વડવાઇ પર બેસી હિંચકા ખાવા, પાનમાંથી બાજ તૈયાર કરવાં.
૭. વિવિધ વૃક્ષોમાંથી રસ કાઢી પાંદડાપર, પત્થરપર આકૃતિઓ બનાવવી.
૮. આંબાના પાનમાંથી ચકરડી તૈયાર કરવી, ગોટલામાંથી પિપૂડી તૈયાર કરી વગાડવી અને ગોટલા રમવા.
૯. દિવેલા સાંઠામાંથી ભૂંગળી, તૈયાર કરી પાણી ભરી છોડવું, પપૈયાના પાનનાં ડીટામાં પાણી ભરી ઉડાડી સપ્તરંગ જોવા.
૧૦. ઘાસમાંથી ઝાડૂ, ટોપલી, ઝૂંપડી જેવી વિવિધ વસ્તુ તૈયાર કરી રમવું.
૧૧. લાકડાનો કોલસો વાટી તેમાં મહુડાના ફૂલોનો રસ મસળી હાથપર, કપડા પર છૂંદણું કરવું.

૧૨. અમુક ઝાડની રસી પડિયામાં ભેગી કરી, પાનાં ના પોલા ડીચા વડે તે રસીને ફૂંકીને ફુગ્ગા ઉડાવવાં.
૧૩. બીલી વૃક્ષના ફળને દડાની માફક ઉડાવીને રમવું.
૧૪. લંગોટી લગાવીને રીંછ, માંકડાનો ખેલ કરવો.
૧૫. બિલાડી, શિયાળ, વાઘ, વાંદરાં એવા વિવિધ પ્રાણીઓના અવાજ કાઢવા.
૧૬. ડુંગર પર ચઢવા ઊતરવાની શરત મારવી. ડુંગર પરથી પત્થરો ફેંકવા, ઘાટમાં જઇ જોરથી અવાજ કાઢી પડઘા પાડવા.
૧૭. પોપટ, મોર, કોયલ, કાગડા જેવા વિવિધ પક્ષીઓ ના અવાજ કાઢવા.
૧૮. વાંસની વિવિધ વસ્તુઓ બનાવી રમત રમવી.
૧૯. જંગલી રીંગણના ફળમાં મરઘીનું પીછું નાખી ઊંચે ઉડાવવું અને હાથમાં ઝીલવું. તેની માળા બનાવવી.
૨૦. જંગલના વિવિધ વૃક્ષોના ફૂલોની માળા બનાવી રમવું. ફૂલોમાંથી રંગ તૈયાર કરી રંગકામ કરવું. તેનો રસ પીવો.
૨૧. કેતકી, ભિંડામાંથી દોરી તૈયાર કરવી.
૨૨. ટીમરુના પાનમાંથી બીડી તૈયાર કરવી.
૨૩. ગુંદર ભેગો કરી વિવિધ વસ્તુ તૈયાર કરવી.
૨૪. ચચૂકા, સાગનાં બીયાં, આવા વિવિધ ઝાડોના બીયાં ભેગાં કરી માળા બનાવવી અને વિવિધ રમતો રમવી.
૨૫. કાંટાળાં ફળોમાંથી સાંકળ જેવી વિવિધ વસ્તુઓ તૈયાર કરી રમવું.
૨૬. ભમરો કીડો કાઢી તેને ગોળ ગોળ ફેરવવો.
૨૭. ઊંચા ટેકરા પરથી લાકડીપર બેસી લપસવું.
૨૮. લજામણીના છોડ સાથે રમવું.
૨૯. પતંગિયા પકડી દોરીઓ બાંધી ગોળ ગોળ ફેરવવા.
૩૦. પતંગિયા પકડી ઉંચે ખીલાને ઉડાવવાં.
૩૧. પત્થરથી કે લાકડી ફેંકી ઝાડના ખીલાને અથવા ઝાડને, ફળને નિશાન લઇ મારવું.
૩૨. ધનુષ બાણ તૈયાર કરી, રસ, ગુંદર, મીણ બાણને લગાડી નિશાન લઇ મારવું.
૩૩. કરચલા, કાચિંડો, દેડકાને દોરી બાંધી રમવું.
૩૪. ગિલ્લી દંડા રમવા, લાકડી વગાડવી.
૩૫. પાનની વિવિધ આકૃતિઓ તૈયાર કરવી.
૩૬. પાણીમાં તરવાની શરત લગાવવી. પાણીમાં પકડદાવ રમવું.
૩૭. ઝાડપર ચઢવા-ઊતરવાની શરત લગાવવી.
૩૮. જંગલમાં મધમાખીના પૂળાને પત્થરનું નિશાન લઇ મારવું, માખી ઉડાવવી.
૩૯. શીમળાના ઝાડના કાંટા કાઢી સાગની છાલ સાથે પાન બનાવીને ખાવું. તેમાંથી લાલ રંગ તૈયાર થાય છે.

આવી વિવિધ રમતો જંગલમાં રહેતા બાળકો રમે છે. જંગલનો નાશ થઇ રહ્યો હોવાથી સમયાંતરે આ રમતો લોપ પામશે.

મરાઠીમાંથી અનુવાદ
ધીરૂભાઈ પટેલ

# ભારતમાં વનવિજ્ઞાન વ્યવસ્થાનો વિકાસ

ડી.પી.એસ.વર્મા

ભારતીય વનસેવા વિભાગના અધિકારી અને ગુજરાત રાજ્યના પ્રધાન વ્યવસ્થાપક વનસંરક્ષક તરીકે નિવૃત્ત થયેલા ડૉ. વર્મા અન્ય દેશોના સરકારી જંગલખાતાઓના પણ સલાહકાર છે અને આદિવાસી અકાદમી, તેજગઢ ખાતે માનદ પ્રાધ્યાપક છે. જંગલ અને કાયદા અંગે તેમણે વિપુલ પ્રમાણમાં સંશોધન અને લેખન કર્યું છે.

ઉન્નતાંશ, અક્ષાંશ, રેખાંશ, વરસાદ અને ભૂમિ પ્રભાવિત પરિસ્થિતિઓ વગેરેને લીધે ભારત અતિશય સમૃદ્ધ જૈવિક વિવિધતાથી વિષ્ટિત થયેલ છે, જે મુખ્યત્વે તેની જંગલોની સંપત્તિમાં સમાવિષ્ટ છે અને લગભગ ૨૩ ટકા જમીનમાં ફેલાયેલી છે. ૪૫,૦૦૦ જાતની વનસ્પતિ, જેમાંથી ૪૧૦૦ જાત મેરુદંડી અને ૩૦,૫૦૦ જાત અમેરુદંડી છે તેના લીધે ભારતને વિશ્વમાં બૃહત-જૈવિક વિવિધતાથી સભર પ્રદેશોમાંના એક તરીકે માનવામાં આવે છે. બહુ દૂરના ભૂતકાળમાં નહીં, જ્યારે જંગલો સમૃદ્ધ હતાં ત્યારે વિજ્ઞાનાનુમોદિત વન સંચાલનની જરૂર લાગતી ન હતી. તે દિવસોમાં જંગલોને અખૂટ સંપત્તિ સભર માનવામાં આવતાં હતાં અને માત્ર શિકારના દૃષ્ટિબિંદુથી તેમનો વિચાર થતો હતો જેને ભદ્રલોક તથા શાસકો દ્વારા પ્રેરણા આપવામાં આવતી હતી. પરિણામે જંગલનો વહીવટ એકદમ પ્રાથમિક દશામાં હતો. છતાંપણ માનવ અને પ્રાણીઓની વસ્તીમાં વૃદ્ધિ થતાં જંગલો ઘટવા લાગ્યાં અને વૈજ્ઞાનિક દૃષ્ટિથી નિયંત્રણ કરવાની જરૂર લાગવા માંડી.

દુનિયાના કોઇપણ દેશના જંગલ વિભાગનો વિકાસ જે તે દેશના રાજકીય ઇતિહાસ, ઔદ્યોગિક જરૂરિયાતો, વસતિ સંબંધી દબાણો, આર્થિક વિકાસ વગેરે સાથે નજીકથી જોડાયેલો હોય છે અને ભારત તેમાં અપવાદ નથી. ભારતમાં જંગલોનું સંચાલન વિવિધ તબક્કાઓમાંથી મોટે ભાગે બિનઉપયોગથી અલ્પઉપયોગ તરફ પસાર થયેલું છે અને ત્યારબાદ ખાસ કરીને સુગમ વિસ્તારો તરફ અનિયંત્રિત અને અતિશય સ્થળાંતરના તબક્કામાં શરૂઆતના અંગ્રેજ રાજમાંથી પસાર થયેલું છે. ત્યારબાદ વૈજ્ઞાનિક ઢબે સંચાલન કરવાનો સમય આવ્યો જે દીર્ઘકાલીન ઉત્પાદન ઉપર આધારિત હતો. તે પછી વિવિધ પરિબળોને લીધે પડતી આવી જેમ કે ખેતીનું જંગલો સુધી વિસ્તરણ, વધુ અન્ન ઉગાડો કાર્યક્રમ, રબરનું વાવેતર, નદી ખીણ પરિયોજનાઓ, પુનઃસ્થાપન, ઔદ્યોગિકરણ, યુદ્ધની ભયાવહતા અને અનિયંત્રિત આગ વગેરે. આ પડતી માનવ પ્રયત્નોથી ખાસ કરીને વાવેતર દ્વારા આનંદના તબક્કા તરફ દોરી ગઇ. બે વિશ્વયુદ્ધ દરમ્યાન બેસુમાર સ્થળાંતરે ભારતના જંગલોના સંચાલન ઉપર મુખ્ય પ્રભાવ પાડ્યો હતો.

ઓકના ઇમારતી લાકડાના પુરવઠામાં ઘટાડો થવાથી, જે વિસ્તૃતપણે અંગ્રેજ નૌકાદળ, રાચરચીલું, લાકડાની દીવાલો વગેરેમાં બ્રિટિશ સામ્રાજ્યમાં વપરાતો હતો તેણે ઓગણીસમી સદીની શરૂઆતમાં ભારતમાં જંગલ વહીવટની પુનઃસ્થાપનાને ઉત્તેજન આપ્યું. મલબાર, મુંબઇ પ્રાંત, કૂર્ગ અને બર્માથી પ્રાપ્ત થતું સાગ શ્રેષ્ઠ વિકલ્પ તરીકે પુરવાર થયું જેણે ૧૫૦ વર્ષ પહેલાં જંગલના વહીવટને જન્મ આપ્યો હતો. ભારતમાં જંગલનો વહીવટ વિશ્વના જંગલ વહીવટોમાં સૌથી જૂનામાંનો એક છે. અને વિજ્ઞાનાનુમોદિત વનવિજ્ઞાન સંચાલનના પ્રસારમાં વિકાસશીલ દેશો વચ્ચે સૌથી વધુ ગતિશીલ છે. ઓગણીસમી સદીની મધ્યમાં શરૂ થઇને જંગલ વહીવટે વિજ્ઞાનાનુમોદિત વનવિજ્ઞાનને લગભગ દેશના બધાજ મુખ્ય જંગલો અને પ્રાંતોમાં વિસ્તારિત કર્યું. ભારતમાં જંગલ વહીવટનું પ્રારંભિક કાર્ય જંગલની જમીનનું સીમાંકન, રાજસ્વ હક્કોની નાબૂદી, પંથવિહોણા પહેલાના લોકો વચ્ચે સંચારનો વિકાસ અને અગ્નિ સુરક્ષાનું હતું. દેશના સદ્‌ભાગ્યે જંગલના

વિસ્તારોના મોટાભાગના હિસ્સામાં વિજ્ઞાનાનુમોદિત વનવિજ્ઞાનનો વિસ્તાર થવાથી અને તત્સંબંધી ઘડાયેલા કાયદા જેવા કે, ભારતીય વનસંરક્ષણ અધિનિયમ-૧૯૮૦ (Indian Forest Conservation Act-1980) દ્વારા મોટે ભાગે પડતીના અસંગત કારણોથી જંગલો સુરક્ષિત થઇ ગયા. અતિશય જૈવિક દબાણો હોવા છતાં હાલમાં જંગલનો વહીવટ એવી પરિસ્થિતિમાં છે કે તે પડતીના દબાણોને વિપરીત કરી શકે છે અને છેલ્લામાં છેલ્લા ભારતના વન સર્વેક્ષણ (Forest Survey of India) અહેવાલમાં એવી માહિતી છે કે દેશમાં જંગલનું ક્ષેત્ર વિસ્તરી રહ્યું છે. આ એવી હકીકતની પૂર્વભૂમિકામાં બન્યું છે કે લગભગ વિશ્વના બધાજ વિકાસશીલ દેશોનો અહેવાલ જણાવે છે કે તેમના જંગલોનું ક્ષેત્ર ઘટી રહ્યું છે.

ભારતમાં જંગલ વહીવટના સૌથી રસિક લક્ષણમાં એક સરખી વ્યવસ્થાને પરિણામે ઉદ્‌ભવેલ વૈજ્ઞાનિક ઢબે સંચાલનની સાર્વજનિક અભિરચના, ભારતીય વન સેવા (Indian Forest Service) દ્વારા કાર્યને અમલ તરફ દોરી જતી સાર્વજનિક નીતિ અને અભિગમ, અને સાર્વજનિક કેન્દ્રીકૃત પ્રશિક્ષણ વગેરે છે. ભારતમાં વિજ્ઞાનાનુમોદિત વનવિજ્ઞાન એટલી ઝડપથી અને વૈજ્ઞાનિક ઢબે એ કક્ષા સુધી દક્ષિણ પેસિફિકમાં પણ નથી વિકસ્યું.

ભારતમાં જંગલ વહીવટનો વિકાસ નીચેના તબક્કાઓમાં વિભાજિત કરી શકાય-

- પ્રાચીન અને મધ્યકાલીન ભારતમાં જંગલનો વહીવટ
- અંગ્રેજ શાસન દરમ્યાન જંગલનો વહીવટ
- સ્વાતંત્ર્યોત્તર સમય દરમ્યાન જંગલનો વહીવટ

## પ્રાચીન અને મધ્યકાલીન ભારતમાં જંગલનો વહીવટ

શરૂઆતના દિવસોમાં માનવ અને પ્રાણીઓની વસ્તી અલ્પ હતી અને જંગલો વિસ્તૃત પ્રમાણમાં હતાં. મોડામાં મોડું ઓગણીસમી સદીની શરૂઆતમાં દેશની વસ્તી ૬ કરોડની હતી અને પ્રાણીઓની તો તેનાથી પણ ઓછી. જંગલોને મોટે ભાગે અખૂટ સંપત્તિ સભર ગણવામાં આવતાં હતાં. આ સમજણ તે સદીની શરૂઆત સુધી ચાલુ જ હતી. તે દિવસોમાં જંગલ આધારિત માંગ અને પદ્ધતિ કે જે રીતે તે બનેલાં હતાં તેનાથી જંગલો ઉપર કોઇ પ્રભાવ પડતો ન હતો, તેથી કોઇપણ પ્રકારના જંગલ વહીવટને દાખલ કરવાની જરૂર સમાજને કે શાસકોને લાગતી ન હતી. આ પરિસ્થિતિની બીજી પીછેહઠ એ હતી કે આપણે એ જોઇ શકીએ છીએ કે સમૃદ્ધ જંગલોનો ઉલ્લેખ જૂનાં મહાકાવ્યો જેવા કે વેદો, પુરાણો, રામાયણ, મહાભારત વગેરેમાં છે, જેનું વનસ્પતિ અવશેષશાસ્ત્રના ટેકામાં જીવાશ્મિત વૃક્ષો દ્વારા પ્રમાણ મળે છે. તે સિવાય ભાગ્યે જ કોઇ વિદ્યમાન જંગલોના વહીવટનો ઉલ્લેખ નોંધાયેલો છે.

વ્યવસ્થિત વિદ્યમાન જંગલ વહીવટનો પ્રથમ નોંધાયેલો ઉલ્લેખ કૌટિલ્યના 'અર્થશાસ્ત્ર'માંથી પ્રાપ્ત થાય છે, જેમાં ઉલ્લેખ કરેલો છે કે ચંદ્રગુપ્ત મૌર્યનો વ્યવસ્થિત વનવિભાગ હતો, જેનો અમલ જંગલોનો અધિક્ષક (Superintendent of Forest) ચલાવતો હતો અને અસંખ્ય વનપાલકો અથવા વનરક્ષકો (Forest Guards) તેને મદદ કરતા હતા. એવું પણ પ્રમાણ મળે છે કે ગોલમિકો રાજસ્વ વસૂલ કરતા હતા અને ગસ્તોના સમય દરમ્યાન શિકાર-પ્રવાસનું નિયમિતપણે આયોજન થતું હતું. ગસ્તોના પતન બાદ ભારતનું અનેક રાજ્યોમાં વિભાજન થઇ ગયું જેમાં રાજસ્વ વસૂલ કરવામાં આવતું હતું અને તે વખતે પ્રારંભિક જંગલ વહીવટ હતો. આ વ્યવસ્થામાં મુખ્ય કાર્યોમાંનું એક શિકારનું આયોજન હતું. મોગલ સમયની 'આઇને અકબરીમાં' તે સમયના જંગલોનો ઉલ્લેખ છે, પરંતુ તે કોઇપણ પ્રકારના વિદ્યમાન જંગલ વહીવટ વગરનો છે, જો કે મોગલો દ્વારા જંગલોનો શિકાર માટે આરક્ષિત વનવિભાગ તરીકે વ્યાપક ઉપયોગ થતો હતો. એવું પણ પ્રમાણ મળે છે કે દેવોર્પિત સંપ્રદાયો, નાના રાજ્યો ખાસ કરીને રાજપૂતાના ના રાજાઓ શિકાર માટે વનવિભાગને આરક્ષિત અનુમોદન આપતા હતા.

**અંગ્રેજ શાસન દરમ્યાન જંગલનો વહીવટ**

આ સમય દરમ્યાન જંગલ વહીવટનો વિકાસ અત્યંત ઝડપથી થયો હતો. આ સમયને આગળ જતાં બે વ્યાપક શ્રેણીઓમાં ઉપવિભાજિત કરી શકાય છે. પ્રથમ ૧૮૬૪માં ઔપચારિક વનવિભાગનો ઔપચારિક પ્રારંભ થયો. ૧૮૬૪ માં, જ્યારે ડૉ. બ્રેન્ડીશનીની પ્રથમ પ્રધાન વન નિરીક્ષક (Inspector General of Forests) તરીકે નિયુક્તિ થઇ હતી, તે પહેલાં; અને બીજો વિકાસનો તબક્કો તે પછીનો.

**અ. ૧૮૬૪ પહેલાંનો સમય**

ઇસ્ટ ઇન્ડિયા કંપની જે ભારતમાં વ્યાપારી કંપની તરીકે દાખલ થઇ હતી, દેશી રાજાઓના માંહોમાહેના ઝગડાને લીધે તરત જ તેણે દેશના મોટાભાગના હિસ્સા ઉપર અંકુશ જમાવી દીધો. અંગ્રેજ સામ્રાજ્યની મદદથી ઇસ્ટ ઇન્ડિયા કંપનીએ તરત જ ભારતના મોટા ભાગના હિસ્સા ઉપર આધિપત્ય જમાવી દીધું. અંગ્રેજ શાસનના પ્રારંભિક વર્ષો દરમ્યાન જંગલના સંરક્ષણ પાછળ પૂરતું ધ્યાન આપવામાં આવતું ન હતું. કારણ કે એવો અવિરત ભ્રામક અભિપ્રાય હતો કે જંગલો અખૂટ સંપત્તિ સભર છે. પરિણામે જંગલોનો અંગ્રેજો દ્વારા વિસ્તૃતપણે કેવળ સ્વાર્થની દષ્ટિએ ઉપયોગ થતો હતો અને સ્થાનીય નિવાસીઓએ નિરંકુશપણે તેમની આવશ્યકતાઓ મેળવવાનું ચાલુ રાખ્યું હતું. ૧૯ મી સદીના પ્રારંભિક વર્ષોમાં અંગ્રેજોના ઉપયોગ માટે વપરાતા સાગના પુરવઠામાં ઘટાડો થતાં તે જંગલોના વૈજ્ઞાનિક ઢબે સંચાલનની વિચારણા તરફ દોરી ગયો. આ વિચારણાને પરિણામે ભારતીય વન વિજ્ઞાનનું પ્રથમ બીજ પશ્ચિમ કિનારે વાવવામાં આવ્યું જ્યારે મલબારના જંગલોમાંથી અપરિપક્વ સાગના વૃક્ષોની કાપણી રોકવાની મનાઇ માટેના કાયદા ઘડવા માટે બંગાળ-મુંબઇ સંયુક્ત આયોગ (Bengal-Bombay Joint commission)ની નિયુક્તિ કરવામાં આવી કે જે નૌકાદળને નિયમિત ઇમારતી લાકડું મળે અને જંગલોની ક્ષમતા અને તેના માલિકી હક્કોના સ્થાન વિષયક પ્રશ્નોનો વિચાર કરે. આ સમિતિનો અહેવાલ એક પોલીસ અધિકારી કૅપ્ટન વૉટસની મદ્રાસ મહાપ્રાંતમાં ૧૮૬૦માં પ્રથમ વનસંરક્ષક (Conservator of Forests) તરીકેની નિયુક્તિ તરફ દોરી ગયો. તેને નિયમિતપણે પશ્ચિમ કિનારેથી, જે સાગથી સમૃદ્ધ હતો અને જહાજ દ્વારા ઇંગ્લેન્ડ સરળતાથી માલ મોકલી શકાય તેવા બંદરોની નજીક હતો, ત્યાંથી અંગ્રેજોના ઉપયોગ માટે ઇમારતી લાકડાનો પુરવઠો મોકલવા માટે વનરક્ષક નીમવામાં આવ્યો હતો. સમિતિનો અહેવાલ 'રાજત્વ વૃક્ષો' (Royalty Trees) ના ખ્યાલ તરફ પણ દોરી ગયો, જેની ઉપર તે સમયના શાસકોનો માલિકી હક્ક હતો. જેની વાસ્તવમાં તેમને પરવા ન હતી કે તે ક્યાં ઊગે છે. આ દિશામાં પ્રથમ પગલાં તરીકે દક્ષિણમાં સાગને 'રાજત્વ વૃક્ષ' તરીકે ઘોષિત કરવામાં આવ્યું. ઇમારતી લાકડાના ગેરકાયદેસર સ્થળાંતર ઉપર અંકુશ દાખલ કરવામાં આવ્યો. તેમ છતાં આ પ્રતિબંધ, ખાસ કરીને જે રીતે સાગ ઉપર મૂકવામાં આવ્યો હતો, તેનો લોકો દ્વારા વિરોધ થયો અને સ્થાનીક લાગણીને માન આપીને ૧૮૨૩ માં વન સંરક્ષકની જગ્યા બંધ કરવામાં આવી. છતાં પણ જહાજ દ્વારા યુરોપ માલ મોકલવાનું ચાલુ રહ્યું. પરિણામે યુરોપિયન વેપારીઓ દ્વારા અવિચારી પણે વૃક્ષછેદન થતું જ રહ્યું. સ્થાનીક લોકો પણ મુક્ત પણે આવું કરતા રહ્યા. આને લીધે પુરવઠામાં વધારે ઘટાડો થયો જેણે ફરીથી ભારત સરકારને જંગલની સુરક્ષા અને જાળવણીની વિચારણા કરવાની ફરજ પાડી.

૧૮૩૧ માં નૌકા મંડળે (Navy Board) ઘટતા જતા પૂરવઠાના મુદ્દાને ભારતીય રાજસ્વ મંડળ (Indian Board of Revenue) સાથે હાથમાં લીધો. ૧૮૩૮ માં અવિરત સમજાવટ બાદ ભારતીય રાજસ્વ મંડળે નૌકા મંડળની માંગણી આંશિક સ્વરૂપે સ્વીકારી પરંતુ સ્વતંત્ર વન વિભાગ બનાવવાનો ઇન્કાર કર્યો, પણ જંગલ વહીવટને રાજસ્વ વિભાગ સાથે રાખ્યો જે ૧૮૪૭ માં માત્ર બે, મુંબઇ અને મદ્રાસ મહાપ્રાંત માટે એક એક વન સંરક્ષકની જગ્યા ઊભી કરીને બદલી શકાયો હતો. આ નિર્ણયને પરિણામે ૧૮૪૭ માં પ્રથમ વન સંરક્ષક ગિબ્સનની મુંબઇ મહાપ્રાંતમાં નિયુક્તિ કરવામાં આવી હતી. બાદમાં ૧૮૫૬ માં મદ્રાસ મહાપ્રાંતમાં કલેહોર્નની નિમણૂંક થઇ હતી. તેમણે તેમના અલગ અલગ મહાપ્રાંતમાં વનવિભાગને

# આ દિવસો પણ જશે

ડાહ્યાભાઈ વાઢુ

*આજથી ત્રીસ પાંત્રીસ વર્ષ પહેલા ચોમાસું એટલે ભૂખમરાના દિવસો કહેવાતા. જેણે ભાદરવો કાઢ્યો તેણે એક વર્ષનું જીવતદાન મેળવ્યું હોવાની ખુશી થતી. ઘરોમાં અનાજ ખૂટી જતું ત્યારે વરસાદ થતાં જંગલમાં ઊગી નીકળતી અનેક પ્રકારની ભાજી અને કારીંદા જેવા કડવા કંદ લોકોના જીવનરક્ષક બની રહેતા.*

*કંદ લેવા જતી સ્ત્રીઓ – બધીજ અક્ષરજ્ઞાન વગરની – અભણ. પણ, એમની સમજણ પર આજે પણ સલામ ભરવાનું મન થઇ જાય. કારીંદાના કડવા કંદ લાવવા માટે જતી સ્ત્રીઓ જેના ઉપર કારીંદા આવી ગયાં હોય એવા પાકી વેલ જ ખોદતી. એનાથી કંદ મોટા મળતા. અને અન્ય કંદો જીવિત રહી બીજા વર્ષ માટે સુરક્ષિત રહી શકતા. કંદ ખોદી લીધા બાદ ખાડો પૂરી દેવાતો જેથી અન્ય કંદમૂળને નુકસાન નહિ થાય. આ કડવા કંદ અનેક કુટુંબોનો ખોરાક બનતો. વડીલો કહેતા– આ દિવસો પણ જશે.*

*જંગલપેદાશ ઉપર લોકો નભતા. આખું વર્ષ કોઇને કોઇ પ્રકારના ફળો, ફૂલો, ભાજી મળી રહેતી અને ખોરાકનો ભાગ બનતી. કોઇપણ ઉપયોગી ઝાડ દેવવૃક્ષ કહેવાતું અને એને તોડવાની મનાઇ રહેતી. મહુડાની ડોળીનું તેલ દરેક ઘરમાં વર્ષભરની રસોઇ માટે પૂરતું થઇ રહેતું.*

*બળતણનાં લાકડાં તૂટેલાં ભાંગેલા કે જર્જરીત વૃક્ષોમાંથી મેળવાતાં. જુવાન કે બાળવૃક્ષને કાપવાની સદંતર મનાઇ રહેતી. કહેવાતું કે જુવાન અને બાળવૃક્ષ કાપવું એ ખૂન કરવા બરોબર છે. એના ઝાડ તોડનારના ઘરની જુવાન વ્યક્તિ અકાળ અવસાન પામે છે એવું મનાતું, તેથી જંગલ સુરક્ષિત રહી શકતું.*

*પણ, અવિચારી, આયોજન વગરની પ્રગતિ જંગલને સાફ કરી ગઇ. માણસમાં વેપારીવૃત્તિ જોર કરી ગઇ અને અંગત ઉપયોગ, અંગત લાભ માટે જંગલો કપાઇ ગયાં. જે ડુંગરો કોઇએ કદી બોડા કલ્પેલા ન હતા તે બોડા બન્યા. અમારું જંગલ ઝૂંટવાઇ ગયું. ભાજી, જંગલી કંદમૂળ–ફળફૂલ હવે માત્ર યાદોમાંજ રહ્યાં. જંગલવિસ્તાર કરતા વધારે વૃક્ષો તો ખાનગી વાડીઓમાં ઊગ્યા છે. હવે ભૂખમરો નથી. વડીલોના શબ્દો સાચા પડ્યા છે – આ દિવસો જતા રહેશે. ભૂખમરાના દિવસો ગયા, પણ તેની સાથે સાથે જંગલ, જંગલ આધારીત ફળફૂલો, કંદમૂળો પણ ગયાં – એવું તો કલ્પેલું પણ નહીં.*

વ્યવસ્થિત સ્વરૂપ આપ્યું. તેમને સાગના વિસ્તારોમાં કામ કરીને સરળતાથી બંદરો સુધી પહોંચાડવાનો આદેશ આપવામાં આવ્યો હતો.

જ્યારે આ વિકાસ થઇ રહ્યો હતો ત્યારે મલબારના એક દૂરંદેશી સમાહર્તા (Collector) મિ. કોલોંગ જેમને સતત પરિશ્રમી એવા છોટુ મેનનની મદદ મળી હતી, જે અધિક સહાયક વનસંરક્ષક હતો, તેમણે મલબારમાં નિલાંબર ખાતે અંગ્રેજ સામ્રાજ્યને નિશ્ચિત સાગનો પુરવઠો મળી રહે તે અપેક્ષાએ સાગનું વાવેતર કર્યું. આ વાવેતર એટલું સફળ રહ્યું કે તેને ઇસ્ટ ઇન્ડિયા કંપનીના સંચાલક મંડળે (Board of Directors) મલબારના જંગલોમાંથી સાગનો પુરવઠો પહેલાંની જેમ જ અવિરતપણે મળી રહે તે માટેના માર્ગ તરીકે સ્વીકારી લીધું. આ દૂરંદેશી અભિગમની સાબિતી તરીકે આજે પણ શરૂઆતનું વાવેતર ઊભું છે. ત્યારબાદ ભારતમાં સાગના જંગલનું સંચાલન સાગના વાવેતર દ્વારા એક અગત્યનો મુખ્ય ભાગ બની ગયું.

ઓગણીસમી સદીના મધ્યભાગમાં બ્રિટિશ–બર્માનો નિયમિત વન વિભાગ હતો. સાગના નિયમિત પુરવઠાને ત્યાં પણ પ્રસંગોપાત સરખોજ તકલીફજનક અનુભવ થતો હતો. ડૉ. એમ.સી. કલેટંડ બર્માના પેગુમાં વન અધિક્ષક (Superintendent of Forests) હતા તેમણે ૧૮૫૪ માં એક અહેવાલ સુપ્રત કર્યો જેમાં બર્માના જંગલોમાં થતાં

અનિયંત્રિત વૃક્ષછેદન ઉપર પ્રતિબંધ મૂકવાનું સૂચન કર્યું હતું. તે વખતે સરકારમાં લોર્ડ ડેલહાઉસીનું શાસન ચાલતું હતું. તેને ડૉ. કલેટંડના અહેવાલ પરથી દેશમાં જંગલના સંરક્ષણ માટે એક નિશ્ચિત નીતિ અપનાવીને તેના પર કામ કરવાની જરૂરિયાત સમજાઇ અને ૩ ઑગષ્ટ ૧૮૫૫ ના રોજ તેણે એક અધિકારપત્ર બહાર પાડયો, જે સામાન્ય રીતે 'ભારતના જંગલોનો અધિકારપત્ર' (Charter on Indian Forests) તરીકે ઓળખાયો. આ અધિકારપત્રમાં જંગલના સંરક્ષણની નીતિની રૂપરેખા આપવામાં આવી હતી. આ જંગલ વહીવટની ઉત્કૃષ્ટ મુત્સદ્દીગીરીનો અધિનિયમ હતો. જો કે આ અધિકારપત્રની પ્રક્રિયા વિલંબમાં પડી કારણ કે રાજ્ય સચિવે ૧૮૬૨માં ફરજના સૂચિત વિભાજનમાં અસંમતિ દર્શાવી અને આ મડાગાંઠ ૧૮૬૪ સુધી ચાલુ રહી, જે વર્ષે આ અધિકારપત્ર અમલમાં આવ્યો. પછી ભારત સરકારે સ્વતંત્ર વનવિભાગ ઊભો કરવાનું નક્કી કર્યું અને સર ડૉ. ડીએટ્રિચ બ્રૅન્ડિશને પ્રથમ મુખ્ય વન નિરીક્ષક તરીકે બર્મામાં જંગલના અધિક્ષક તરીકે મૂક્યો.

**બ- ૧૮૬૪ પછીનો સમય**

સર બ્રૅન્ડિશ જર્મન વનરક્ષક (Forester) 'ભારતના વનવિજ્ઞાનનો પિતા' ગણાય છે, જેણે ભારતનાં જંગલોનાં વૈજ્ઞાનિક રૂપરેખાનાં વહીવટનો બુનિયાદી પથ્થર મૂક્યો હતો. તે તેની સાથે દીર્ઘકાલીન ઉત્પાદનનો વિચારયુક્ત ખ્યાલ લાવ્યો હતો. અને હમણાં સુધી જ્યારે આ ખ્યાલ ૧૯૮૮ ની નીતિ દ્વારા પારિસ્થિતિક ભૂમિકામાં બદલવામાં ન આવ્યો ત્યાં સુધી ચાલતો હતો કે જેના દ્વારા મોટાભાગના ભારતના જંગલોનું સંચાલન ચાલતું હતું. તેણે ભારતના વનવિજ્ઞાન ઉપર ૧૮૬૪ થી ૧૮૮૩ સુધી શાસન ચલાવ્યું હતું. તેણે નિયમિત વન સેવાની સ્થાપના કરી હતી જેને ૧૮૬૭ માં કેન્દ્રીય સેવા તરીકે 'શાહી વન સેવા' (Imperial Forest Service) નામ આપવામાં આવ્યું હતું. તે ભાવિમાં બનવાની તૈયારીમાં હોય તેવા બે વનરક્ષકોને પણ લાવ્યો હતો. જેમના નામ શ્લીચ અને રિબોનટ્રોપ હતાં જેમણે ભારતીય વનવિજ્ઞાનના કાર્યક્રમને ઓગણીસમી સદીના અંત સુધી નિર્દેશીત કર્યો હતો. બન્ને વિશ્વકક્ષાના વનરક્ષકો બન્યા હતા. રિબોનટ્રોપે ૧૮૮૩ માં સર બ્રૅન્ડિશનું પ્રધાન વનનિરીક્ષક તરીકેનું સ્થાન લીધું.

અત્યાર સુધી ભારતીય વનવિજ્ઞાનના ત્રણ અધિષ્ઠાતા જર્મન હતા. તેથી ભારતીય વનવિજ્ઞાનના વહીવટ ઉપર તેને સ્વરૂપ આપનારા વર્ષોમાં જબરદસ્ત જર્મન પ્રભાવ દેખાય છે. ૧૮૬૪ થી શરૂ થઇને ૧૮૬૯ સુધી IFS ની સંખ્યા ૫૭ પર પહોંચી, ૧૮૮૫મા ૧૬૩ અને આ સંખ્યા ઓગણીસમી સદીના અંતે ૨૧૩ ઉપર પહોંચી હતી. પ્રારંભિક વર્ષોમાં વહીવટ ત્રિ-સ્તરીય હતો જેમાં IFS સાથે CF/DCF નો સમાવેશ થતો હતો જેઓ પ્રમુખ કાર્યપાલક અધિકારીઓ હતા (અને મુખ્યત્વે અંગ્રેજો હતા) અને મુખ્યત્વે તેઓ સરકારની નીતિઓના અમલીકરણ, પ્રાંતિય વનસેવા (Provincial Forest Service) જેમાં મદદનીશ વનસંરક્ષક અને વધારાના મદદનીશ વનસંરક્ષક જે સ્થાનિક કર્મચારીગણ સાથે જોડાયેલા હતા જેમાં ક્ષેત્રિય વન અધિકારીઓ (Range Forest Officers), ઉપ વનરખેવાળો (Deputy rangers), વનરક્ષકો (Foresters) અને ફેરા રક્ષકો (Beat Guards) નો સમાવેશ થતો હતો. તે માટે જવાબદાર હતા.

ધીમે પરંતુ મક્કમતાથી જંગલ વહીવટ બધાજ જંગલોના વિસ્તારમાં ફેલાઇ ગયો અને ૧૮૮૦ સુધીમાં સંઘરાજ્યના બધાજ પ્રાંતમાં વનવિભાગ દ્વારા સંચાલન થવા લાગ્યું.

**આઝાદી બાદ વન વ્યવસ્થા**

ભારતીય વન વિજ્ઞાનમાં એક બીજું સીમા ચિહ્ન ત્યારે આવ્યું જ્યારે ડૉ.વોલ્કરે (Dr. Volcker) તેનો ભારતીય ખેતીની પરિસ્થિતિનો અહેવાલ સુપ્રત કર્યો. તેણે વનવિજ્ઞાનને એક આખું પ્રકરણ (૮) અર્પણ કર્યું જેમાં વન વ્યવસ્થાને ટેકો આપવા માટે એક સર્વગ્રાહી રાષ્ટ્રિય વન નીતિની તેણે પરિસ્થિતિ સમજાવી. આ અહેવાલને પરિણામે ૧૮૯૪ માં ભારત તેની પ્રથમ રાષ્ટ્રિય વન નીતિ સાથે ઊભરી આવ્યું. આ નીતિ યોગ્ય સ્થાને આવતાં જ વનવિભાગની પ્રવૃત્તિઓ વધી ગઇ, પરિણામે આ વિભાગનો વિસ્તાર થયો. આને પરિણામે વનસંરક્ષકની પદવીને પ્રમુખ વન સંરક્ષક ના સ્તરે બઢતી આપવામાં

આવી. ૧૯૧૧થી શરૂ કરીને, જ્યારે પ્રમુખ વનસંરક્ષકની પ્રથમ પદવી મદ્રાસ મહાપ્રાંતમાં ઊભી કરવામાં આવી હતી, ૧૯૧૭ ના અંતમાં લગભગ બધાજ પ્રાંતોમાં પ્રમુખ વન સંરક્ષક હતા.

૧૯૩૫ માં જંગલ એ પ્રાંતોનો સ્થાનાંતરિત વિષય બની ગયો. પરિણામે જંગલ વહીવટ પ્રાંતીય સરકારોના માલિકી હક્કમાં આવી ગયો. પ્રધાન વન નિરીક્ષકનો પ્રમુખ વન સંરક્ષક ઉપર અંકુશ અટકી ગયો અને તેઓ તેમના વિભાગના વડા બની ગયા જે માત્ર પ્રાંતીય વહીવટને જવાબદાર હતા.

**પ્રશિક્ષણ**

ડૉ. બ્રેન્ડિશનું બીજું યોગદાન કેન્દ્રીકૃત પ્રશિક્ષણ અને સંશોધનને સુવ્યવસ્થિત કરવાના ક્ષેત્રમાં હતું. આ બન્ને પ્રવૃત્તિઓ કેન્દ્રીય વનવિજ્ઞાન વ્યવસ્થાના અધિકારક્ષેત્રમાં રાખવામાં આવી હતી. તેણે પાંચ IFS અધિકારીઓની ભરતી કરી અને તેમને પ્રશિક્ષણ માટે જર્મની અને ફ્રાંસ મોકલ્યા. IFSનું પ્રશિક્ષણ જર્મની અને ફ્રાંસમાં ૧૮૮૫ સુધી ચાલુ રહ્યું, ત્યારબાદ તેને ઇંગ્લેન્ડમાં કોપર હિલ કૉલેજમાં ખસેડવામાં આવ્યું જે પાછળથી ઑક્સફર્ડ, કેમ્બ્રિજ અને એડિનબર્ગ યુનિવર્સિટીઓમાં ચાલતું રહ્યું. આ ગોઠવણ ૧૯૨૬ સુધી ચાલુ રહી, ત્યારબાદ તેને દહેરાદૂન ખસેડવામાં આવ્યું જે ૧૯૩૨ સુધી ચાલતું રહ્યું અને તે પછી તેની આવશ્યકતામાં અભાવ આવવાથી બંધ થઇ ગયું. સંજોગવશાત્ આ એ સમય હતો જ્યારે જંગલોને પ્રાંતમાં ફેરવવામાં આવી રહ્યા હતા. ૧૯૩૫ માં IFS ને નાબૂદી કરવામાં આવી અને તેના સ્થાને વધારે ચઢિયાતી વન સેવાનું સર્જન કરવામાં આવ્યું.

આગળ જણાવ્યા મુજબ ૧૮૮૨ થી જંગલો વિકેન્દ્રીત થઇ ગયાં હતાં અને તેમનું રાજસ્વ રાજ્યોમાં જવાનું શરૂ થઇ ગયું હતું. તેને લીધે પ્રાંતીય વન સેવા (Provincial Forest Service) ની માંગમાં વધારો થયો જે તેના સર્જન તરફ ૧૮૯૧માં દોરી ગયો. ૧૯૨૬ સુધી દહેરાદૂનમાં પ્રાંતીય વન સેવાનું પ્રશિક્ષણ ચાલતું હતું.

૧૯૩૮માં વરિષ્ઠ વન સેવા (Superior Forest Servie) એ IFS નું સ્થાન લીધું. અને તે અંગેનું પ્રશિક્ષણ તે જ વર્ષે ભારતીય વન મહાવિદ્યાલયમાં શરૂ થયું જે પાછળથી નૈઋત્ય એશિયા અને પેસિફિક માટે વનવિજ્ઞાનના શિક્ષણ અંતર્ગત સંયુક્ત રાષ્ટ્રસંઘ (United Nations) ના અન્ન અને કૃષિ સંગઠન (Food and Agriculture Organisation) દ્વારા સ્વીકૃત થયું. SFS નું પ્રશિક્ષણ આપવા ઉપરાંત આ મહાવિદ્યાલયે થાઇલેન્ડ, આફ્રિકા, પૂર્વ જર્મની, નેપાળ, સુદાન, સિલોન, ઇરાન, ભૂતાન, ઇરાક વગેરે દેશોના વન અધિકારીઓને પ્રશિક્ષિત કર્યા છે. પાકિસ્તાનના જૂના અધિકારીઓને આ કૉલેજમાં ૧૯૪૭ સુધી પ્રશિક્ષિત કરવામાં આવતા હતાં. પરિણામે બે દેશના અધિકારીઓ વચ્ચે ખૂબ જ મૈત્રીપૂર્ણ સંબંધ ૮૦ ના દશકાના મધ્ય સુધી અસ્તિત્વ ધરાવતા હતા કે જ્યારે જૂના સંબંધોનું વિભાજન થયું હતું.

RFO નું પ્રશિક્ષણ પણ કેન્દ્રીકૃત પદ્ધતિ દ્વારા ૧૮૭૮ થી આગળ દહેરાદૂનમાં ચાલુ રહ્યું હતું. આ પ્રશિક્ષણનું આયોજન હજી ચાલુ છે જો કે ઘણી સંખ્યામાં મહાવિદ્યાલયો વધી ગયા છે.

૧૯૦૦ ના અંતમાં ભારતે ૨૦૦ IFS, ૧૧૨ PFS, ૪૩૭ RFOs, ૧૨૨૬ વન રક્ષકો અને ૮૪૨૩ ફેરા-રક્ષકોના રૂપમાં માનવશક્તિને પ્રશિક્ષિત કરી હતી.

**સંશોધન**

ડૉ. બ્રૅન્ડિશે ભારતમાં વનવિજ્ઞાન સંશોધનને પણ સ્થાપવાના પ્રયત્નો પણ કર્યા હતા. શરૂઆતના વર્ષોમાં સંશોધનનો પાયો કેટલેક અંશે અપૂર્ણ હતો અને મોટાભાગનો વહીવટનો હિસ્સો વ્યવહારુ વનરક્ષકો દ્વારા, પ્રયોગશાળા પર આધારિત સંશોધન કરતાં સાચું કહીએ તો, જંગલમાંથી, આવતો હતો. આ દૃષ્ટિમાં રાખીને એક વિજ્ઞાનાનુમોદિત વનવિજ્ઞાનનું સામયિક 'ઇન્ડિયન ફોરેસ્ટર' ૧૮૭૫માં શરૂ કરવામાં આવ્યું જે હજી પણ દેશમાં વનવિજ્ઞાનના વિજ્ઞાનાનુમોદિત જ્ઞાનને ફેલાવવા માટે ચાલુ છે. દહેરાદૂનમાં વનવિજ્ઞાન વિદ્યાલયમાં શાહી વનવિજ્ઞાન સંશોધન સંસ્થા (Imperial Forestry Research Institute) ની સ્થાપના દ્વારા ૧૯૦૬માં વધારે સઘન વનવિજ્ઞાનના સંશોધનનો પાયો મૂકવામાં આવ્યો.

૧૯૧૪માં આ સંસ્થાને ચાંદબાગ લઇ જવામાં આવી. હવે તેનું સ્થાન વિશ્વપ્રસિદ્ધ દૂનસ્કૂલે લીધું છે. સાથો સાથ ૧૩૦૦ એકરના વિસ્તારમાં હાલની વન સંશોધન સંસ્થાના બાંધકામનું કામ ચાલુ થયું હતું. આ ૩૫૦ વાર લાંબી ભવ્ય ઇમારતનો પાયો ત્રણ હેક્ટરનો છે જે ૧૯૨૬માં પૂર્ણ થઇ હતી. આ વનવિજ્ઞાન ક્ષેત્રની વિશ્વભરમાં નામાંકિત સંસ્થાઓમાંની એક છે.

જંગલના કોઇપણ કામ માટે કાર્યકારી પરિયોજનાઓ અથવા કાર્યકારી યોજનાઓને માન્ય કરવાનો વધારાનો બીજો જંગલોનો કેન્દ્રીકૃત અંકુશ નિયામક વન નિરીક્ષક (Director General of Forests) ની સત્તામાં રહેલ છે. અને તે કારણે જંગલોપર કેન્દ્રીભૂત અંકુશ ટકી રહ્યો છે. આ શ્લીચની દીર્ઘદષ્ટિનું પરિણામ છે જેણે આ વ્યવસ્થાની ગોઠવણ ૧૮૮૪માં કરી હતી જ્યારે પ્રાંતોની તરફેણમાં વન સંપત્તિનું વિકેન્દ્રીકરણ થઇ રહ્યું હતું. આને લીધે તત્કાલીન નિયામક વન નિરીક્ષક આવા નિયંત્રણ માટે કેન્દ્ર સ્થાને હતો.

### સ્વાતંત્ર્યોત્તર સમય દરમ્યાન જંગલનો વહીવટ

જ્યારે અંગ્રેજો ભારત છોડીને ગયા ત્યારે ૫૩૭ IFS અધિકારીઓ હતા. ત્યાર પછી જંગલો ઉપર કેન્દ્રનો અંકુશ નબળો પડયો અને માત્ર ૧૦ થી ૧૫ IFS અધિકારીઓ હતા જે મુખ્યત્વે પ્રશિક્ષણ અને સંશોધન વ્યવસ્થામાં અત્યાર સુધી ભારત સરકાર સાથે કામ કરતા હતા. જંગલના તંત્રમાં વનવિભાગના માળખામાં જગ્યાઓની સંખ્યા અને તેની પદોન્નતિ સિવાય કોઇ મહત્ત્વનો ફેરફાર થયો ન હતો. આમા મહત્ત્વનું કારણ એક એ હતું કે અંગ્રેજો સુસજ્જ વનવિભાગ મૂકી ગયા હતા જે જંગલની સેવા માટે કોઇપણ બદલાયેલી કે મોટી થયેલી ભૂમિકાને પહોંચી વળે તેમ હતું. નવા દેશની મુખ્ય ભૂમિકામાંની એક એ હતી કે ૧૮૯૪ દરમ્યાન ઘડાયેલી નીતિની ચોક્સાઇ કરવી, અને તરત જ એવું લાગ્યું કે આ નીતિ જે ઇમારતી લાકડાના હેતુસર હતી, વનવિજ્ઞાન ક્ષેત્રની અન્ન ઉત્પાદનની બદલાયેલી વધારે માંગ કરતી જરૂરિયાતને ઉપયોગી થાય તેવી ભૂમિકાથી તેને બદલવાની જરૂર છે. આ સમજણથી ૧૯૫૨ની નવી નીતિનો ઉદ્ભવ થયો જેમાં જંગલોની ભૂમિકા ઇમારતી લાકડાનાં ઉત્પાદનથી બદલાઇને ખેતીના પ્રયોજન માટે ઉપયોગી થવાની હતી.

રાજ્ય પુનઃગઠન સમિતિ (State Re-Organisation Commission) એ પચાસના દાયકાની મધ્યમાં તેનો અહેવાલ આપ્યો હતો જે ૧૯૫૬ માં દેશને ભાષા પ્રમાણે રાજ્યોના સ્વરૂપ તરફ દોરી ગયો. તેમાં અગત્યની ભલામણ કરવામાં આવી હતી કે દેશના એકીકરણને ધ્યાનમાં રાખીને વધારે અખિલ ભારતીય સેવાઓ (All India Services) ઊભી કરવી. જો કે રાજ્યોના વિરોધને કારણે અમુક સમય સુધી કોઇ પગલાં લઇ શકાયા નહીં પરંતુ ત્યારબાદ રાષ્ટ્રિય એકીકરણ પરિષદે (National Intigration Council) સમિતિની ભલામણોને નક્કર સ્વરૂપ આપવા માટે ભારત સરકારને સમજાવી. આને પરિણામે અખિલ ભારતીય સેવા અધિનિયમ (All India Services Act) માં ત્રણ નવી અખિલ ભારતીય સેવાઓ ઊભી કરવા માટે સુધારો કરવામાં આવ્યો. અર્થાત ભારતીય વન સેવા (Indian Forest Service), ભારતીય તબીબી અને આરોગ્ય સેવા (Indian Medical and Health Service) અને ભારતીય શિક્ષણ સેવા (Indian Education Service). પ્રસંગવશાત્ માત્ર એક અર્થાત ભારતીય વન સેવા ૧૯૬૬ માં આકાર ધારણ કરી શકી.

સાઠના દશકની મધ્યમાં રાજ્ય સરકારો દ્વારા જંગલ ઉપર કોઇ સમાન નીતિને અનુસરવા માટે શક્તિશાળી કેન્દ્રીય મંડળની જરૂર લાગવા માંડી. તેને લીધે ૧૯૬૫માં કેન્દ્રીય વનવિજ્ઞાન સમિતિ (Central Forestry Commission) ના સ્વરૂપનો ઉદ્ભવ થયો. તે જ વર્ષે દહેરાદૂનમાં મુખ્ય કેન્દ્ર અંતર્ગત ભારતીય નિવેશપૂર્વ સર્વેક્ષણ ( Preinvestment Survey of India) ની પણ સ્થાપના થઇ જે હાલમાં વન સંપત્તિના સર્વેક્ષણ સાથે સંકળાયેલ છે; જેને પાછળથી ભારતીય વન સર્વેક્ષણ (Forest Survey of India) નામ આપવામાં આવ્યું. આ સંસ્થામાંથી જંગલ સંપત્તિની સ્થિતિને દ્વિવાર્ષિક અહેવાલ બહાર પાડવામાં આવે છે. પંચવર્ષીય યોજના અંતર્ગત ભંડોળના મોટા પ્રવાહ સાથે વધી ગયેલી પ્રવૃત્તિ માટે નોકરીની સંખ્યા વધતી ગઇ. સંશોધન અને પ્રશિક્ષણની પ્રવૃત્તિઓ પણ વધી અને ૧૯૭૭ ના અંતે વન સંશોધન સંસ્થા

(Forest Research Institute) એ બેંગ્લોર, કોઇમ્બતુર, જબલપુર, બનિહાટમાં સંશોધન કેન્દ્રો સ્થાપ્યાં અને આઠ પ્રશિક્ષણ સંસ્થાઓ IFS, PFS અને RFD ને પ્રશિક્ષણ આપવામાં સંકળાયેલી હતી. વધેલી જવાબદારીઓને જોતાં IFS અધિકારીઓની જગ્યાઓ ૧૯૭૬માં ભારત સરકારસ્તરે સો સુધી પહોંચી ગઇ. ૧૯૭૬ થી ૧૯૮૪ ના સમય દરમ્યાન કોઇ વધારાની મહત્ત્વની પ્રવૃત્તિઓ નોંધાઇ ન હતી. ૧૯૮૫ માં વન અને પર્યાવરણ મંત્રાલય (Ministry of Forest and Environment) માં રાષ્ટ્રિય પડતર ભૂમિ મંડળ (National Wasteland Board) પડતર ભૂમિની ઉત્પાદન ક્ષમતા વધારવા માટે ઊભું કરવામાં આવ્યું, તે સમયે ભારત સરકારમાં IFS અધિકારીઓના માત્ર ૧૩૬ હોદ્દાઓ હતા તેમાં મોટાભાગના નામ વિનાના રહ્યા હતા. વનવિજ્ઞાન સંશોધન સંસ્થા (Forestry Research Institute) ની વધેલી ભૂમિકા જોતાં તેને બઢતી આપીને સંપૂર્ણ સક્ષ સ્વાયત્ત પરિષદ બનાવવામાં આવી અને ૧૯૮૭ માં તેને ભારતીય વનવિજ્ઞાન સંશોધન અને શિક્ષણ પરિષદ (Indian Council of Forestry Research and Education) નામ આપવામાં આવ્યું. સાથોસાથ ભારતીય વન મહાવિદ્યાલય (Indian Forest College) ને પણ બઢતી આપીને સંપૂર્ણ સક્ષ અકાદમી બનાવવામાં આવી અને તેનું નામ ઇંદિરા ગાંધી રાષ્ટ્રિય વન અકાદમી (Indira Gandhi National Forest Academy) રાખવામાં આવ્યું. આ સમય દરમ્યાન દેહરાદૂનમાં બીજી પણ સ્વાયત્ત વન્ય જીવન સંસ્થા (Wild Life Institute) ઊભી કરવામાં આવી જેની સાથે દેશ માટે વન્ય જીવનની વધતી અગત્યતાને ધ્યાનમાં રાખીને પ્રાદેશિક પ્રમુખ વન સંરક્ષકો બનાવવામાં આવ્યા જે ભારત સરકારને દેશમાં આવેલી કેન્દ્રીય સંસ્થાઓને સલાહસૂચન આપવામાં મદદ કરે.

ભારત સરકાર ક્ષેત્રે ખૂબ જ ઝડપથી પરિવર્તનો થઇ રહ્યા હતા તેથી રાજ્યો પણ વધતી જવાબદારીઓ અને ભૂમિકાઓને પહોંચી વળવાનો પ્રયત્ન કરતા હતા. આને પરિણામે રાજ્યોમાં પણ પ્રવૃત્તિઓમાં વધારો થઇ રહ્યો હતો. હાલમાં ભારત સરકાર અને રાજ્ય ક્ષેત્રે વન વ્યવસ્થાની સંરચના જે પ્રકારે થઇ રહી છે તે આગળ વિગતવાર જણાવેલું છે.

**ભારત સરકાર સ્તરે વન વ્યવસ્થા**

પ્રધાન વન નિયામક (Director General of Forests) જે ભારત સરકારના ખાસ સચિવનો હોદ્દો ધરાવે છે તે કેન્દ્રીય સ્તરે વન વિજ્ઞાન વ્યવસ્થા સંભાળે છે. તેમને બે અધિક પ્રધાન નિયામકો (Additional Director Generals) અને અનેક મુખ્ય વનસંરક્ષકો સહાય કરે છે. જેમાં નાયબ પ્રધાન વનનિરીક્ષક (Deputy Inspector General of Forests) અને સહાયક પ્રધાન વનનિરીક્ષક (Assitant Inspector General of Forests) નો સમાવેશ થાય છે. ભારત સરકાર સ્તરે વહીવટી હોદ્દાઓ પણ ઘણા બધા છે, જેમકે પ્રધાન નિયામક (Director General) - ભારતીય વનવિજ્ઞાન સંશોધન અને શિક્ષણ પરિષદ (Indian Council of Forestry Research and Education), નિયામક- ભારતીય વન્ય જીવન સંસ્થા (Director Wild Life Institute of India), ભારતીય સર્વેક્ષણ નિયામક (Director, Survey of India), પ્રાંતીય મુખ્ય વનસંરક્ષકો (Regional Chief Conservators) વગેરે. વન વિજ્ઞાન પ્રશિક્ષણ સંસ્થા (Forestry Training Institute) ભારત સરકાર દ્વારા ચલાવવામાં આવે છે. જેના ઉપર પ્રબંધન ભારતીય વન સેવા (IFS) ના અધિકારીઓ દેખરેખ રાખે છે. ભારતીય વનસેવાના અધિકારીઓ માટે વિદ્યમાન હજુ એક અગત્યનો હોદ્દો ભારતીય વન સંચાલન સંસ્થા નિયામક (Director of Indian Institute of Forest Management) તરીકેનો છે. ઘણી મોટી સંખ્યામાં ભારતીય વન સેવાના અધિકારીઓ આ વ્યવસ્થામાં કામ કરે છે. ભારતીય વન સેવાના અધિકારીઓની કુલ માન્ય સંખ્યા ૧-૧-૧૯૯૮ ના રોજ ૨૭૩૬ ની હતી.

**રાજ્યસ્તરે વ્યવસ્થા**

લગભગ દરેક રાજ્યમાં વન વિભાગ પ્રધાન વ્યવસ્થાપક વન સંરક્ષક (Principal Chief Conservator of

Forests) દ્વારા ચલાવવામાં આવે છે, જે રાજ્ય સરકારોના પરામર્શક તરીકે કામ કરે છે. કેટલાક રાજ્યોમાં એક કરતાં વધારે હોદ્દાઓ પ્રધાન વ્યવસ્થાપક વનસંરક્ષકના છે. વધુમાં બીજી ગોઠવણ અંતર્ગત રાજ્યોમાં એક કરતાં વધારે પ્રધાન વ્યવસ્થાપક વનસંરક્ષક છે. મુખ્ય વન સંરક્ષક પ્રધાન વ્યવસ્થાપક વનસંરક્ષક હેઠળ કામ કરે છે અને જુદા જુદા વહીવટનું ધ્યાન રાખે છે અને સામાન્ય રીતે રાજ્ય સ્તરે પ્રધાન વ્યવસ્થાપક વનસંરક્ષકને રાજ્ય સ્તરે સહાય કરે છે. કેટલાક રાજ્યોમાં મુખ્ય વનસંરક્ષકને પ્રાંતીય સ્તરે ફેરવવામાં આવ્યા છે. પરંતુ વસ્તુસ્થિતિ જોતાં મોટાભાગનાં રાજ્યોએ વનસંરક્ષકને પ્રાંતિય સ્તરે રાખ્યા છે. વનવિભાગો જે પ્રાંતીય વડાઓ અંતર્ગત કામ કરે છે તે નાયબ વનસંરક્ષકના તાબામાં આવે છે. આ હોદ્દો ઘણાં રાજ્યોમાં સામાન્ય રીતે વિભાગીય વન અધિકારી (Divisional Forest Officer) તરીકે ઓળખાય છે. ઘણીવાર એક જિલ્લાના પ્રદેશનો વિભાગીય વન અધિકારી એક હોય છે, પરંતુ પ્રસંગોપાત તે એક કરતાં વધારે જિલ્લાને આવરી લે છે. જો એક જ જિલ્લાના જંગલનો વિસ્તાર વધારે હોય તો એક કરતાં વધારે વિભાગીય વન અધિકારી રાખવામાં આવે છે.

ઉપરના વધારામાં મુખ્ય વનસંરક્ષક, વનસંરક્ષક અને વિભાગીય વન અધિકારીઓ વગેરે માટે કાર્યકારી હોદ્દાઓ પણ હોય છે, જેમાં તેમને જુદા જુદા કાર્યોનો અમલ કરવો પડતો હોય છે જેમ કે સંશોધન, વન્યજીવન, સામાજિક વનીકરણ વગેરે. આ પર્યવેક્ષણ હોદ્દાઓને સહાયક વનસંરક્ષક (Assistant Conservator of Forests), નાયબ વિભાગીય વનસંરક્ષકો (Sub-divisional Forest Officer) મદદ કરતા હોય છે જેઓ અવારનવાર સંલગ્ન પ્રાવૈધિક મદદનીશ (Technical Assistants) તરીકે કામ કરે છે. પરંતુ થોડાક જ રાજ્યોએ સ્વતંત્ર ઉપ-વિભાગો આ અધિકારીઓ દ્વારા સંચાલિત થાય તેવા બનાવ્યાં છે. નીચેના સ્થાનોએ વહીવટી કર્મચારીગણ હોય છે, તેમાં ક્ષેત્રિય વન અધિકારીઓ, નાયબ વનરખેવાળો, વનરક્ષકો, અને આ અધિક્રમમાં સૌથી નીચે ફેરા-રક્ષકો હોય છે. જેઓ સરેરાશ ૧૦ ચોરસ કિલોમીટરના વિસ્તારની દેખરેખ રાખે છે. કેટલાક રાજ્યોએ પોતાની સ્થાનીય સંશોધનાત્મક વન જરૂરિયાતોની દેખરેખ માટે પોતાની વનસંશોધન સંસ્થાઓ શરૂ કરી છે. આ સંસ્થાઓની પણ વન અધિકારીઓ દેખરેખ રાખે છે.

રાજ્ય સ્તરે સામાન્ય વ્યવસ્થા નીચે પ્રમાણે હોય છે :

પ્રધાન વ્યવસ્થાપક વન સંરક્ષક (PCCF)
અધિક પ્રધાન વ્યવસ્થાપક વનસંરક્ષકો (Additional PCCF)
મુખ્ય વન સંરક્ષકો (CCF)
વન સંરક્ષકો (CF)
નાયબ વન સંરક્ષકો (DFO)
સહાયક વન સંરક્ષકો (Sub-DFO)
ક્ષેત્રિય વન અધિકારીઓ (RFO)
નાયબ ક્ષેત્રિય વનઅધિકારીઓ (Deputy RFO)
વન સંરક્ષકો (Foresters)
ફેરા રક્ષકો (Beat Guards)

૩૧-૩-૧૯૯૮ ના રોજ દેશમાં ૩૭ PCCFs, ૨૪ અધિક PCCFs, ૧૨૯ CCFs, ૩૭૭ CFs, ૧૭૬૧ DFOs, ૨૫૨૨ ACFs, ૯૯૯૫ નાયબ RFOs, ૨૮૭૭૨ Foresters અને ૮૦૨૬૦ Beat Guards કામ કરતા હતાં.

અંગ્રેજીમાંથી અનુવાદ
**સુભાષ ઈશાઈ**

# સમસ્યાનું મૂળ : દબાણો હટાવવા અંગેનો વનમંત્રાલયનો પરિપત્ર

(વન અને) પર્યાવરણ મંત્રાલય
ભારત સરકાર,
ટેલિ. / ફેક્સ : ૪૩૬૦૩૭૯
તા : ૦૩-૦૫-૨૦૦૨

તમામ રાજ્યો / કેન્દ્રશાસિત પ્રદેશોના મુખ્ય સચિવો,
તમામ રાજ્યો / કેન્દ્રશાસિત પ્રદેશોના સચિવ (વન)
તમામ રાજ્યો / કેન્દ્રશાસિત પ્રદેશોના પ્રમુખ વનસંરક્ષક

વિષય : કેટલાંક રાજ્યો / કેન્દ્રશાસિત પ્રદેશોમાં જંગલની જમીનો પરના ગેરકાયદેસર દબાણો હટાવવા, સમયબદ્ધ કાર્યયોજના.

આપનું ધ્યાન જંગલજમીનોના દબાણ તરફ દોરવાનું મને સૂચન મળેલું છે. જે દેશમાં ગંભીર પ્રમાણ ધારણ કરી રહ્યું છે. આ દબાણો કેન્દ્રીય સરકારનું ધ્યાન ખેંચતા આવ્યા છે, અને દબાણકારો પર વિભિન્ન કાયદા અને નિયમોને આધીન તત્કાળ કાર્યવાહી કરવા માટે સમયાંતરે રાજ્ય સરકારોને વિનંતિઓ કરવામાં આવી છે. આવા દબાણો સામાન્યતઃ તાકાતવાન 'લૉબીઝ' દ્વારા કરવામાં આવે છે, વનસંવર્ધનને ખૂબ હાનિ પહોંચાડે છે. ખાસ કરીને જ્યારે તે અંતરિયાળ વિસ્તારોમાં મધપૂડાના આકારે ચલાવવામા આવે છે આવા દબાણો વિવિધ રાષ્ટ્રીય ઉદ્યાનો અને અભયારણ્યોમાંના વન્યજીવોના ક્ષેત્રો માટે પણ ગંભીર ખતરો ઊભો કરી રહ્યાં છે. ગમે તેમ પણ મોખરાની હરોળના કર્મચારીઓ દ્વારા આ દબાણો હટાવવા અંગે પગલાં લેવાઇ રહ્યાં નથી, જે બીજાંઓને પણ આવા જ કાર્યો માટે હૈયાધારણ બંધાવે છે. જુદા જુદા રાજ્યોમાંથી મળતી માહિતી પ્રમાણે આશરે ૧૨.૫૦ લાખ હેક્ટર જંગલની જમીન આવા દબાણો હેઠળ છે. બીજાં કેટલાંય નોંધ્યા વિનાના કિસ્સા હોઇ શકે છે જેથી એકંદર સંખ્યામાં ઘણો વધારો થાય.

નામદાર સર્વોચ્ચ ન્યાયાલય પણ આ ગતિવિધિ અંગે ઘણી ચિંતિત છે, અને તેમના આદેશ ક્રમાંક IA No. 703 in WP No. 202 / 95. તા. ૨૩-૧૧-૨૦૦૧માં તેમણે દેશમાં દબાણોના નિયમિતીકરણ અંગે કેંદ્રીય સરકાર પર નિયંત્રણ મૂક્યું છે. હવે જંગલજમીનો પરથી દબાણકારોને હટાવી દેવા, એક સમયમર્યાદિત કાર્યક્રમ બનાવવાની જરૂર છે. જેમાં નીચેના પગલાં લેવા સૂચના છે.-

૧. મંત્રાલયે બહાર પાડેલા માર્ગદર્શનો નં. ૧૩.૧/૯૦-એફ. પી. તા. ૧૮-૯-૯૦ અનુસાર જે પણ દબાણો નિયમિત કરવાને પાત્ર ન થતાં હોય, તેમને ધરાર હટાવી દેવા જોઇએ – એક નિશ્ચિત સમયમર્યાદામાં, અને કોઇપણ સંજોગોમાં ૩૦ સપ્ટેમ્બર ૨૦૦૨ ના પહેલાં.

૨. પ્રધાન વ્યવસ્થાપક વન સંરક્ષક ની કચેરીમાં CCT કક્ષાના અધિકારીના વડપણ હેઠળ એક સમિતિ (Cell) ની

રચના કરવી જોઇએ. જે જંગલ જમીનના દબાણો હટાવવાનું આયોજન અને દેખરેખ સતત ચાલુ રાખે.

૩. વન અધિકારીઓને દબાણકારોનો નિવેડો કરવા અંગે લાગતાવળગતા કાયદાઓને અધીન સત્તા આપવી જોઇએ, અને આવી સમયબદ્ધ કડક ટૂંકી સુનાવણીઓ દ્વારા દબાણ હટાવવાની પ્રક્રિયા પૂરી થાય તે માટે પગલાં લેવા જોઇએ.

૪. રાજ્ય સ્તરે, એક દેખરેખ સમિતિની રચના મુખ્ય સચિવના વડપણ હેઠળ રચવી જોઇએ. આ કમિટી જંગલમાં થતા દબાણો અંગે દેખરેખ રાખવા ઉપરાંત, જંગલજમીનો પર થતા આવા દબાણો રોકવા કે હટાવી દેવા માટે ક્ષેત્રસ્તરના અને મહેસુલી અધિકારીઓની પણ જવાબદારી નિશ્ચિત કરી આપશે.

૫. જંગલ વર્તુળ સ્તરે, વનસંવર્ધકના વડપણહેઠળ અને જિલ્લા કલેક્ટર અને પોલિસ સુપ્રિન્ટેન્ડેન્ટ ને સભ્ય રાખી એક સમિતિ રચવી જોઇએ. જે દર ત્રણ મહિને મળે અને વિભાગીય વન અધિકારી કે પ્રદેશ વિભાગ અધિકારી / વન્યજીવ રક્ષક / રાષ્ટ્રીય ઉદ્યાન અને અભયારણ્ય અધિકારીને દબાણકારોને હટાવવા મદદ કરવા માટે પ્રભાવશાળી પગલાં લે.

૬. પાયાગત માહિતી તરીકે આપના રાજ્યમાંના દબાણોની યાદી, દબાણ હટાવવાની ગતિવિધિઓની હાલની સ્થિતિની સાથે કૃપયા બનાવવામાં આવે; અને એની એક નકલ શક્યતઃ ૩૦ જૂન ૨૦૦૨ સુધી આ મંત્રાલયને મોકલવામાં આવે.

પ્રધાન વ્યવસ્થાપક વન સંરક્ષકે લીધેલાં પગલાંનો પ્રગતિ અહેવાલ, દબાણ હટાવી લીધેલો વિસ્તાર અને ફરી મેળવી લીધેલો / ઝાડો રોપી દીધેલો વિસ્તાર અંગે વિગતો આપવા બાધ્ય કરવામાં આવે. એ કૃપયા ધ્યાનમાં લેવામાં આવે કે તાત્કાલિક માર્ગદર્શનોના અનુસાર વનસંરક્ષણ ધારા ૧૯૮૦ને અધીન મંજૂરી અર્થેની વિનંતિઓનો વિચાર, તત્સંબંધિત કાર્યયોજનાની મંજૂરી અને કેન્દ્ર દ્વારા પ્રાયોજિત યોજનાઓ ખુલ્લી મૂકવી એ બધાંને દબાણકારોને હટાવવા અંગેની પ્રગતિ સાથે જોડવા માટે આ મંત્રાલયને ફરજ પડશે.

આપનો વિશ્વાસુ
(ડૉ. વી.કે. બહુગુણા)
ઇન્સ્પેક્ટર જનરલ ઓફ ફોરેસ્ટ્સ

જાણ અને જરૂરી કાર્યવાહી અર્થે નકલ રવાના :

તમામ મુખ્ય વનસંરક્ષકો / વનસંરક્ષકો (કેન્દ્રીય) પર્યાવરણ અને વનમંત્રાલય, ભારત સરકાર

તેમને વિનંતિ છે કે રાજ્યના સંબંધિત ઉચ્ચ અધિકારી સાથે મુલાકાતની એક તારીખ નક્કી કરે જેથી તે તેમને આ માર્ગદર્શનો અમલમાં લાવવાની અત્યંત જરૂરિયાત સમજાવે. અને રાજ્યદ્વારા લેવાતા પગલાંની નિયમિત દેખરેખ રાખે. કાર્યયોજનાઓને મંજૂરી આપતી વખતે તે, જે તે વિશિષ્ટ વિભાગમાં દબાણો અને તે હટાવવાની કામગીરી અંગે વિગતવાર સ્થિતિ અહેવાલનો પણ આગ્રહ રાખી શકે.

સહી

# આદિવાસીઓએ આપણને પૂછવું જોઇએ: તમે ક્યાંથી આવ્યા?

ઇન્દુકુમાર જાની

પ્રખર ગાંધીવાદી વિચારક અને સામાજિક કાર્યકર, 'નયા માર્ગ'ના તંત્રી-સંચાલક ઇન્દુભાઇ જાનીએ તાજેતરના આદિવાસીના જંગલ જમીનના પ્રશ્નને લગતા સંઘર્ષમાં ઝંપલાવ્યું છે.

માત્ર ગુજરાતના જ નહીં, સમગ્ર દેશના આદિવાસીઓનું અસ્તિત્વ ખતરામાં મૂકાઇ રહ્યું છે. જો કે એના પાયામાં આ સમાજ પ્રત્યે સૈકાઓથી આચરવામાં આવતાં અન્યાયોની કરુણ કથની રહેલી છે. લગભગ આઠમી સદીમાં આદિવાસીઓને મેદાનોમાંથી જંગલો અને ડુંગરાઓ ભણી ધકેલવાનું ચાલું થઇ ગયેલું. ગુજરાતનો ઇતિહાસ એ વાતનો સાક્ષી છે કે આ આદિવાસીઓ એક કાળે પ્રમાણમાં મેદાની ગણાય એવા પ્રદેશોમાં વસતા હતા. દસમીથી સોળમી સદી દરમ્યાન રાજપૂતાનાથી આવેલા રજપૂતો સાથે એમને યુદ્ધો થયા અને ધીરે ધીરે એમને જંગલોમાં હાંકી કાઢવામાં આવ્યા. અઢારમી સદી પછી વન વિસ્તારોમાં બિનઆદિવાસી સ્થાપિત હિતોએ પગપેસારો શરૂ કર્યો. પછી જમીન પરના આદિવાસીઓના સ્વાભાવિક હક્કોનો અને સામૂહિક સ્વામીત્વનો બ્રિટિશ સરકારે ઇન્કાર કર્યો. ૧૮૬૪માં પ્રથમવાર જંગલ અધિનિયમ દાખલ કરીને આદિવાસીઓને ગેરકાયદે જમીન ખેડનારા તરીકે જાહેર કરવામાં આવ્યા.

આમ બ્રિટીશ શાસકોનો, ગોરા હાકેમોનો ક્રૂર પંજો સૌ પ્રથમ આદિવાસીઓની ગરદન પર પડ્યો. આ સંસ્થાનવાદનો મુકાબલો કરવા માટે સને ૧૮૬૦ થી ૧૯૨૦ દરમ્યાન આદિવાસીઓ દ્વારા ઠેર ઠેર બળવાઓ થયા, જેમાં ભૂમિ તથા જંગલોને સ્પર્શતી સમસ્યાઓ કેન્દ્રસ્થાને હતી. અહીં એની વિગતોમાં નહિ જઇએ, પરંતુ આજે પણ, આટઆટલા વર્ષો પછીયે આઝાદ ભારતમાં પરિસ્થિતિ ખાસ ભિન્ન નથી.

જો કે એવું નથી કે આઝાદ ભારતમાં આદિવાસીઓની સમસ્યા અંગે કશી ચિંતા સેવવામાં આવી નથી. ૧૯૬૦માં ભારત સરકારે આદિવાસી સમાજના પ્રશ્નોનો અભ્યાસ કરીને, આવશ્યક ભલામણો કરવા માટે ઉછરંગરાય ઢેબર કમિશનની નિયુક્તિ કરી હતી. આ કમિશનની ભલામણોમાં આ સમાજ પ્રત્યેની ઊંડી અને સાચુકલી સંવેદના પ્રગટ થતી જોવા મળે છે : ''આદિવાસીને વિશ્વાસ રહેવો જોઇએ કે કોઇ એના જીવન સાથે ચેડાં કરશે નહીં. પરિવર્તનને શી રીતે અનુરૂપ થવું તે પોતાની જાતે જ નક્કી કરી શકશે. એને ખાતરી આપવી જોઇએ કે એના જમીનના અને જંગલના હક્કો સચવાશે. કોઇપણ પ્રકારની શોષણખોરી સામે સરકાર અને સમાજ એને રક્ષણ આપશે...''

આદિવાસીઓના 'જમીન અને જંગલોના હક્કો' સાચવવાની બાંહેધરી ઢેબર કમિશને આપી હતી પરંતુ વ્યવહારમાં દિવસે દિવસે આદિવાસીઓ પાસેથી જંગલ અને જમીનો છીનવાતા ગયાં. એટલે ન્યાયતંત્રે આ માટે સાચી દિશાની ટકોર કરી. દેશની સર્વોચ્ચ અદાલતે તા. ૪-૧૨-૧૯૮૪ના ચુકાદા (એઆઇઆર ૧૯૮૫ એસસી, પૃષ્ઠ ૩૮૯) થી સ્પષ્ટ જણાવ્યું કે : ''આદિવાસી અલ્પસંખ્યક પ્રજાના રક્ષણ અને સંવર્ધન માટે કોઇપણ યોજના ઘડીએ તેમાં એ અનિવાર્ય બને છે કે, આદિવાસીઓ માટે લેવાતા લાભકારક પગલાં, આવશ્યક રીતે સમાજના વિકાસ પામેલા વર્ગોના કોઇને કોઇ હિત પર વિપરીત અસર કરે. આદિવાસીઓની જમીનોની તબદીલી અટકાવવી હોય તો બિનઆદિવાસી જમીનમાલિકોના જમીનક્ષેત્રો વિસ્તારવાની તકો નિશ્ચિતપણે કુંઠિત થાય છે. શાહુકારો દ્વારા આદિવાસીઓનું શોષણ થતું અટકાવવું હોય તો સ્થાનિક વેપારીઓ અને ધંધાદારીઓની પ્રવૃત્તિ પર નિયંત્રણ કરવું અનિવાર્ય બને છે. અધિકારીઓ - કર્મચારીઓના ભ્રષ્ટ વ્યવહારો રોકવા પ્રયાસ કરવો હોય તો અભણ અને અજ્ઞાન આદિવાસી પાસેથી નાણાં પડાવવાની તેમની પ્રવૃત્તિ બંધ

કરાવવી અનિવાર્ય હોય છે. આમ, આદિવાસીઓની પુનર્વસવાટ માટેની કોઇપણ નીતિ સ્થાપિત હિતોનો વિરોધ નોતરે તે સ્વાભાવિક છે...''

''સમાજના આ નબળા સ્તરને સામાજિક, આર્થિક ન્યાય અપાવવાની રાજ્યની નીતિ સાથે સુસંગત આ એક ઉપચારાત્મક પગલું છે...''

''આદિવાસીઓ અને બિનઆદિવાસીઓ વચ્ચેના અસમાન, અન્યાયી અને ગેરવાજબી સોદાઓને કારણે આદિવાસીઓ, બિનઆદિવાસીઓની તરફેણમાં જમીનો ગુમાવતા ગયા અને સરવાળે ભૂમિવિહોણા ખેતમજૂરો બનતા ગયા. આથી ભૂતકાળના આવા અન્યાયી વ્યવહારોની પરિસ્થિતિને લક્ષમાં લઇ પ્રસ્તુત કાયદો જે તે વખતની તબદીલીને અત્યારે રદબાતલ ગણી, લાગતીવળગતી જમીન મૂળ આદિવાસી ખેડૂતને પુનઃ સોંપવાની જોગવાઇ કરે છે.''

ગુજરાત સરકારે તા. ૮-૧૦-૧૯૮૪ના ઠરાવથી શ્રી હરુભાઇ મહેતાના અધ્યક્ષપદે આદિવાસીઓની સામાજિક આર્થિક સમસ્યાઓનો અભ્યાસ કરીને જરૂરી પગલાં સૂચવવા માટે એક સમિતિની રચના કરી હતી. આ સમિતિએ સર્વોચ્ચ અદાલતના ઉપરોક્ત ચુકાદા અન્વયે આદિવાસીઓની જમીનો અંગે ખાસ ધારો ઘડવાની તેમજ તા. ૧-૪-૧૯૫૭ના રોજ અથવા ત્યાર બાદ જે કિસ્સાઓમાં આદિવાસીઓની જમીનો બિનઆદિવાસીને તબદીલ થઇ હોય તો આવા વ્યવહારો રદબાતલ ગણીને જમીનો મૂળ આદિવાસી જમીનમાલિકને પુનઃસ્થાપિત કરવાની ભલામણ કરી હતી. આ સમિતિએ વ્યાપકપણે 'લેન્ડ રિફોર્મ્સ' જરૂરી હોવાનું, ઉદ્યોગોમાં આદિવાસીઓને ભાગીદારી આપવાનું, આદિજાતિ વિસ્તારોમાં બિનઆદિવાસીઓની પ્રવૃત્તિઓ પર નિયંત્રણ મૂકવાનું, વનવિસ્તાર અને આદિવાસીઓ માટે ખાસ 'પેકેજ' જાહેર કરવાનું, લાકડું - ગૌણ વનપેદાશ પર ઘરવપરાશ માટે અધિકાર અને વનપેદાશોના વાજબી ભાવો નક્કી કરવાનું, આદિવાસીઓને અપાતું લઘુતમ વેતન- એમના સ્થળાંતર અને રોજગારીના પ્રશ્નો અંગે જરૂરી કાર્યવાહી કરવાનું જણાવેલું. આદિવાસીઓનો શૈક્ષણિક વિકાસ, ખાસ 'માસ્ટર પ્લાન' તેમજ આદિજાતિ વિકાસ સત્તામંડળની રચના કરવા માટેય વિસ્તૃત ભલામણો કરી હતી. ત્યાર બાદ આ ભલામણો અંગે કશી નક્કર કાર્યવાહી ન થવાથી એક વધુ સમિતિનો હેવાલ સરકારી કચેરીની છાજલી પર મૂકાઇ ગયો.

આ વાત થઇ ગુજરાતના આદિવાસીઓની.

કેન્દ્રસ્તરે પણ આદિવાસીઓના પ્રશ્ને અનુસૂચિત જાતિ-જનજાતિના કમિશનર ડૉ. બ્રહ્મદેવ શર્માએ મહત્ત્વની ભલામણો કરી હતી. વર્ષ ૧૯૮૭-૮૮-૮૯ના ૨૯મા રિપોર્ટ સાથે ડૉ. શર્માએ તા. ૨૮-૫-૧૯૯૦ના રોજ ભારતના રાષ્ટ્રપતિને વિસ્તૃત પત્ર પાઠવ્યો. ડૉ. શર્મા ૧૯૯૧માં અનુસૂચિત જાતિઓ તથા અનુસૂચિત જનજાતિઓના કમિશનરના હોદ્દા પરથી છ વર્ષની સેવાઓ બાદ નિવૃત્ત થયા હતા. એ અગાઉ તેઓને સિનિયર આઇએએસ અધિકારી તથા નૃવંશશાસ્ત્રી (એન્થ્રોપોલોજીસ્ટ) તરીકે આદિજાતિ સમાજનો બહોળો અનુભવ હતો. તેઓ જ્યારે બસ્તર (મધ્ય પ્રદેશ) જિલ્લાના કલેક્ટર હતા ત્યારે આદિવાસીઓના ઉત્થાન માટે એમણે અનેક નવી યોજનાઓ ઘડીને અમલમાં મૂકી હતી. ત્યારબાદ ટ્રાઇબલ સબ-પ્લાનનો ખ્યાલ પણ વિકસાવ્યો. મેઘાલયમાં શિલોંગ ખાતે આવેલી નેહુ (નોર્થ - ઇસ્ટર્ન હિલ યુનિવર્સિટી) ના કુલપતિ તરીકે તેઓ બે વર્ષ માટે રહ્યા હતા.

ડૉ. શર્મા દલિત અને આદિજાતિ જનસમૂહોના હમદર્દ હોય એવી લાગણી એમના છ વર્ષના કાર્યકાળ દરમ્યાનની એમની કામગીરી જોવાથી જન્મે છે. સંવિધાનનો અનુચ્છેદ ૩૩૮ જણાવે છે કે, 'સંવિધાન હેઠળ અનુસૂચિત જાતિ તથા જનજાતિ માટે સલામતીની જે જોગવાઇઓ છે તેની સાથે સંબંધિત બધી બાબતો અંગે તપાસ કરવી' એ કમિશનરની ફરજ છે. આ ફરજ ડૉ. શર્માએ સુપેરે બજાવી હતી. એમણે રાષ્ટ્રપતિને લખેલા પત્રની બધી વિગતો તો ટાંકી શકાય એમ નથી, માત્ર જમીનને સ્પર્શતા કેટલાક મુદ્દાઓ ભણી એક નજર કરી લઇએ :

> સૌથી પાયાનું પરિવર્તન જંગલોની બાબતમાં આવ્યું. આ નવી વ્યવસ્થામાં જંગલ અને જંગલમાં રહીને ગુજરાન કરનાર વચ્ચેના સંબંધનો અસ્વીકાર થયો અને જંગલો રાજ્યની માલિકીના બન્યા. રાજ્યે જંગલ પર એકહથ્થુ સત્તા પ્રાપ્ત કરી. પછી તેની વ્યવસ્થા માટે એક તંત્રનું નિર્માણ કરવામાં આવ્યું, જે દિવસે-દિવસે શક્તિશાળી બનતું ગયું. જંગલ જ જેનો ધર્મ છે, સંસ્કૃતિ છે, સર્વસ્વ છે એવા આદિવાસીઓનું આ નવી વ્યવસ્થામાં ક્યાંય સ્થાન જ નથી. આ માળખું માત્ર વહીવટી અને લેવા-વેંચવાના સંબંધોને જ ઓળખે છે. અહીં અંતરંગ સંબંધોનું વ્યાપારીકરણ કરવાના પ્રયત્નો ચાલે છે. આ તો કઇ રીતે શક્ય બને? આ પાયાની સમજણના અભાવને કારણે આદિવાસી વિસ્તારોમાં સત્તાવાળાઓ અને આદિવાસીઓ વચ્ચે સંઘર્ષ ચાલી રહ્યો છે અને સરવાળે આદિવાસી પ્રજાને મોટો અન્યાય થઇ રહ્યો છે. (પેરા. ૩૨)
>
> સ્વાતંત્ર્યપ્રાપ્તિ બાદ જંગલોના આરક્ષણની પ્રક્રિયા ઘણુંખરું ચીલાચાલુ કામકાજની જેમ હાથ ધરાઇ- કેટલાક કિસ્સામાં માત્ર ખાતર ઔપચારિકતા પૂરી કરાઇ ને જંગલમાં કેટલાક લોકો પણ વસે છે એ હકીકતની નોંધ ન લેવાઇ. આમ ખુદ કાયદાના હાર્દનું ઉલ્લંઘન થયું. (પેરા. ૩૬)
>
> જંગલના વ્યવસ્થાતંત્રની ચર્ચા કરતાં ત્યાંના જનજીવનને સ્પર્શતી બાબતો ઉપરાંત પર્યાવરણ અને રાષ્ટ્રીય વિકાસને લગતી બાબતોને પણ ભૂલી શકીએ નહીં. પણ ત્યાંના જનસમુદાયના અસ્તિત્વ સુદ્ધાંના અસ્વીકારની સાથોસાથ એને જંગલોની વ્યવસ્થામાં સહભાગી ન બનાવવાનું સીધું પરિણામ એ આવ્યું છે કે જંગલો વિનાશના આરે આવીને ઊભાં છે. જેનું કોઇ રણીધણી ન હોય એવી જાહેર માલમિલકતના જેવાં એ છે...એણે (આદિવાસીઓ) ક્યાંય ભવ્ય મહાલયો બાંધ્યા નથી. એ જ્યારે જંગલ સાફ કરીને એ જમીનમાં ખેતી કરે છે, ત્યારે પરિસ્થિતિના દબાણ હેઠળ એમ કરે છે. એને જો વિકલ્પ પૂરો પાડવામાં આવે તો એ ખુશીથી સ્વીકારશે. (પેરા. ૩૮)
>
> આજે જમીનખેડુનો તેની જમીન પર કોઇ હક્ક નથી. પોતાના ઘરમાં જ આદિવાસી એક અજનબી છે. ઘણા વિસ્તારોમાં મજૂરો અને આદિવાસીઓ પોતાનો સંગ્રામ એકલે હાથે લડે છે.... તેમના રક્ષણની સંપૂર્ણ જવાબદારી રાજ્યની છે. ઉપરાંત તેમના થકી જ રાજ્ય અસ્તિત્વમાં છે એ વાતથી બેખબર એવા સંઘર્ષરત આદિવાસી અને ખેડૂત પર રાજ્ય બળ વાપરે છે. આમ ચોમેર ભારે વિસંગત પરિસ્થિતિ ઊભી થયેલી દેખાય છે...ઘણી નગણ્ય પરંતુ

સાચી રાહત તેમને માત્ર અંતિમવાદીઓનાં કામથી જ મળે છે. અને એ રાહતની પળ પછી તે લોકો રાજ્ય અને અંતિમવાદીઓની લડાઇમાં નવાણિયા કૂટાઇ જાય છે...(પેરા. ૮૮)

દેશભરના આદિજાતિ જન સમાજના જંગલ પરના અધિકારો માટે પૂરી નિસબત અને સહાનુભૂતિથી ડૉ.શર્માએ રાષ્ટ્રપતિ સમક્ષ રજૂઆત કરી. એક બાજુ પર્યાવરણ સુરક્ષાને નામે અને બીજી બાજુ અભયારણ્યો તથા રાષ્ટ્રીય ઉદ્યાનોને નામે આદિવાસીઓને મૂળસોતાં ઉખેડી નાખવાની સાજિશ ચાલે છે. દેશના સંગઠિત અને સ્થાપિત હિતો દ્વારા આ બધું થઇ રહ્યું છે. આદિવાસીઓ માટે જંગલ એટલે એમના જીવનનું અભિન્ન અંગ છે. પશ્ચિમના દેશોમાં માનવવિહીન જંગલો હોઇ શકે, કારણ કે, ત્યાં વસ્તીની ગીચતા ઓછી છે; જમીનો વિપુલ પ્રમાણમાં છે. માનવવિહીન વનો ભારતમાં શક્ય જ નથી.

જમીનની માલિકી અંગે આદિવાસીઓ સંદર્ભે ઉડીને આંખે વળગે એવો એક બીજો વિરોધાભાસ જોવા મળે છે. સ્વરાજ પછી બંધારણના ઘડતર વેળાએ, મિલ્કત ધરાવવાના અધિકાર અંગેની કલમ બાબતે બંધારણ સભામાં ભારે ઉગ્ર ચર્ચા થઇ હતી. ઉદ્દામવાદી પ્રા. કે. ટી. શાહ તથા સમાજવાદી અગ્રણી એચ.વી.કામઠે 'મિલકત એ ચોરી છે' એવા ફ્રેન્ચ ચિંતકના વિધાનને ટાંકીને મિલકતના અધિકારને માન્ય કરવા સામે અસંમતિ વ્યક્ત કરી હતી. તેમ છતાં ચર્ચાને અંતે મિલકત ધરાવવાની બાબત મૂળભૂત અધિકાર ગણવામાં આવી. તેથી ગ્રામીણ વિસ્તારોમાં 'ખેડે તેની જમીન' હેઠળ લાખો જમીન ખેડુઓને જમીનની માલિકીનો હક્ક પ્રાપ્ત થયો. કેટલાંક રાજ્યોમાં ભૂમિસુધાર કાયદા (લેન્ડ રિફોર્મ્સ એક્ટ)નો સારી રીતે અમલ થયો. બીજી બાજુ ભૂદાન યાત્રા દ્વારા વિનોબાજીએ એક અહિંસક અભિયાન ચલાવીને અસંખ્ય ભૂમિહીનોને ખેતી માટે જમીનો અપાવી.

પરંતુ આદિવાસીઓ માટે 'ખેડે તેની જમીન' કે જે વનવિસ્તારમાં આવી છે અને જ્યાં જંગલ બચ્યાં જ નથી ત્યાં તેઓ ખેતી કરતા હોય તો એવી જમીનો એમને નામે કરી આપવાનો ઇન્કાર કરવામાં આવ્યો, એટલું જ નહિ, આવી જમીનો ખેડતા આદિવાસીઓ પર દંડાત્મક કાર્યવાહી કરવામાં આવી, અને ક્યારેક અમુક જગ્યાએ તો તેઓ જંગલ ખાતાના અત્યાચારોનો ભોગ પણ બનતા રહ્યા. સૌરાષ્ટ્રમાં જ્યારે ગિરાસદારી નાબૂદીધારા હેઠળ ભૂમિહીનોને જમીનો મળતી થઇ ત્યારે સામંતશાહી તત્ત્વોના સમર્થનથી પેદા થયેલા ભૂપત બહારવટિયાના અત્યાચારોનો ભોગ એ જમીન ખેડુઓ થયા હતા. પરંતુ આ તો થોડા સમય માટે જ ચાલ્યું. બીજી બાજુ જંગલની જમીનો ખેડતા આદિવાસીઓ સતત જંગલ ખાતાના અત્યાચારોનો ભોગ બનતા રહે છે. નિર્દોષ આદિવાસીઓ પર જંગલ ખાતા દ્વારા હિંસક ત્રાસ ગુજારાયો હોય એવા અહેવાલોના અનેક પાનાંઓ આપણને લોહીથી ખરડાયેલાં જોવા મળશે. અહીં એની વિગતોમાં જવાનો અવકાશ નથી, પરંતુ એ કોઇ એકલદોકલ બહારવટિયાએ વર્તાવેલ ત્રાસના નહીં, પરંતુ રાજ્ય સમર્થિત ત્રાસવાદના નમૂનાઓ છે ! દેશભરમાં ક્યાંક ક્યાંક નકસલવાદને નામે અંતિમવાદી પરિબળો માથું ઊંચકી રહ્યાં છે એના પાયામાં આદિવાસીઓ પર ગુજારાતું અસહ્ય દમન છે. ગુજરાતમાં થોડા વર્ષ અગાઉ કેટલાક અખબારોએ 'ડાંગમાં નકસલવાદીઓનો' હોબાળો મચાવ્યો હતો. ત્યારે પણ ડાંગીઓ પર જંગલ ખાતાએ ગુજારેલ બેફામ અત્યાચાર અને 'જંગલની જમીન ગેરકાયદેસર ખેડાય છે' એવી બુમરાણ એના પાયામાં હતી.

૧૯૮૦ અને '૯૦ ના દાયકામાં ગુજરાતની પૂર્વપટ્ટીમાં આદિવાસીઓએ ભૂમિસંઘર્ષ ચલાવ્યો એની ગાથા ટૂંકમાં જોઇ લઇએ. દિશા, જમીન હક્ક રક્ષક સમિતિ, એકલવ્ય સંગઠન, આર્ચ-વાહિની, ગુજરાત પૂર્વપટ્ટી વિસ્તાર વિકાસ લડત સમિતિ દ્વારા સમયાંતરે ઠેર ઠેર રેલીઓ, ધરણાં, પદયાત્રા, 'રાસ્તા રોકો' જેવાં આંદોલનો ચાલ્યાં. એમાં મૂળ મુદ્દો એવો હતો કે મહારાષ્ટ્ર અને મધ્યપ્રદેશમાં આદિવાસીઓ અને વનવિસ્તારમાં વસતાં અન્ય પછાત વર્ગો દ્વારા જે જમીનો તા. ૨૫-૧૦-૧૯૮૦ અગાઉ ખેડાતી હતી તે ખેડનારને નામે કરવામાં આવી છે, એવું જ ગુજરાતમાં પણ થવું જોઇએ. વળી, જંગલ ખાતા દ્વારા ગુજારાતા અત્યાચારો અને જે આડેધડ પ્લાન્ટેશનો થાય છે એનો સખત વિરોધ કરવામાં આવેલો. તા. ૫-૨-૧૯૯૨ના રોજ અમદાવાદ ખાતે ડૉ. આંબેડકરની પ્રતિમા પાસેથી ગુજરાતભરના દસ હજાર આદિવાસીઓની રેલી નીકળી.

એ સમયે જનતા દળની સરકાર હતી તેથી લાલ દરવાજા ખાતે જનતા દળના કાર્યાલય સમક્ષ આદિવાસીઓ ધરણાં પર બેઠા. ત્યાં જ વનમંત્રીએ ખુદ આવીને આવેદનપત્ર સ્વીકાર્યું. પછી સાંજે મુખ્યમંત્રીની ઉપસ્થિતિમાં મુખ્ય સચિવ, વનમંત્રી તથા અન્ય અધિકારીઓની હાજરીમાં ગાંધીનગર ખાતે રેલીના આગેવાનો સાથે ચર્ચા થઇ. તેમાં મહત્ત્વની માંગણીઓ સ્વીકારવામાં આવી. ૧૯૮૦ પહેલાં જેઓએ વન વિસ્તારમાં ખેતી કરી હોય તેમની જમીન નિયમિત કરી આપવાનો સૈદ્ધાંતિક સ્વીકાર થયો, એક રાજ્યકક્ષાની સમિતિ નિયુક્ત કરવામાં આવી. ત્યારબાદ રાજ્ય સરકાર દ્વારા એક યા બીજા

| **તી આજીબી...** | **તે હજુ પણ** |
|---|---|
| *તી આજીબી જોંગલામ જાહે* | *તે હજુ પણ જંગલમાં જાય છે* |
| *આદમ્યા હોચ* | *મરદોની માફક* |
| *ખાંદ્દ્રપે કુવાડોં* | *ખાંધપર કુહાડી મૂકી* |
| *ઈલાજૂજ નાહાઁ.* | *ના છૂટકે* |
| *કાહા?* | *કેમ?* |
| *ડેડીકેઅતાઁ, હાના કેઅતોં, આખરિપ જીવાઁ કેઅતાઁ.* | *પેટમાટે, બાળક માટે, છેવટે જીવવા માટે.* |
| *તી આજીબી જોંગલામ જાહે.* | *તે હજુ પણ જંગલમાં જાય છે.* |
| *જાઁહાઁ તી કુવાડાઁકી લાકડે ફોડેહે* | *કુહાડીથી જ્યારે તે લાકડા ફાડે છે* |
| *તાઁહાઁ તિયુજ ગોરબાયીપે તી* | *પોતાની ગરીબી પર તે* |
| *કુવાડાકી તી રોગ કાડેહે* | *કુહાડીથી બળાપો કાઢે છે* |
| *કાહા?* | *કેમ?* |
| *ડેડીકેઅતાઁ, હાના કેઅતાઁ, આખરિપ જીવાઁ કેઅતાઁ.* | *પેટ માટે, બાળક માટે, છેવટે જીવવા માટે.* |
| *તી આજીબી જોંગલામ જાહે.* | *તે હજુ પણ જંગલમાં જાય છે.* |
| *વોલતી વાટીપ* | *પાછા વળતાં રસ્તા પર* |
| *બોજે પાઁ મુનકાપ* | *ભાર હજુ માથા પર* |
| *હાકાલી તિયુલ કાલજી હાચવાહે* | *કાલની તેને કાળજી છે* |
| *કાહા?* | *કેમ?* |
| *ડેડીકેઅતાઁ, હાના કેઅતાઁ, આખરિપ જીવાઁ કેઅતાઁ.* | *પેટ માટે, બાળક માટે, છેવટે જીવવા માટે.* |
| *તી આજીબી જોંગલામ જાહે.* | *તે હજુ પણ જંગલમાં જાય છે.* |
| *'ખાકી' તિયુ માગુપ* | *'ખાખી' તેની પાછળ* |
| *કાય વેઅયોં તિયુલ હોમજાયોં નાઁહા* | *શું થયું તેને સમજાયું નહી* |
| *પેન, સુસકારા એક હોનોક ગિયી* | *વેદના માત્ર પસાર થઇ* |
| *કાહા?* | *કેમ?* |
| *ડેડીકેઅતાઁ, હાના કેઅતાઁ, આખરિપ જીવાઁ કે અતાઁ.* | *પેટ માટે, બાળક માટે, છેવટે જીવવા માટે.* |
| *તી આજીબી જોંગલામ જાહે.* | *તે હજુ પણ જંગલમાં જાય છે.* |
| **વિશ્રામ વળવી** | **અનુવાદ : ધીરૂભાઈ પટેલ** |

(કેંદ્રીય સાહિત્ય અકાદમી દ્વારા પ્રકાશિત (૨૦૦૧) 'દેહવાલી સાહિત્ય' માંથી)

કારણે પ્રશ્ન ઉકેલવામાં વિલંબ થતો રહ્યો. તેથી તા. ૧૪-૮-૧૯૯૪ના રોજ દસ હજાર જંગલ જમીન ખેડનારાઓ પદયાત્રા કરીને અમદાવાદથી ગાંધીનગર પહોંચ્યા. કેન્દ્ર સરકારના વન અને પર્યાવરણ મંત્રાલયે આદિવાસીઓને જંગલની જમીન આપવા માટેની મંજૂરી આપી. ત્યારબાદ જમીનની સનદોનું વિતરણ કરવામાં આવ્યું. ફરી એમાં શિથિલતા આવવાથી અવારનવાર ધરણાં-રેલી યોજાતા રહ્યાં. ધીમે ધીમે ૧૯૬૭ અગાઉ જમીન ખેડનારાઓને ૧૦,૯૦૦ હેક્ટર જમીન અને ૧૯૬૭થી ૮૦ દરમ્યાન જેઓ જંગલ જમીન ખેડતા હોય એમને ૩૯,૭૫૦ હેક્ટર જમીનના માન્યતાપત્રો પ્રદાન કરવાનું કામ લગભગ સંપન્ન થયું. આવા પરિવારોની સંખ્યા ૬૬ હજાર જેટલી થવા જાય છે.

જો કે અહીં એવું અનુભવાય છે કે જંગલ-જમીન અંગેની આદિવાસીઓની લડતનો એ એક પડાવ હતો. આજે પણ આદિવાસીઓ શાંતિથી જીવી શકે, પ્રાકૃતિક વાતાવરણમાં પરિવાર સાથે રહી શકે, એમને સ્થળાંતર કરીને રોજીની તલાશમાં ઠેર ઠેર ભટકવું ન પડે એવી પરિસ્થિતિનું નિર્માણ કરવામાં સરકારી તંત્રને પેટમાં ચૂંક આવે છે... આજે તો માત્ર ગુજરાત જ નહિ, સમગ્ર દેશના આદિજાતિ વિસ્તારમાં આક્રોશની લાગણી પ્રવર્તી રહી છે; બલ્કે, ભારેલા અગ્નિ જેવી પરિસ્થિતિ છે એવું કહીએ તો એમાં જરાય અતિશયોક્તિ નહીં ગણાય. વધુ એકવાર આજંપા માટે કારણભૂત છે આદિવાસી વિસ્તારની જંગલ -જમીનો.

સમગ્ર દેશમાં જંગલની જમીનો પર અતિક્રમણ (દબાણ) થયું હોવાનું કારણ આગળ ધરીને, કેટલીક સંસ્થાઓના હાકેમો પોતે પર્યાવરણપ્રેમી હોય એવો દેખાડો કરીને અદાલતોમાં ધસી જાય છે. કોર્ટોમાં ગરીબ અને અસંગઠિત આદિવાસીઓ વતી રજૂઆત કરનારું કોઇ હોતું નથી. વળી, કોર્ટને પણ આદિવાસી શું કહેવા માંગે છે એ સાંભળવાની મોટાભાગે દરકાર નથી હોતી. એટલે વન અને પર્યાવરણ ખાતું, પેલા કહેવાતા પર્યાવરણવાદીઓની સાથે ભળી જઇને, પોતાની તરફેણમાં કોર્ટના હુકમો મેળવી લેતા હોય છે. એને પરિણામે આદિવાસીઓ પર દમનનો કોરડો વીંઝાય છે. ખરેખર તો સરકારી નીતિઓ અને અદાલતોનો અભિગમ માનવ કેન્દ્રી હોવો જોઇએ. એને બદલે માનવી હાંસિયામાં ધકેલાઇ જાય છે. ત્યારબાદ કહેવાતા બુદ્ધિજીવીઓ પર્યાવરણ સુરક્ષાને નામે પ્રોજેક્ટ લાવીને મબલખ કમાણી કરે છે.

આદિવાસીઓ અને જંગલની જમીનોના સંદર્ભે આવું જ થવા પામ્યું છે. સુપ્રીમ કોર્ટમાં ૧૯૯૫ની સાલથી ચાલતો એક કેસ 'વન-કેસ' તરીકે જાણીતો છે. એ કેસમાં કોર્ટે રાજ્યોના મુખ્ય સચિવોને એવી સૂચના આપી કે જંગલની જમીનમાં જે ગેરકાયદે ખેડાણો થાય છે તેની માહિતી આપો. વળી, તેને દૂર કરવા માટે રાજ્ય શું પગલાં લેનાર છે તેની વિગતો અદાલતમાં રજૂ કરો. કેન્દ્રના વન અને પર્યાવરણ મંત્રાલયે ત્રીજી મે, ૨૦૦૨ના રોજ પરિપત્ર કાઢીને જણાવ્યું કે ૩૦મી સપ્ટેમ્બર અગાઉ તમામ રાજ્યોએ દબાણો દૂર કરી દેવા. દેશભરમાં આ પરિપત્ર સામે ભારે ઊહાપોહ થયો. તેથી વન વિભાગે ૩૦ ઓક્ટોબરના રોજ બીજો પરિપત્ર કાઢ્યો. એમાં જણાવ્યું કે ૧૯૮૦ પહેલાંના અધિકૃત ખેડાણોને સપ્ટેમ્બર ૧૯૯૦ના પરિપત્ર મુજબ નિયમિત કરવા અને એ સિવાયના તમામ અનધિકૃત ખેડાણ કરનારાઓને 'સહભાગી વનવ્યવસ્થા' માં જોડીને સ્થળ પર જ પુનર્વસવાટ કરાવવો. જુદા જુદા જિલ્લાઓમાં સરકારી તંત્ર મોટા પાયે જંગલ-જમીનો ખાલી કરાવવામાં લાગી ગયું. ફરી આદિવાસીઓ પર દમનનો કોરડો વીંઝાવા લાગ્યો. અનેક પરિવારો પર જમીનો ખાલી કરાવવાની નોટિસો બજાવાઇ.

આના વિરોધમાં ગુજરાતની સમગ્ર પૂર્વપટ્ટીમાં જુદા જુદા સંગઠનોના નેજા નીચે જિલ્લા અને તાલુકાસ્તરે આદિવાસીઓના સભા-સરઘસ યોજાતા રહ્યાં છે. દરેક સ્થળે મામલતદાર, કલેક્ટર કે જંગલ ખાતાના અધિકારીઓને આવેદનપત્રો પણ આપવામાં આવ્યાં છે. જંગલ-જમીનના મુદ્દે આદિવાસીઓએ જબરદસ્ત એકતાના દર્શન કરાવ્યા છે. એ તમામ કાર્યક્રમોની વિગતો નોંધીએ તો પાનાંઓ ભરાય. છોટાઉદેપુર, માંગરોળ, રાજપીપળા, ધરમપુર, ગોધરા, સોનગઢ, માંડવી, દેડિયાપાડા-એમ ઠેર ઠેર આદિવાસીઓએ સંગઠિત થઇ, કાર્યક્રમો યોજીને સરકારી પડકાર ઝીલ્યો છે. વરસતા વરસાદમાં અમદાવાદ તેમજ ગાંધીનગર ખાતે વિશાળ રેલી અને સભાઓ યોજીને આદિવાસી સંગઠનોએ જોરદાર

વિરોધ નોંધાવ્યો છે. સુપ્રીમ કોર્ટના કેસની મુદત અગાઉ દિલ્હી જઇ, પણ ચર્ચાવિચારણા કરી ને કઇ વ્યૂહરચના અપનાવવી એની ગોઠવણ તેઓ કરતા રહ્યા છે, તેમ છતાં સુપ્રીમ કોર્ટના વચગાળાના હુકમના ઓઠા હેઠળ જંગલ ખાતાના અધિકારીઓ દ્વારા જમીનો ખાલી કરાવાઇ રહી છે. લોકોને જમીન પરથી હટાવીને એમના ઘરો તોડવામાં આવી રહ્યાં છે. દંડ કરાઇ રહ્યો છે. વનીકરણને નામે બાવળના બી રોપાઇ રહ્યાં છે. અમુક જગ્યાઓએ ખેડૂતોના ખેતરમાં ફરજિયાત પ્લાન્ટેશન કરવામાં આવે છે, ખેતરો ફરતે ખાઇ (ટ્રેન્ચ) ખોદવામાં આવે છે. અનેક કિસ્સાઓ એવા જોવા મળ્યા છે કે જેમાં આદિવાસીઓ સાથે અમાનવીય વ્યવહાર કરવામાં આવે છે.

આપણા પડોશી રાજ્ય મહારાષ્ટ્રની સરકારે પ્રમાણમાં ઉદાર અને માનવીય અભિગમ અપનાવ્યો છે. સુરત ખાતે યોજાયેલી એક કાર્યશાળામાં મહારાષ્ટ્રના આદિવાસી વિસ્તારના સક્રિય અગ્રણી પ્રદીપ પ્રભુએ જણાવ્યું હતું કે, આદિવાસીઓની આ લડાઇ જમીનના ટુકડા માટેની નથી, જંગલ પરના આદિવાસીઓના અધિકાર માટેની છે. એમનું જીવન જંગલ આધારિત હોવાથી એમણે આજ સુધી જંગલ બચાવ્યું છે. છતાંય એમને પર્યાવરણને નામે હટાવવાની સાજિશ થઇ રહી છે. અમે આ માટે સુપ્રીમ કોર્ટ સુધી લડચા છીએ. એને પરિણામે છોંતેરસો આદિવાસી કુટુંબોપૈકી બોંતેરસોનો જમીન પરનો હક્ક માન્ય રખાવ્યો છે. હવે કેન્દ્ર સરકારે કેન્દ્રીય સત્તાધારી સમિતિ હેઠળ જંગલ ખાતાને અમર્યાદ સત્તા આપી દીધી છે. એની સામે અમે ૯મી સપ્ટેમ્બર ૨૦૦૨ ના રોજ આંદોલન છેડયું. નાસિક અને થાણાની જેલમાં ૧૪ હજાર આદિવાસીઓ છ અઠવાડિયા સુધી પુરાઇ રહ્યાં. એમણી માંગણી હતી કે, ''અમને જમીન આપો કે મોત આપો!'' ત્યારબાદ મહારાષ્ટ્ર સરકારને નીતિ ઉદાર બનાવવાની અને આદિવાસીઓને નહીં હટાવાય એવું જાહેર કરવાની ફરજ પડી.

મહારાષ્ટ્ર સરકારે જિલ્લા, તાલુકા અને ગામકક્ષાની સ્થાનિક સમિતિઓની રચના કરી છે. આ સમિતિ જંગલની જમીનો ક્યારથી ખેડાય છે, કોણ ખેડે છે, કેટલી ખેડે છે વગેરેના પુરાવા મેળવે છે. આગેવાનો જ્યાં જરૂર જણાય ત્યાં પુરાવાને સમર્થન આપે છે. એ આધારે જંગલની જમીન પર દબાણ થયું નથી એવું જાહેર કરાય તો આદિવાસીને એ જમીન ફાળવી આપવાની કાર્યવાહી હાથ ધરવામાં આવે છે. ગુજરાતમાં પણ 'મહારાષ્ટ્ર પેટર્ન' પર રાજ્ય સરકારે ઉદાર અભિગમ અપનાવવો જોઇએ.

સપ્ટેમ્બર, ૨૦૦૩માં સંસદીય પ્રતિનિધિમંડળ જંગલ-જમીનના પ્રશ્ન અંગે ગુજરાતની મુલાકાતે આવેલ. તેમાં આ પ્રશ્ને છેલ્લા બે દાયકાથી સક્રિય કર્મશીલ અને સંસદસભ્ય શ્રી મધુસૂદન મિસ્ત્રી પણ હતા. આ સમિતિની સમક્ષ ગુજરાતના કર્મશીલોએ, આદિવાસી અગ્રણીઓએ જુદા જુદા મુદ્દાઓની ભારપૂર્વક રજૂઆત કરી છે. વળી, સમગ્ર દેશના આદિવાસીઓનો આ સવાલ હોવાથી રાષ્ટ્રીયસ્તરે પણ 'એડવોકસી' અને 'લોબીંગ' દ્વારા આદિવાસીઓની જંગલની જમીનો ખાલી કરાવવામાં ન આવે, તેઓ સ્વમાનભેર જીવી શકે એવા પ્રયત્નો થઇ રહ્યા છે. આદિવાસીઓ ખરેખર તો આ ભારતદેશના 'મૂળનિવાસી' છે. આજે તેઓ જાણે અન્ય સ્થળેથી આવ્યા હોય એ રીતે જમીનો ખાલી કરાવવાની પેરવી થઇ રહી છે. ખરેખર તો આદિવાસીઓએ આપણને પૂછવું જોઇએ કે, 'તમે ક્યાંથી આવ્યા છો? આ જમીન તો અમારી જ છે.' એટલે આપણે સહુએ એક વાત સમજવી જોઇએ કે આદિવાસીઓ પોતાના પેટની આગ બુઝાવવા માટે જંગલ-જમીનો ખેડી રહ્યા છે. જમીનનો સટ્ટો કરવા કે વેચી નાંખવા માટે નહીં... એમને આ જમીનો પર સ્નાનાગાર સાથેના મહાલયો નથી બાંધવા, એમનું કુટુંબ રહી શકે એવું નાનું ઝૂંપડું બાંધવું છે...વિશેષ કશુંય નહીં!

વિનોબાજીએ જમીન સંદર્ભે સરસ વાત કરી હતી : સમાજની શોષણમૂલક વ્યવસ્થામાં જે ભારોભાર હિંસા છે તે કદાપિ બરદાસ્ત ન થઇ શકે. સમાજમાં આર્થિક સમતા વિના ધર્મ ટકી નહીં શકે. જમીનની તેમજ બીજી બધી સંપત્તિની ખાનગી માલિકી અસત્ય છે... હું મરી જઇશ તો મારા હાંડકાયે બોલશે કે, 'ધન ઔર ધરતી બટ કર રહેગી.' કોઇનો જો એવો ખ્યાલ હોય કે ધન અને ધરતીના અમે કાયમ માલિક રહી શકીશું. તો તે મૂર્ખ છે અને જમાનાને ઓળખતો નથી. તે માર પણ ખાશે અને હાર પણ ખાશે.

# 'ચિપકો' પર્યાવરણીય ચળવળનો સામાજિક ઈતિહાસ

રામચંદ્ર ગુહા

ભારતના વન તથા પર્યાવરણીય ઇતિહાસ તેમજ વિવિધ દલિત/ખેડૂત પ્રતિકાર ચળવળોના પ્રખર અભ્યાસી અને જાણીતા મુક્ત સંશોધક ડૉ. રામચંદ્ર ગુહાના, હિમાલય વિસ્તારના પર્યાવરણીય બદલાવ અને ખેડૂત આંદોલન અંગેના પ્રસિદ્ધ પુસ્તક 'અનક્વાયટ વુડ્સ્'(ઓક્સફર્ડ યુનિ. પ્રેસ, નવી દિલ્હી)ના પ્રકરણ ૭ ના એક અંશનો અનુવાદ અહીં આપેલો છે, જે 'ચિપકો' આંદોલનના પ્રારંભિક તબક્કાની તપાસ આદરે છે.

'ચિપકો' આંદોલને હિમાલય પર્વતમાળાની પર્યાવરણીય કટોકટી તરફ વિશ્વ સમસ્તનું ધ્યાન ખેંચ્યું છે. ચિપકો આંદોલન મારા આ અભ્યાસ આલેખનો પ્રવેશક છે. આ પ્રકરણમાં મેં સામાજિક ચળવળ સ્વરૂપે ચિપકો આંદોલનના બધા પાસાં તપાસ્યાં છે. ચિપકો આંદોલનના સામાજિક અભ્યાસમાં ત્રણ પ્રકારના પ્રશ્નોનો અભ્યાસ ઘણો મહત્ત્વનો છે.

પહેલી વાત તો એ કે આ ચળવળને તેના ઐતિહાસિક પરિપ્રેક્ષ્યમાં સમજવી જોઇએ. એક તરફ વનવાસીઓના વનપ્રવેશ અને વનપેદાશોના ઉપયોગના મુદ્દે ચાલેલા અગાઉના આંદોલનો સંદર્ભે આપણે ચિપકો આંદોલનના સામાજિક આયામને તપાસવાનો છે. તો બીજી તરફ વૈજ્ઞાનિક વનસંવર્ધન અને વિવિધ વહીવટી નીતિઓનું ઓઠું લઇને કરાતી રાજ્યની દખલગીરી અને ચિપકો આંદોલનનો આંતર્સંબંધ પણ તપાસવો પડશે. આ અભ્યાસના મુખ્ય મુદ્દાને અનુષંગે ચિપકો આંદોલનમાં સમાજની ભાગીદારી અને સમૂહ ચેતના પર પડેલો એનો પ્રભાવ, એમ બન્ને સંદર્ભના અભ્યાસને આધારે રાજ્ય અને પહાડી ખેડૂતોના સંબંધને તપાસવાનો ઉપક્રમ છે.

'ચિપકો'એ અપનાવેલી આંદોલનરીતિઓ તથા ઉત્તરાખંડના ગામડાઓમાં ઊભરી આવેલી 'નાણાં આધારિત ઉચ્ચાવચતા ક્રમ' ની અર્થવ્યવસ્થા અને સમાજનો અસમતોલ અને એકાંગી વિકાસ સ્વરૂપે થયેલા સામાજિક ફેરફાર પર પણ ધ્યાન આપવું પડશે.

આમ તાજેતરના દાયકામાં ગામડાના વિવિધ વર્ગોમાં પડેલા નાના નાના ભાગલાના પ્રતિભાવ સ્વરૂપે ઊભરી આવેલા આંદોલન સંદર્ભે પણ 'ચિપકો' ને જોઇ શકાય. પુનઃ ઉલ્લેખ કરું તો સ્ત્રીઓએ હંમેશા આપણી અર્થવ્યવસ્થામાં મહત્ત્વનો ભાગ ભજવ્યો છે અને સ્ત્રીઓના આ સામાજિક સાતત્યથી જ આઝાદી પૂર્વના સમયની સ્ત્રીઓ કરતાં અત્યારના સમયની સામાજિક ચળવળોમાં સામેલ સ્ત્રીઓ કેટલી જુદી પડે છે એ તરત સમજાઇ જાય. સાથે સાથે 'ચિપકો' અને તેને સંલગ્ન અન્ય ચળવળોમાં સ્ત્રીઓની સહભાગિતા પર વર્તમાન આર્થિક ફેરફારોની ઘણી અસર દેખાય છે. અને તેથી જ પરંપરાગત પ્રાકૃતિક પર્યાવરણ પર તે વિશેષ આધારિત બની છે.

અને અંતે, 'ચિપકો' સામાજિક પ્રતિકારના ઇતિહાસને આગળ વધારતી, સંગઠિત અને સાતત્યથી આગળ વધતી સામાજિક ચળવળ બની રહે છે, પરંતુ સાથે સાથે સમૂહની સામેલગીરી અને સમૂહ ચેતનાને ઢંઢોળતું સામાજિક આંદોલન પણ બને છે. 'ચિપકો' ચળવળના આ બૃહદ્ ફલકના બે વિશિષ્ટ પાસાં છે. પહેલી વાત તે 'ચિપકો' આંદોલનનું સાતત્ય અને તેના સંગઠિત સ્વરૂપે વિકસેલા બૃહદ્ ફલકને કારણે મોટા પ્રશ્નો ઊભા થયા છે. નેતૃત્વની શૈલી, આંદોલનમાં સામેલ વિવિધ પેટા સંસ્કૃતિઓ વચ્ચે થયેલા ભિન્ન વિચારસરણીના સંઘર્ષો, અને સ્ત્રી-પુરૂષ સંબંધનો નવો સંદર્ભ. ઉત્તરાખંડમાં અગાઉ થયેલી અસંગઠિત સામાજિક ચળવળોમાં આ સંદર્ભ ન હતો. સમૂહ ચેતનાને વિસ્તારતું 'ચિપકો' આંદોલન તેના આંતરિક તડાં છતાં

દિવસે દિવસે વધતા જતા પહાડી પ્રદેશના સામાજિક અને પર્યાવરણીય વિઘટન સામે બાથ ભીડે છે, એ બીજી મહત્ત્વની વાત છે. આંદોલનના આ પ્રયાસમાં મૂળ હેતુને વિસ્તારી અન્ય સામાજિક પ્રશ્નો પણ છેડ્યા અને સાથે સાથે સામાન્યજનો અને રાજ્ય સરકાર સમક્ષ સામાજિક વિકાસ અને કુદરતી સંપત્તિના ઉપયોગ સંદર્ભે વૈકલ્પિક રીતિઓ અને વ્યૂહરચના મૂકી.

## ચિપકો : એનું મૂળ અને વિકાસ

પૃષ્ઠભૂ

સ્વતંત્ર ભારતના રાજ્યકર્તાઓ દ્વારા પણ વનસંવર્ધન વિધાના ઓઠા હેઠળ સ્થાનિક લોકોની જરૂરિયાતથી તદ્દન વિપરીત નીતિ રીતિઓએ અસંતોષ ઊભો કર્યો છે એમાં ભાગ્યે જ નવાઇ લાગે. વન વિભાગના સંચાલન બાબતે ઉત્તરાખંડના સ્થાનિક લોકોની ફરિયાદો ઉકેલવા ૧૯૫૮માં એક સમિતિની રચના કરવામાં આવી. આઝાદી પછી પણ પર્વતીય વિસ્તારોમાં વન વિકાસની સામે માત્ર અસંતોષ જ નહીં પરંતુ આખી આ વિકાસયાત્રાને સંપૂર્ણ શંકા અને અવિશ્વાસથી જોવામાં આવે છે. પર્વત વિસ્તારની આ કરૂણ પરિસ્થિતિ સમિતિને સમજાઇ. સ્થાનિક ધોરણે વનસંપત્તિનો વિકાસ સ્વીકારવાની સાથે જ લોકોની દષ્ટિએ વંશપરંપરાગત કુદરતી સંપત્તિ હક્કોને ડૂબાડનારા પ્રતિબંધોને સમિતિએ અનિવાર્ય ગણીને ચાલુ રાખવા ભલામણ કરી. સમિતિની આ સંદિગ્ધ ભલામણોને આધારે, 'વનોનું જતન, સંવર્ધન અને વિસ્તાર' તથા 'સ્થાનિક લોકોની સાચી જરૂરિયાત' ને સંતોષવાની પ્રાથમિકતાને પ્રમાણવામાં આવી. સમિતિએ સરકારને એવી ભલામણ કરી કે 'વનો પર સ્થાનિક ગ્રામજનોનો હક રહેશે' અને 'વનોના જતનની સાથે સાથે સ્થાનિક લોકોને આર્થિક વિકાસ માટે પૂરતી તક અપાશે' એ મતલબની જાહેરાત રાજ્ય કરે. ચોક્કસ કાર્યક્રમના અભાવે, સ્થાનિક ધારાસભ્યોએ ચેતવણી આપી કે અગાઉ બ્રિટીશ રાજ અને તેહરી દરબાર સામે થયેલી ચળવળોની પરંપરામાં જ લોકવિદ્રોહ થવાની પૂરેપૂરી સંભાવના છે. હકીકતમાં યમુના ખીણપ્રદેશના ભારતીય સામ્યવાદી પક્ષ (CPI) ના કાર્યકરોએ રાજ્ય સરકારની કેટલીક કચેરીઓની ઉદ્દંડતા સામે સત્યાગ્રહો કર્યા પણ ખરા. બહારના કોંટ્રાક્ટરોને લાકડાના મોટા ગંજ વેચવાની નીતિ રીતિ સામે સખત વિરોધ ચાલુ રહ્યો. વન વિભાગના નિયમ અનુસાર બાધ્ય હોવા છતાં સ્થાનિક લોકોએ દાવાનળ બુઝાવવામાં વનવિભાગના અધિકારીઓને મદદ કરવાની ના પાડી.

વનવિકાસ સંચાલન સામેના વિરોધની પડછે વનોના વ્યાપારીકરણ અને પર્વત વિસ્તારના અપૂર્ણ વિકાસના મુદ્દા પણ હતા. સર્વોદય કાર્યકરોના વડપણ હેઠળ હજારો ગ્રામજનો, સવિશેષ સ્ત્રીઓએ દારૂની ભઠ્ઠીઓ અને દારૂના વેચાણ સામે પ્રચંડ વિરોધ કર્યો. ગઢવાલના વિવિધ જિલ્લાઓમાં સરઘસો કાઢ્યાં અને દારૂના પીઠાં આગળ પિકેટીંગ કરવામાં આવ્યું. તહેરીમાં પ્રતિબંધક કાયદાનો ભંગ કરવા બદલ સર્વોદય નેતા સુંદરલાલ બહુગુણા અને કેટલીક સ્ત્રીઓની ધરપકડ થઇ. ગાંધી જન્મશતાબ્દી નિમિત્તે મર્યાદિત નશાબંધી અમલમાં મૂકાઇ. નશાબંધીના આ કાયદાને દારૂ ઉત્પાદકોએ હાઇકોર્ટમાં પડકાર્યો ને દારૂનું વેચાણ ફરી શરૂ થયું. પરિણામે આખા રાજ્યમાં ધરણાંનો માહોલ સર્જાયો અને સુંદરલાલ બહુગુણા આમરણ અનશન પર ઉતર્યા. તેહરીમાં દારૂના પીઠા પર પિકેટીંગ કરતા ત્રીસ સ્વયંસેવકોની ધરપકડ થઇ.

દરમિયાન અલગ પર્વત રાજ્યની માગણીએ જોર પકડ્યું. પર્વત વિસ્તારમાં યુનિવર્સિટીઓ સ્થાપવા માટે વિદ્યાર્થીઓ હડતાલ પર ગયા. કેટલાંક શહેરોમાં 'બંધ' નું સફળતાપૂર્વક આયોજન થયું. ૧૯૨૧માં થયેલ 'વન ચળવળ' માં વપરાયેલ રૂપક ફરી તાજું કરીને સરકારને 'વાણીયા' નું બિરૂદ આપ્યું જે ત્રાગાં, જોરતલબી કરીએ તો જ માગણી સ્વીકારે. અગાઉના આંદોલનો સાથે અનુબંધ જાળવવાના ઉદ્દેશથી તેમ 'ઉત્તરાયણી મેળા' ના પવિત્ર દિવસે બાગેશ્વરમાં 'ઉત્તરાખંડ રાજ્ય સંમેલન' દ્વારા એક વિશાળ સંમેલન યોજાયું. સંમેલનમાં ભાગ લેનાર વક્તાઓએ એકસૂરે પર્વતીય સંપત્તિની લૂંટ, વધતી જતી બેરોજગારી અને ગઢવાલ તથા કુમાઉં વચ્ચેના સાંસ્કૃતિક સામ્યની ભારપૂર્વક વાતો કરી. સરકારે પણ ગઢવાલ અને કુમાઉં વિસ્તારોમાં યુનિવર્સિટીઓ અને સ્વાયત્ત વિકાસ નિગમો સ્થાપી પ્રતિભાવ આપ્યો.

## ૧૯૭૦ નું પૂર

૧૯૭૦માં ભારે વરસાદના તાંડવને કારણે મોટું પૂર આવ્યું. અલકનંદા ખીણપ્રદેશમાં વરસાદે ૧૦૦ કિ.મી. જમીન જળબંબાકાર કરી મૂકી, લોખંડના છ પૂલ તૂટીને ધોવાઇ ગયા, ૩૬૬ ઘર તૂટી પડયાં અને ૫૦૦ એકરમાં પથરાયેલી ડાંગર નાશ પામી. ભારે સંખ્યામાં માનવ અને પશુઓ મૃત્યુ પામ્યાં. અલકનંદાના પૂરથી ૧૮૯૪માં ઉદ્‌ભવેલું ગૌના સરોવર પૂરના વિનાશથી ધસી આવેલા કાટમાળથી ભરાઇ ગયું. અલકનંદાની ઉપનદીઓ ઉપરાંત કાલી અને ભાગીરથી નદીઓનો કિનારો પણ ધોવાઇ ગયો. ગંગા નદી જ્યાંથી મેદાની પ્રદેશમાં પ્રવેશે છે એ ઋષીકેશમાં પણ અનેક ઘર નાશ પામ્યાં. ગંગા નદીની કેનાલમાં અવરોધ ઊભો થવાથી પૂર્વીય ઉત્તર પ્રદેશની ૯૫ લાખ એકર જમીન સિંચાઇ વગર રહી.

૧૯૭૦નું પૂર તે પ્રદેશના પર્યાવરણીય ઇતિહાસમાં મહત્ત્વનો વળાંક સાબિત થયું. વિનાશનો આઘાત સહન કરતાં ગ્રામજનોને અત્યાર સુધી ન સમજાયેલો વિનાશક્રમ – પહેલાં વનનિકંદન, તે પરિણામે જમીન ધસી જવી અને અંતે પૂર આવવું એમ કડીબદ્ધ ક્રમ હવે પૂરેપૂરો સમજાયો. જમીન ધસી પડવાનો સૌથી વધારે ભોગ બનેલા ગામડાં, વૃક્ષો કાપવામાં આવ્યા હતા તે વનપ્રદેશની બરાબર નીચાણવાળા વિસ્તારમાં હતાં. સરકારી રાહે પગલાં લેવાય, તે પૂર્વે લોકસૂઝથી જ આ પરિસ્થિતિનો જેવો આવડે તેવો અભ્યાસ કરી તારણો કાઢવામાં આવતાં. હવે એમને સતત વધતું વનભૂમિનું ધોવાણ અને પૂર, તો બીજી તરફ મોટી સંખ્યામાં થતું વૃક્ષોનું નિકંદન એ બન્નેનો કાર્ય-કારણ સંબંધ સમજાયો.

ગ્રામજનોને આ મુદ્દો ચમોલી જિલ્લાના સહકારી સંગઠન દશૌલી ગ્રામ સ્વરાજ સંઘે (DGSS)ઉપાડી લીધો. ૧૯૬૦ના મધ્યભાગમાં કેટલાક સ્થાનિક યુવકોએ સ્થાપેલ આ સંઘનો મુખ્ય હેતુ સ્થાનિક કક્ષાએ રોજગારી ઊભી કરવાનો હતો. ઘણા અવરોધો છતાં તેમણે ગુંદર અને ટર્પેન્ટાઇન એકમો સ્થાપ્યાં હતા, કૃષિ સાધનોનું ઉત્પાદન કર્યું હતું, અને આયુર્વેદિક દેશી દવાનો સંગ્રહ અને વેચાણની વ્યવસ્થા ગોઠવી હતી.

DGSS એ ચમોલીના ગોપેશ્વર જિલ્લામાં ૨૨ ઓક્ટોબર ૧૯૭૧ના દિવસે વિશાળ સરઘસ કાઢ્યું. દેખાવકારોએ દારૂના વેચાણ પર પ્રતિબંધ, અસ્પૃશ્યતા નિવારણ અને વનવપરાશ પર સ્થાનિક લોકોને પ્રાથમિક્તા આપવા ને, સ્થાનિક એકમોને કાચો માલ ફાળવવામાં પણ પ્રાથમિક્તા આપવાની માંગણી કરી.

ગાંધીજીના અંગ્રેજ શિષ્યા સરલા દેવીની (જેમણે અલમોડા જિલ્લામાં ૧૯૪૦માં આશ્રમની સ્થાપના કરી હતી) અને જાણીતા સ્થાનિક કર્મશીલ ચંડીપ્રસાદ ભટ્ટની આગેવાની હેઠળ ચમોલી જિલ્લામાં પૂર્વે ક્યારેય જોવા ન મળ્યું હોય તેવું મોટું સરઘસ નિકળ્યું. પછીના વર્ષે ઉત્તરાખંડ અને ગોપેશ્વરમાં જાહેર બેઠકો યોજાઇ. બેઠકમાં કોન્ટ્રેક્ટ પ્રથાને બદલે વન શ્રમિક સહકારી મંડળીઓ (FLC) સાથે કરાર કરવા અને લઘુ ઉદ્યોગ સ્થાપવાની માગણી રજૂ કરાઇ.

### માંડલ

૧૯૭૩ની શરૂઆતમાં DGSS એ કૃષિ સાધનો બનાવવા 'એશ' વૃક્ષો ફાળવવા વિનંતી કરી હતી. વન વિભાગે તેમની આ માંગણી ઠુકરાવી દીધી. એશ વૃક્ષને બદલે DGSS ને કૃષિ સાધનો માટે તદ્દન બિનઉપયોગી 'ચીડ' ના વૃક્ષો ઉપયોગમાં લેવા કહ્યું. જો કે ગોપેશ્વરથી થોડા જ માઇલ દૂર માંડલના વનોમાં સાયમન્ડ્સ્ કંપનીને 'એશ' વૃક્ષો ફાળવવામાં આવ્યાં. આ હડહડતા અન્યાય સામે DGSS એ માંડલ અને ગોપેશ્વરમાં શક્ય કાર્યસૂચિ અંગે ચર્ચા બેઠકો યોજી. ચર્ચામાં બે વિકલ્પો સૂઝયા. (૧) લાકડાંની લઇ જતી ટ્રકોની સામે સૂઇ જવું (૨) ભારત છોડો ચળવળની જેમ ગુંદર (resin) અને લાકડાના ડેપો સળગાવી સર્વોદયી કાર્યકર્તાઓને આ બન્ને વિકલ્પો સંતોષજનક ન જણાતાં, ચંડીપ્રસાદ ભટ્ટને વિચાર આવ્યો ને વૃક્ષને વળગીને વિરોધ પ્રગટ કરીએ તો કેવું? અને આમ 'ચિપકો' આંદોલનનો જન્મ થયો. એમના મુખી આલમસિંહ બિશ્તની આગેવાની હેઠળ માંડલના ગ્રામજનોએ નિશ્ચય કર્યો કે કુહાડીથી પેટ ચિરાઇ જાય તો પણ વૃક્ષને ચિપકી જ રહેવું. યુવાનોએ વળી એમના સંકલ્પને દઢાવવા પ્રતિજ્ઞાપત્રમાં લોહીથી હસ્તાક્ષર કર્યા.

ચિપકો આંદોલન શરૂ થતાં પહેલાં માંડલમાં સાયમન્ડ્સ્ કંપની સ્થપાઇ ગઇ હતી. ગ્રામજનોના આયોજન વિશે જાણતાં જ જિલ્લા મેજિસ્ટ્રેટે ઉત્તર પ્રદેશ સરકારને તાર કર્યો. સરકારે એના પ્રતિભાવમાં તરત જ ભટ્ટને મંત્રણા માટે લખનૌ બોલાવ્યા. સરકારે સમાધાનની ફોર્મ્યુલા રજૂ કરી, જે અંતર્ગત રમતનાં સાધનો બનાવતી કંપનીને તેને ફાળવેલ જથ્થો લઇ જવા દેવાની શરતે DGSS ને 'એશ' ફાળવવામાં આવવાના હતા. એક એશ વૃક્ષની જગ્યાએ પાંચ એશ વૃક્ષો ફાળવવાનો વધારો કરવા છતાં સત્તાવાળાઓ ગ્રામજનોના તીવ્ર પ્રતિકારને તોડી ન શક્યા. મજૂરો અને સાયમન્ડ્સ કંપનીના દલાલોએ મંડલમાં એક પણ વૃક્ષ કાપ્યા સિવાય પાછા ફરવું પડ્યું.

કેદારનાથના પવિત્ર ધામ જવાના રસ્તે મંદાકિનીની ખીણમાં આવેલા ફાટા ગામમાં સાયમન્ડ્સ કંપનીને જૂન માસમાં વૃક્ષો ફાળવી દીધા. જ્યારે DGSS ને આ સમાચાર મળ્યા ત્યારે તેમણે તે વિસ્તારના અગ્રણી સામાજિક કાર્યકર સ્વ. કેદારસિંગ રાવતનો સંપર્ક કર્યો. ચોવીસ જૂનના દિવસે ભારે વરસાદમાં પણ મોટું સરઘસ યોજી શકાયું. આશ્ચર્યમાં મૂકાઇ ગયેલા કંપનીના એજન્ટો ગોપેશ્વર પાછા ફર્યા અને વન વિભાગની કચેરીમાં ફરિયાદ કરી કે ગેરન્ટીના પૈસા ભરી દેવા છતાં એમને ફાળવેલાં વૃક્ષો કાપી શક્યા નથી.

## રેની

આવા આગોતરા વિરોધ છતા નવેમ્બરમાં સરકારે લાકડાની હરાજી ધરાર ગોઠવી. તાજેતરમાં માટી ધસી જવાની દુર્ઘટનાનો ભોગ બનેલ અલકનંદાના ખીણ પ્રદેશમાં જોશીમઠ પાસે આવેલ રેનીના જંગલોનો એક પ્લોટ આપવાનું નક્કી કરી દીધું. રેની ગામમાં પણ વળી ખેતીનો સ્થિર વ્યવસાય કરવા માટે વિચરતું ગોપજીવન છોડીને આવેલા ભોટીયાઓ વસતા હતા.

હરાજીની વાત સાંભળી DGSS ના કાર્યકરોએ જોશીમઠ બ્લોકના પ્રમુખ, ભારતીય સામ્યવાદી પક્ષના ગોવિંદસિંઘ રાવતનો સંપર્ક કર્યો. સમગ્ર વિસ્તારમાં ફરતા એમણે જોયું કે ૨૦૦૦ થી વધુ વૃક્ષો કાપવા માટે માર્ક કરાયાં હતાં. વળી માર્ક કરવાના કામ માટે ગ્રામજનોએ જ મજૂરો પૂરા પાડ્યા હતા એ વક્તા જ કહેવાય. સરકારના આ નિર્ણય સામે સભાઓ થઇ ત્યારે ૧૯૭૦ના પૂરને સંભારવામાં આવ્યું અને તેથી જ માર્ક કરેલાં વૃક્ષો કાપવાથી કેવું ભયાનક પરિણામ આવી શકે તેની ચર્ચા કરી. ભટ્ટે ગ્રામજનો સમક્ષ પ્રસ્તાવ મૂક્યો કે તેમણે 'ચિપકો' પ્રકારનું આંદોલન કરવું જોઇએ. થોડી દૂર ઊભેલી સ્ત્રીઓને 'ચિપકો' ના વિચાર પર હસવું આવ્યું.

વૃક્ષો કાપવાનો કાર્યક્રમ ૧૯૭૪ના માર્ચના છેલ્લા અઠવાડિયામાં ગોઠવાયો. પણ ૧૫મી એ એક પ્રચંડ સરઘસ યોજવામાં આવ્યું જેમાં ગોપેશ્વરના કોલેજ વિદ્યાર્થીઓએ વૃક્ષો કાપવાનું પાછું ખેંચવામાં ન આવે તો 'ચિપકો' આંદોલન શરૂ

કરવાની ધમકી આપી. માટે, વૃક્ષો કાપવાની કાર્યવાહીને વિરોધ થવાની અપેક્ષાએ વનવિભાગે છટકું ગોઠવ્યું. પૌરીના રહેવાસી વનસંરક્ષકે ચંડીપ્રસાદને સમજાવીને ગોપેશ્વરમાં રોકી રાખવાની અપેક્ષાએ DGSS સંકુલની ૨૬મી તારીખે મૂલાકાત લીધી. ભટ્ટ તેમનું સ્વાગત કરવા ત્યાંજ રહ્યા. ચીનના ૧૯૬૨ના આક્રમણ પછી ભારતીય સૈન્ય દ્વારા પચાવી પાડેલ જમીન પેટે મળવાપાત્ર વળતર મેળવવા માટે રેની અને પડોશના ગ્રામજનોને તે જ દિવસે ચમોલીમાં ભેગા બોલાવવામાં આવ્યાં.

DGSS કાર્યકરો અને સ્થાનિક લોકોની સ્થળપરની ગેરહાજરીનો લાભ લઇ, ૨૬મી તારીખે વૃક્ષો કાપનાર મજૂરો રેનીના જંગલના એ ભાગમાં પહોંચ્યા. તે સાંજે જ ગોવિંદસિંગ રાવતે ભટ્ટને ફોન પર સરકારની લુચ્ચાઇના સમાચાર આપ્યા. પણ હવે તબેલામાંથી ઘોડા છૂટી ગયા હતા. ગોપેશ્વરમાંથી પણ અધિકારીઓ નાસી ગયા હોવાથી કન્ઝર્વેટરને ‘ઘેરાવો’ કરવાની યોજના પણ પડી ભાંગી.

અહીં રેનીમાં આખી ઘટનામાં નાટયાત્મક વળાંક આવ્યો. જોશીમઠથી રેની તરફ જતા કોન્ટ્રેક્ટરોએ રેની આવતા પહેલાં એમની બસ રોકી. ગામની સીમમાંથી પગપાળા પસાર થઇ એ જંગલમાં પહોંચ્યા. એમનાં સાધનો લઇને જતા કામદારોની જાસુસી કરતી એક નાની છોકરી ગ્રામ મહિલા મંડળના પ્રમુખ ગૌરાદેવી પાસે દોડી ગઇ. ગૌરાદેવીએ તરત જ ગામની બીજી ગૃહિણીઓને ભેગી કરી અને જંગલમાં ગયાં. મજૂરોને વૃક્ષો ન કાપવા વિનંતિ કરતી સ્ત્રીઓને પહેલાં તો ગાળો તથા ધમકીની ભાષા જ સાંભળવી પડી. જ્યારે સ્ત્રીઓએ સહેજેય મચક ન આપી ત્યારે મજૂરોને કામ અટકાવી દેવાની ફરજ પડી.

## સરકાર ઝંપલાવે છે

ચિપકો આંદોલનની આ વીરગાથામાં રેનીનું મહત્ત્વ બે રીતે પ્રમાણવું રહ્યું. બૃહદ્ પરિપ્રેક્ષ્યમાં સ્ત્રીઓએ ભાગ ભજવયો હોય તેવી આ પ્રથમ ઘટના હતી. સ્ત્રીઓની આ સામેલગીરી પણ તેમના પતિ અને DGSS ના કાર્યકરોની ગેરહાજરીમાં જોવા મળે છે. આ ઘટનાને યાદ કરતાં ગૌરાદેવી કહે છે,

‘‘આ આખી વાત આ ચળવળમાં સામેલ થવા માટે સ્ત્રીઓના આયોજનદ્ધ સંગઠનની કદાચ આ સામેલગીરી સ્વયંભૂ જ ઊભરી આવી. અમારા પતિઓ બહાર ગામ ગયા હતા. એટલે અમારે ઘરમાંથી બહાર આવીને વૃક્ષોને બચાવી લેવાનાં હતા. અમારે કોઇની સાથે ઝઘડો નથી, પરંતુ અમારે લોકોને સમજાવવું હતું કે અમારું અસ્તિત્વ વનો થકી જ છે.’’

બીજી મહત્ત્વની વાત એ છે કે ચિપકો આંદોલનને સરકાર દ્વારા માત્ર એક કાચા માલથી વંચિત સ્થાનિક ઉદ્યોગકારોએ પ્રેરેલા આંદોલન તરીકે નહીં ઓળખાવી શકાય, કારણ કે આંદોલન સુધી તો રેની પર્વત વિસ્તારનું એક પૌરાણિક, બજારોથી સાવ વિખૂટું અને માત્ર વનપેદાશોને આધારે અસ્તિત્વ ટકાવતું એક ગામ હતું. પરંતુ હવેથી ‘ચિપકો’ એના સ્વબળે, રાજ્યના અતિક્રમણ સામે સદીઓથી થતા પ્રતિકારની પરંપરામાં વનો પરના તેમના પ્રણાલીગત હક્કોના રક્ષણ માટે ઊભરેલી પહાડી ખેડૂતોની ચળવળ તરીકે ઓળખાશે. ઉત્તર પ્રદેશના મુખ્ય પ્રધાન, ગઢવાલ જિલ્લાના રહેવાસી એચ.એન. બહુગુણાએ અગાઉ ‘ચિપકો’ નેતાઓને કહ્યું હતું કે એમની માંગણીઓ તેમનાથી સ્વીકારી શકાય તેમ નથી, કારણ કે તે માત્ર ‘પહાડી જિલ્લાઓના નહીં પરંતુ આખા રાજ્યના મુખ્યમંત્રી છે’. રેનીની ઘટના પછી એમણે આંદોલનકારીઓ સાથે ચર્ચા કરી અને આખી ઘટનાની તપાસ માટે કમિટીની રચના કરવા સંમત થયા. વનસ્પતિવિજ્ઞાની વિરેન્દ્રકુમારના અધ્યક્ષપદે રચાયેલી સમિતિના અન્ય સભ્યોમાં ભટ્ટ અને વિવિધ સરકારી વિભાગોના સચિવો પણ હતા. પછીથી અલકનંદાના ઉપરવાસના સમગ્ર કેચમેન્ટ વિસ્તારનો સમાવેશ કરી એનું કાર્યક્ષેત્ર વિસ્તરવામાં આવ્યું હતું. કમિટિ એવા તારણ પર આવી કે ૧૯૭૦ની પૂરની ઘટનાનું એક ખૂબ મહત્ત્વનું કારણ અલકનંદા કેચમેન્ટ વિસ્તારમાં થયેલું વૃક્ષોનું મોટા પાયે નિકંદન એ જ હતું. પરિણામે નદીના તેવી ઉપનદીઓના ઉપરવાસના કેચમેન્ટ વિસ્તારના વૃક્ષો વ્યાપારી હેતુ માટે કાપવા પર દસ વર્ષનો પ્રતિબંધ મૂકાયો.

ગુંદર સંગ્રહની હાલની પદ્ધતિમાં સંશોધન કરવના હેતુથી વન વિભાગના કે.એમ. તિવારીના અધ્યક્ષપદે બીજી

સમિતિની રચના કરવામાં આવી. તિવારી સમિતિએ નોંધ્યું કે સંગ્રહના નિયમોનું ભાગ્યે જ પાલન થાય છે. જંગલોના કેટલાક પ્રભાગોમાં એમણે પ્રવાસ કર્યો, ત્યાં ગુંદર માટે વૃક્ષ પર મૂકાતા છેદની પહોળાઇ, ઉંડાણ અને લંબાઇ બાબતે ઘણી અનિયમિતતા જોવા મળી. વૃક્ષો સાથેના આ દુર્વ્યવહારને કારણે વૃક્ષો પર વીજળી પડવાનું સીધું જોખમ રહેતું.

ઉત્તર પ્રદેશની સરકારે સ્ટાર પેપર મિલને મંજૂર કરેલા ભાડાપટ્ટા પર પુન:વિચાર કરવાનું પણ વચન આપ્યું, પર્વત વિસ્તારમાં કેટલાંક (કાગળ ઉત્પાદનના) એકમો સ્થાપવાની બાબતે વિચારણા કરવા FRI (વનવિજ્ઞાન સંસ્થા, દેહરાદૂન) ના તંત્રજ્ઞના અધ્યક્ષપદે બીજી સમિતિની રચના કરી. જેમાં ચંડીપ્રસાદ ભટ્ટને પણ રાખવામાં આવ્યા. ભટ્ટે એવું સૂચન કર્યું કે નાના નાના એકમો સમગ્ર પર્વત વિસ્તારમાં સ્થાપવા જોઇએ. આ હેતુ માટે આઠ સ્થળ નક્કી કરવામાં આવ્યાં. પરંતુ આર્થિક રીતે આ યોજના પોસાય તેવી ન હતી. જો કે ૨૫ ટનની ક્ષમતાવાળા એકમ માટેના કાચોમાલ અને માળખાગત તમામ સુવિધાઓ ઉપલબ્ધ હોય એવા બે સ્થળો સમિતિએ શોધી કાઢ્યાં. આ માટે વિગતવાર અહેવાલ તૈયાર કર્યા પછી પણ સમિતિની ભલામણોનો સરકારે ક્યારેય અમલ ન કર્યો.

ચિપકો આંદોલનના પ્રતિભાવરૂપે એક દરખાસ્ત જે પૂર્ણતાએ પહોંચી તે એ કે તમામ પ્રકારના વનસંબંધી દુર્વ્યવહાર અટકાવવા માટે 'વન વિકાસ નિગમ' ની રચના કરાઇ. મૂળ ધારણા એવી હતી કે હરાજી પદ્ધતિ નાબૂદ થશે અને વનપેદાશોની મોટા હિસ્સાની ફાળવણી નિગમ દ્વારા FLC (વનશ્રમિક સહકારી મંડળીઓ) ને કરાશે. સમય જતાં જો કે નિગમ સરકારની પૂર્વપરંપરા ભણી વળ્યું જે અંતર્ગત વૃક્ષો કાપવાના પેટા કોન્ટ્રેક્ટ બહારના દલાલો સાથે કરવામાં આવ્યાં.

અંગ્રેજીમાંથી અનુવાદ
બિપિન પટેલ

**૬ સપ્ટેમ્બર ૨૦૦૨ ના રોજ રાષ્ટ્રીય અનુસૂચિત જાતિ અને અનુસૂચિત જનજાતિ આયોગના અધ્યક્ષ ડૉ. વિજય સોંકર શાસ્ત્રી એ વડાપ્રધાનને ઉદ્દેશીને પત્ર લખ્યો જેનો કેટલોક અંશ નીચે પ્રમાણે છે –**

''આથી આપનું ધ્યાન આદિવાસી વિસ્તારોમાં, આશરે એક કરોડ આદિવાસીઓને તેમના ઘર અને ચૂલાથી તાત્કાલિક રીતે હટાવી દેવાની અપેક્ષામાં ઊભી થયેલી ખૂબ ગંભીર પરિસ્થિતિ તરફ દોરવા માગું છું.

૨. આવી કોઈ પણ હિલચાલ આદિવાસી લોકો અને એકંદરે દેશ એ બન્ને માટે સર્વનાશી પરિણામ લાવશે. સાથે જ, સંઘરાજ્યના નીતિધોરણો અને આદિવાસી લોકો તરફના વચનો ને પણ સંપૂર્ણ પણે ઉલટાવવાનું સૂચક હશે. એમના કિસ્સામાં, તેમના સંસાધનોપર તેમના અંકુશ તે બંધારણની દષ્ટિએ કુદરતી અને છીનવી ન શકાય તેવો હક્ક છે. ઉપરાંત, આ સીધાસાદા લોકોના રક્ષણ અને પ્રગતિ, 'આરણ્યક' સભ્યતાના વારસાનો ગૌરવ અનુભવતા આ દેશનું પવિત્ર કર્તવ્ય છે. આદિવાસી લોકો અને અરણ્ય વચ્ચેના પરસ્પરોપજીવી સંબંધ અંગેની અપૂરતી સમજને કારણે આજે વનોમાં રહેતા કેટલાંક આદિવાસી સમાજો વિનાશ ને આરે આવી પહોંચ્યા છે, તે ખૂબ ચિંતાની બાબત છે.

....

૬. આદિવાસી વિસ્તારોમાં વણસતી જતી ગંભીર સ્થિતિ ને જોતાં, આપના સીધા અને તાત્કાલિક હસ્તક્ષેપ માટે આગ્રહની વિનંતિ છે. આપ પર્યાવરણ મંત્રાલયને આદિવાસી વિસ્તારોમાં પુરવણીમાં દર્શાવ્યાપ્રમાણે જ ૧૯૯૦ ના પેકેજને લઇને, આ આયોગની સાથે મસલત કરીને, તકરારોનું નિરાકરણ કરવા માટે તાત્કાલિક પગલાં લેવા આદેશ આપવાનું વિચારી શકો. (– તેવી આપને ભલામણ છે.)

મે, ૧૯૮૧

# પાલામૌ : એક વિશાળ સ્મશાનગૃહ

મહાશ્વેતા દેવી

પ્રસિદ્ધ બંગાળી લેખિકા અને પ્રખર કાર્યકર શ્રીમતી મહાશ્વેતા દેવી જે અન્ય પુરસ્કારો ઉપરાંત જ્ઞાનપીઠ પુરસ્કાર તેમજ મેગસેસે પુરસ્કારથી નવાજીત છે, તેમના 'ડસ્ટ ઓન ધ રોડ' (સીગલ, કલકત્તા, ૧૯૯૭) પુસ્તકમાંનો આ લેખ - બીઝનેશ સ્ટાન્ડર્ડ ૨૦ મે ૧૯૮૧ માં ''ધ ચેઇન્સ ઓફ અનટચેબીલીટી'' નામે પૂર્વે લખેલ લાંબા લેખનો એક ભાગ

એક સમયે મૅક્ફલસ્કીગંજ, પાલામૌ અલગ અલગ રસ્તે જવું રોમાંચક હતું. એક વખત, મને યાદ છે તેમ મેં ભુરકુંડા સ્ટેશને આદિવાસી પાસેથી ગંજના લોકો માટે સુખદ આશ્ચર્ય સમી પોમ્ફ્રેટ (માછલી) ખરીદી હતી. મૅક્ફલસ્કીગંજ ઘરથી વેગળે બીજું ઘર જ હતું, જ્યાં કોઇપણ હંમેશા જતું, વધુ ખોજ ને સાહસો કરવા માટે પણ આ વખત હું મૅક્ફલસ્કીગંજ નહિ પણ રાંચી થઇને ડાલ્ટનગંજ જતી હતી.

સીધી પીઠવાળી મારી આરક્ષિત બેઠક પર હું આખી રાત ઝોકાં ખાતી રહી. સવારે ગૌતમધારા હિલ સ્ટેશન અને ખાખરાના પાત્રમાં ટીમરુ ફળ તેમજ જાંબલી કરમદાબોર વેચતી આદિવાસી છોકરીઓને જોતાં હું જાગી ગઇ. તેઓ ૧૦ પૈસે એક પડિયો-પાત્ર વેચતી. ટીમરુ પાન એ બીડી બનાવવાનું પાન છે અને ટીમરુ ઉગાડતા વિસ્તારોને વેપારીઓ સામાન્ય રીતે ભાડા પટ્ટે લે છે. વનપેદાશની આવક હંમેશા બહારના લોકો જ લઇ જાય છે. જંગલી ફળો, બોર, કૂણા સોટા અને પાન કે જે તેઓને નબળા દિવસો દરમ્યાન જીવાડે છે, તેને મેળવવા સ્થાનિક લોકોને કાં તો ચોરી કરવી પડે છે કે જંગલના ચોકીદારોને લાંચ ખવડાવી પડે છે. ભારતમાં જંગલના આદિવાસીઓનો જંગલ પર એકેય અધિકાર નથી.

રાંચીમાં વીજળી અને પાણીની અછત છે. મચ્છરો ખૂબ છે અને જીવન જરૂરિયાતની ચીજવસ્તુઓની કિંમતો રોજે રોજ વધતી રહે છે. રાંચી ઉદ્યોગપતિઓ, વચેટિયાઓ, દલાલો અને જંગલ કોન્ટ્રાક્ટરોની મિલકત વધારતો રાક્ષસ છે. આદિવાસી વિકાસના નામે રાંચીના સરકારી વિભાગોની રાહે ઘણું નાણું વહી જાય છે. ડૉ. વિશ્વેશ્વર પ્રસાદ ચૌધરીએ રિપોર્ટ કર્યો કે, એક વિકાસ યોજનામાં ૫૦ લાખ કરતાંય વધુ રકમ અમુક વિસ્તારના ઉત્થાન અને વિકાસ માટે ખર્ચાઇ હતી પણ એ નાણું થોડીક વ્યક્તિઓ જ ઓહિયાં કરી ગઇ હતી. લોહના અંશો વાળા 'બીચી' નામે ખડક, જે કોયલા washeries માં વપરાય છે તેને પૂરો પાડવા આદિવાસીઓ અને હરિજનોના નામે વીસથી પચ્ચીસ કોન્ટ્રાક્ટ્સ્ ભારત કોકિંગ કોલએ આપ્યાં હતાં. પણ ખરેખર બધા જ કોન્ટ્રાક્ટ બિનઆદિવાસી અને બિનહરિજનો પાસે છે. આદિવાસીઓ અને હરિજનો જ ખડકો લાવે છે. લાભ આંચકી જનારાઓ એનું ચૂકવણું રોકડમાં સ્ટેટ બેંક ઑફ ઇન્ડિયામાંથી લે છે. મારા મિત્રોએ આવા લાભ-આંચકી ને રૂપિયા ૧૦,૦૦૦ નું ચૂકવણું કરતી વેળા બેંકના અધિકારીઓને પડકાર્યા હતા. 'તમે સારી પેઠે જાણો છો કે તમે ખરી વ્યક્તિને ચૂકવણું કરી નથી રહ્યા. આ તો પેલી અંતરિયાળ ગામની દુખાસિંહ નામની વ્યક્તિ નથી.' એ અધિકારીનો શો ઉત્તર હતો એની મને ખબર નથી. લાભ આંચકી જનારને આવા અમારા મિત્ર જેવા માણસો બિલકુલ ગમતા નથી, કારણ કે તેઓ સફળતાપૂર્વક ચાલતા આવા કાળા કામોને રોકવાની સાંકળ ખેંચે છે.

એક ઓળખીતાએ ફરિયાદ કરી કે રાંચીના આદિવાસીઓ અતિ ધનવાન અને પોતાના તળમૂળથી વિચ્છિન્ન થઇ રહ્યા છે. બીજાએ વિરોધ કર્યો કે, 'કેમ, રાંચીના ધમધમતા બજારમાં બધે આમ તેમ ફરીને જોશો તો એક આદિવાસી એવો નહિ જડે જે ઊંચી કિંમતની ચીજવસ્તુ ખરીદતો હોય.' મે જોયું છે કે આવા જ ખ્યાલ પશ્ચિમ બંગાળના બૌદ્ધિકોમાં પ્રવર્તે

છે. તેમને લાગેવળગે છે, ત્યાં સુધી આદિવાસીઓ તેમની સહાનુભૂતિને લાયક ત્યાં સુધી જ રહી શકે કે જ્યાં સુધી તેઓ અર્ધ ઢાંક્યા, ભૂખ્યા અને નિરક્ષર હોય. આવા બૌદ્ધિકો આદિવાસી સંસ્કૃતિના પ્રશંસક છે અને અપેક્ષા રાખે છે કે ભૂખે મરતા આદિવાસી મહુડાના દારૂ, સંગીત અને સમૂહ નાચમાં તેમના દુઃખને વિસારે પાડે. તેમની આદિવાસી વિશેની જાણકારી પુસ્તકો અને સામયિકોમાંથી જ આવે છે. સામાન્ય શિક્ષણપ્રવાહનો થોડાક દાયકાઓથી લાભ મેળવનાર રાંચીના અને બીજી જગ્યાના આદિવાસી અધિકારી, શિક્ષણશાસ્ત્રી, દાક્તર કે ઇજનેર બને છે. તેમની જીવનશૈલીમાં ધાર્યા પ્રમાણેનો ફેરફાર તો આવે જ છે. પણ તેઓ, હું જેમના વિશે વાત કરું છું તેમને મતે, હવે સાચા આદિવાસી રહ્યા નથી. આ દૃષ્ટિકોણથી મને અત્યંત ગુસ્સો આવે છે.

ગ્રોસનર કોલેજનો એક અનુભવ ખૂબ જ ઉદ્દ્ઘાટક છે. એક ટૂંકો વાર્તાલાપ અને થોડી ચર્ચા પછી છૂટા પડવાનો સમય આવી ગયો હતો. બધા વિદ્યાર્થી આદિવાસી છોકરા-છોકરીઓ, ખ્રિસ્તી અને બિનખ્રિસ્તી-ઈતર હતાં તેમણે અમને ગીતો અને નૃત્યથી વિદાય આપી. શિક્ષણે તેમને પોતાની સંસ્કૃતિ ફગાવી દેવાનું નથી શીખવ્યું. એક જુવાન બંગાળી છોકરાએ મને રાંચીના પુસ્તકાલય ખંડમાં સાંજના એ મિલનમાં હોંશ ઉડાડે એવો પ્રશ્ન કર્યો. એણે કહ્યું, ''અમારામાંના હજારો કેટલીક પેઢીઓથી અહીં રાંચીમાં રહે છે. અમારા પૂર્વજો અંગ્રેજોના પગલે આ પ્રદેશમાં પ્રવેશ્યા છે. છતાં અમારા આદિવાસી મિત્રો માટે હજુ અમે 'દિકુ ના દિકુ' (પારકાં બહારથી આવેલા) જ છીએ. તેઓનો વિશ્વાસ સંપાદન કરવા અમારે કેવો અભિગમ રાખવો જોઇએ? અમે તેમને અન્યાયથી જે પીડા આપી છે એ બદલ પશ્ચાતાપ કરવા માંગીએ છીએ.''

તે આશ્ચર્યજનક છે કે મારા પુસ્તકના હિન્દી અનુવાદોએ હિન્દી વાંચનાર લોકોને કેવી રીતે મારી નજીક આણ્યા છે મારી સાથેની તેમની વાતચીતમાં બિરસા મુંડાનું નામ હંમેશા આવે છે. બિરસાના કાળમાં રાંચી એ અંગ્રેજી સત્તાનું પ્રતીક હતું અને બિરસાએ રાંચીની જેલમાં છેલ્લા શ્વાસ લીધા હતા. મેં રાંચીમાં બિરસા અને તેના 'ઉલગુલાન' વિશે જે સભાનતા જોઇ તે ખૂબ સંતોષકારક છે. તેથી મને આશ્ચર્ય થાય છે કે બિરસા ચોકમાં બિરસાની જે પ્રતિમા મૂકવામાં આવી તેની સામે મેં કોઇ વિરોધનો સૂર ઊઠતો જોયો નથી. આજે બિરસા મુંડાને બધા પ્રેમ અને સન્માન આપે છે. આપણા દેશપ્રેમી કવિઓને ખબર ન હતી કે ભારતની આઝાદી માટેની ચળવળમાં આદિવાસીઓની ચળવળ પણ સામેલ હતી. તેઓ શિવાજી, રાણા પ્રતાપ અને બીજા રાજવી નાયકોમાં પ્રેરણાં લેતા, અને નહિ કે તિલ્કા માઝી, સિધુ-કાન્હુ કે બિરસામાંથી નહિ. પણ અહીં, આ પ્રતિમા આઘાતજનક હતી. આ તો હાથ બંધાયેલા કેદી બિરસાની પ્રતિમા હતી, જે ડૉ. કે.એસ.સિંગના પુસ્તક 'Dust

Storm and Hanging Mist' માંની બિરસાની કેદી તરીકેની છબીમાંથી નકલ કરાઇ હતી. હવે અહીં આ બિરસા ધુરવાની ઉદ્યોગનગરીનો મૂક પ્રેક્ષક બનીને ઊભો છે. આ પ્રતિમા આજે ભારતમાંના આદિવાસી અસ્તિત્વનું પ્રતીક છે. શા માટે એ પ્રતિમાના કલાકારને ફોટોગ્રાફ પ્રત્યે આટલી વફાદારી રાખવી પડી? જો કોઇ આજે ભગતસિંહ કે ખુદીરામની પ્રતિમા બનાવે તો શું એ પ્રતિમાના ફરતે સાંકળો ગોઠવે ખરું? બ્રિટીશરોએ બિરસાને સાંકળે બાંધેલો. શું આપણે પણ એવું જ કરવું પડે? શું એ વાત પર ભાર મૂકવા એવું કરવુ પડે કે આદિવાસી ની હયાતી જંજીરોમાં જ વધુ સારી રીતે સચવાય અને બંધન સામેનો વિરોધ વ્યર્થ છે? બહારનું પ્લાસ્ટર ઉખડી રહ્યું છે, એની હેઠળનું લખાણ લગભગ પૂરું ભૂંસાઇ ગયું છે. આ કોઇ અંજલિ નથી, પણ લોકોના મહાનાયકનું અપમાન છે.

અમે સવારે ડાલ્ટનગંજ જવાનું આરંભ્યું. કલકત્તાની કોઇ નકામી બસ કરતાં પણ વધુ ખરાબ હાલતમાં હતી એવી બસની ટીકિટો લેવા ઊંચો ભાવ આપવો પડ્યો અને એય ઘણું ઘણું કહી જાય છે. રાંચી છોડીને અમે કુરુ પાર કર્યું, ને પાલામૌમાં પ્રવેશ્યા કે ગરમ પવનની લાહ્ય સામે આવવા લાગી. ''બંજર માટીને બરાબર નોંધજો.'' અમારા સાથીદારે કહ્યું. સ્થાનિક લોકોના કહેવા પ્રમાણે ગરમ પવન એનો સૂચક છે કે પાલામૌ વાસ્તવમાં એક વિશાળ સ્મશાનભૂમિ છે.

હું સદનસીબ હતી કે મારી સાથે ડૉ. બીરેશ્વર પ્રસાદ કેસરી હતા. તેઓ રાંચી યુનિવર્સિટીમાં ક્ષેત્રિય આદિમ જાતિ ભાષા સ્નાતકોત્તર વિભાગ સાથે ઘનિષ્ઠ રીતે સંકળાયેલા હતા. તેઓએ છોટાનાગપુરનો પ્રથમ સર્વગ્રાહી ઇતિહાસ હિન્દીમાં તાજેતરમાં જ પ્રગટ કર્યો હતો. તેમના જેવા લોકોના અથક પ્રયત્નોથી આદિવાસી ભાષાઓ રાંચી યુનિવર્સિટીમાં સ્નાતકોત્તર સ્તરે અભ્યાસક્રમમાં દાખલ થઇ છે. ઓરાઓં અને મુંડારી ભાષામાં તૈયાર થયેલ શાળા પ્રવેશિકાઓ મને ખૂબ ઉપયોગી જણાઇ છે. કેસરી શાંત અને મૃદુભાષી વ્યક્તિ છે. તેઓ પાલામૌને પાયામાંથી જાણે છે. સહાનુભૂતિ અને નિસબત તેઓને ઝારખંડ ચળવળમાં ખેંચી લાવી. તેમનો તળમૂળ સાથેનો ઘનિષ્ઠ સંપર્ક એ, હું જેમને મળી તે મનોરંજન મહાતો અને પશ્ચિમ બંગાળના વિષ્ણુ સોરેન જેવા ઝારખંડી નેતાઓનું ખાસ લક્ષણ છે. 'દીદી, જરા જુંઓ તો' એમણે કહ્યું અને મેં જોયું તો રસ્તાથી માંડી દૂરની ટેકરીઓ સુધીનો લુખી સુકી ઉજ્જડ ધરતીનો પટ મેં જોયો. એક વૃક્ષ નહિ કે ઘાસનું એક તણખલું ય નહિ. સાત વર્ષ પછી હું પાલામૌની મુલાકાત લઇ રહી હતી અને મારી દષ્ટિ આવું દશ્ય જોવા રાજી નહોતી. ઉનાળાના મહિનાઓમાં પાલામૌ ઉષ્ણ-અતિ ઉષ્ણ હોય છે. જમીન સૂકી હોય છે અને એકરદીઠ ઘણો ઓછો ઉતાર આપે છે. આવા પ્રાકૃતિક અસંતુલનની કમી જંગલ ભરપાઇ કરી આપી શકે છે. આ જિલ્લાના ગરીબોને જંગલ ખાણું અને બળતણ આપે છે.

આઝાદી પછી વનોદ્યોગ કે વનવિકાસનું કામ શરૂ થયું. અને તેને લીધે જ પાલામૌનું ભાવિ શૂન્ય થઇ ગયું. જમીનભૂખ્યા બહારના લોકોએ મૂળ સ્થાનિક રહેવાસીઓને ઉખાડી બધી જ ખેતીલાયક જમીન હડપ કરી લીધી. બાંધ્યા-મજૂરો હવે આવા લોકોની ત્યાં વેઠ કરે છે. અહીં ૪૦,૦૦૦થી વધુ વેઠિયા મજૂરો હોવાના લીધે પાલામૌની ઓળખ બાંધ્યા મજૂરના જિલ્લા તરીકે છે. પાલામૌના સેવકીયા, કામીયા, જોનવર અને બીજા બાંધ્યા-મજૂરો આ વિષય પરના સૈદ્ધાન્તિક સંશોધનો માટે સમૃદ્ધ સામગ્રી છે. પાલામૌના 'માનવભક્ષી' તરીકે માનાતુના માઉઆરનું નામ થોડા સમય પહેલા ગાજતું થયું હતું. પણ એની કથાની આગળ જાણકારી મેળવાઇ ન હોતી. માઉઆર ને છોડી મૂકવામાં આવ્યો હતો કારણ કે બચાવપક્ષના વકીલે બાંધ્યા મજૂરને માઉઆર બતાવી પૂછ્યું કે 'તેં આ માણસ પાસેથી નાણું લીધું હતું?' તો એનો જવાબ હતો 'ના.'

'તો કોણે લીધા?'

'મારા દાદાએ લીધેલા.'

'શું ? આ માણસ પાસેથી?'

'ના'.

આમાં કેસ રદ ગણાયો. એ બાંધ્યા મજૂરને કદી તક ન મળી, જેથી એ એમ સમજાવી શકે કે તેના દાદાએ માઉઆરના બાપ કે દાદા પાસેથી નાણું ઉછીનું લીધું હતું. માઉઆરની વિરૂદ્ધ સાક્ષી થનાર વ્યક્તિનું શું થયું એની ખબર

નથી. આ માઉઆર એ પાલામૌના અસંખ્ય 'માનવભક્ષીઓ' માંનો એક છે, જે દેવાના બંધનમાં ફસાયેલા લોકો બળજબરી વેઠ કરે એના પર નભે છે.

માઉઆરની વાત એટલું પૂરવાર કરે છે કે જાગીરદારીને લેવા દેવા છે ત્યાં સુધી પાલામૌ અંધકારયુગમાં છે. ઉપલી જ્ઞાતિઓની સર્વોપરિતા પાલામૌમાં સંપૂર્ણતઃ સ્વીકારાયેલી છે. અને આ સામંતશાહી ની સાથો સાથ આઝાદી પછી જંગલભૂખ્યા બહારના લોકો પાલામૌમાં આવ્યા. જંગલ-સમૃદ્ધ જિલ્લામાં સરકારી વન નિદેશાલય એક શોષકની ભૂમિકા ભજવે છે. વનોની કપાઇ જરૂરી ખરી પણ સમાંતરે વનઉગાઇ વિના નહિ. ઇમારતી લાકડું કાપતી વખતે જુવાન વૃક્ષોને રહેવા દેવાનું સંપૂર્ણપણે અનિવાર્ય છે. પણ જંગલોના કોન્ટ્રાક્ટરોને જંગલો ભાડાપટ્ટે આપી દેવાયાં. નિર્દય રીતે વનોની કપાઇ શરૂ થઇ. ખાખરા પરથી લાખ કઢાતી હોઇ ગરીબ ગ્રામીણો ખાખરાને પૂજતા. ભારતની કુલ જરૂરિયાતની ૫૦% લાખ પાલામૌથી પૂરી પડતી. રાંચી અને ડાલ્ટનગંજમાં જંગલના કોન્ટ્રાક્ટરો નવા પૂંજીપતિઓ છે. તેમની લોભ લાલસાને લીધે માઇલો સુધી ધરતી ઉજ્જડ થઈ છે. ખાખરા પણ કપાઇ ગયા છે. ઉભા ઠૂંઠા નર્કના ચોકીદારો જેવા લાગે છે. ખરે જ પાલામૌ એક વિશાળ સ્મશાનભૂમિ છે. વૃક્ષો કપાયા, કોલસા માટે લાકડું બળાયું- આ બધું કોણે કર્યું? દરેકે કાયમ સાંભળ્યું છે કે આદિવાસીઓ જંગલનો નાશ કરે છે. ગરીબો અને ગ્રામીણો વાપરતા હતા ત્યાં સુધી જંગલો ટક્યાં. એક આદિવાસી કે ગરીબ વ્યક્તિ પાસે જંગલનો સર્વનાશ કરવા માટે જોઇતું નાણું કે સંગઠન નથી. ઇમારતી લાકડું, કોલસો અને અબરખીના ખડકો વહન કરતા સેંકડો ખટારા પાલામૌના માર્ગો પર ગર્જે છે. પાલામૌની ભૂમિ, જંગલો અને ઇમારતી લાકડું બહારના લોકોને ધનવાન બનાવે છે. ઉત્તર પ્રદેશમાં રેણુ કોટ ખાતે પોતાની એલ્યુમિનીયમ ફેક્ટરીમાં બિરલાની કંપનીઓ અબરખ લઇ જાય છે, ત્યાં તેઓને સસ્તી વીજળી પૂરી પડાય છે. તેઓ આસમાની નફો કરે છે. જંગલના કોન્ટ્રાક્ટરો રાંચી અને ડાલ્ટનગંજમાં શાહી મહેલો બાંધે છે. આ જિલ્લાનો ગરીબ દેવાના બંધનમાં પેસે છે.

અહીં તહીં થોડા થોડા અંતરે કદીક દેખાતાં વૃક્ષો તરફ ચીંધ્યું તો સહયાત્રીએ કહ્યું કે ''માતાજી, એ જુવાન, પાતળા વૃક્ષો છે. એને હજુ કાપવાનો સમય આવ્યો નથી. જરાક થોભો, તમે જુઓ, કે ચામડી અને હાડકારૂપ વ્યક્તિને રાક્ષસ કેવી રીતે ખાઇ શકે? પહેલાં તો ઇમારતી લાકડુ કપાતું હતું ત્યારે જુવાન વૃક્ષો રાખી મૂકવામાં આવતા હતા. હવે તેઓ એક પણ વૃક્ષ રહેવા દેતા નથી. જંગલના કાયદા વિરુદ્ધનું છે આ.''

'કાયદો' એ શબ્દ અર્થહીન છે કારણ કે કોન્ટ્રાક્ટરો અને વનનિદેશાલય મળીને આ કતલ કરે છે. ઇંધણ કે ખાદ્ય ફળો એકઠા કરતી વખતે જંગલના ચોકીદારોને લાંચ ન આપી શકતા ગરીબ ગ્રામીણો અને આદિવાસીઓને પરેશાની, દંડ, માર, ગોળી અને જેલ સહેવા પડે છે. સ્થાનિક બોલીમાં 'મોરબ્બા' અને બંગાળીમાં 'શીયાળકાંટા' તરીકે ઓળખાતો કાંટાળો છોડ મેં ખેતરોમાં વવાયેલો જોયો. એનું ફૂલ પીળું, અને એના ફળનાં બી રાઇના દાણા જેવાં કાળાં છે. ગ્રામીણોએ નાઇલાજે આ છોડ વાવ્યા છે. બીજા દિવસે બાંધ્યા મજૂરોના ગામે ચાલીને જતા મેં સ્ત્રીઓને આ ફળ દૂરના બજારમાં લઇ જતી જોઇ? શા માટે? શા માટે નહિ? તેલ કાઢવા માટે આ બીયાં પીલવામાં આવે છે. આ તેલમાં દવાના ગુણો છે. વચેટિયાઓ તેમને ખરીદે છે. પાલામૌના દૂરના ગામોથી આ મોરબ્બાનાં બીયાં રાઇના દાણા સાથે ભેળવાઇને આપણા સુધી પહોંચે છે. ઉત્પાદનોના કાચા સ્તરે પણ ખાદ્યમાં ભેળસેળ એ એક મોટો ઉદ્યોગ છે. ગ્રામીણ નારીઓને ટોપલી દીઠ ૧૫ કે ૨૦ પૈસા મળે છે. આ ફળનું વજન નહિવત્ હોય છે.

મારા મિત્રોએ સૂકાઇ ગયેલી નદી તરફ નિર્દેશ કર્યો ને કહ્યું કે બેફામ નિર્દય રીતે વૃક્ષો કપાવાથી આ થયું. પાલામૌની નદીઓ કદી આટલી જલ્દી પૂરી સૂકાઇ નહોતી જતી. રાજ્યના વન નિર્દેશાલયે કેટલાંક પાનિયાં મને આપ્યાનું યાદ આવે છે. વૃક્ષો એમનાં મૂળિયામાં પાણી સંઘરે છે અને માટીને ભેજવાળી રાખે છે. પછી આવ્યો નદીઓ પરના ડેમનો અતિ-પ્રસારિત પ્રશ્ન. લાગતા વળગતાઓના કહેવા પ્રમાણે જ્યારે રાંચી-કોયલ-કારો અને સુવર્ણરેખા યોજનાઓ પૂરી થશે ત્યારે એમને પરાદીપ અને હલદિયા સાથે જોડવામાં આવશે. વિશ્વબેંકનાં નાણાંથી બંધાયેલ આ જળમાર્ગો દ્વારા જગતના સૌથી

મોટા યુરેનિયમ ભંડારનાં વહન અને નિકાસ થશે. પાલામૌને આમાંથી સિંચાઇ કે વીજળીના લાભો પણ નહિ મળે. બીજા જિલ્લાઓ પાલામૌના ભોગે બધા લાભો મેળવશે. ઘણા વિરોધ પછી પાલામૌ માટે ૩ નાની યોજનાઓ હાથ ધરાઇ છે. કુટકુ, ઓરાયા અને મલય યોજનાઓ. આ નદી પરના બંધની યોજનાઓ સેંકડો ગામોને ડૂબાડશે. અને નકશાઓમાં બંધના સ્થળો બંજર (ઉજ્જડ) દર્શાવાયા છે, તેથી ગ્રામીણોને કોઇ વળતર પણ મળશે નહિ. કેસરીની ધારણા એવી છે કે પચ્ચીસ વર્ષોમાં આ બંધોના તળ રેતીથી ભરાઇને જામી જશે.

બિરલા અને તેમની વિશાળ સંપત્તિ વિશે મેં જાણ્યું તેની વાત કરવી અહીં અસ્થાને નથી. ડાલ્ટનગંજથી પાછા વળતાં હું એક સ્થાનિક મુખિયાના વંશજ એવા લાલ અજયનાથ સહદેવ ને મળી. એ યુવા કોંગ્રેસના છે ને ઘણા વાચાળ પણ છે. ઓગણીસમી સદીનાં વીશીનાં વર્ષોમાં એમનું કુટુંબ વેરો ચૂકવી શક્યું નહિ તેથી બિરલાના દલાલોએ તેમની જમીન કબ્જે કરી. સહદેવના કહેવા પ્રમાણે બિરલા ના દલાલોની કચેરીઓ ગામેગામ છે. ખેતી થતી હોય એવી હજારો એકર જમીન એમની પાસે છે. તેઓએ ત્રણ કે ચાર અબરખની ખાણોપણ ૧૦૦ વર્ષના ભાડાપટ્ટાથી લીધેલી છે. ટ્રેન અને ટ્રક મારફતે અહીંથી અબરખ ઉત્તર પ્રદેશના રેણુકોટ ફેક્ટરીએ લઇ જવાય છે. પાલામૌમાં એલ્યુમિનિયમ ફેક્ટરી નાખવાનું તેઓ નહિ વિચારે. તેથી સ્થાનિક મજૂરોને બીનકુશળ મજૂરો તરીકે જ કામે લેવામાં આવે છે.

અંગ્રેજીમાંથી અનુવાદ
કાનજી પટેલ

**૧૮મી ઓક્ટોબર, ૨૦૦૨ ના રોજ ભારતેન્દ્રસિંહ બસવાન, સચિવ, આદિજાતિ મંત્રાલય તરફથી વન મંત્રાલય પર પત્ર મોકલવામાં આવ્યો. તેના કેટલાંક અંશો**

**પંચાયતનો કાયદો ૧૯૯૬ નો (PESA) ... આદિવાસીઓ અને ગ્રામસભાઓને જંગલની ગૌણ પેદાશો અને બીજા કેટલાંક સંસાધનો ઉપર માલીકીનો હક પૂરો પાડે છે, તેમજ ભારતના જંગલ ધારા હેઠળ પણ જંગલના રહેવાસીઓના અધિકાર અબાધિત રાખવામાં આવેલ છે. ..**

પહેલો મુદ્દો દબાણોની સમયાવધિ અંગેનો છે .. પોતાની રજુઆત સિદ્ધ કરવાનું ભારણ આદિવાસીઓ પર નાંખવામાં આવેલ છે. આમાં પ્રથમ ગુના રિપોર્ટ (FOR), અથવા જંગલ ખાતા પાસેની દંડની પાવતીઓ અને રેવન્યુના રેકર્ડમાંની નોંધો પુરાવા તરીકે .. તેમજ ગામલોકોની મૌખિક જુબાનીઓ તથા વિવાદ્ય સ્થળોપરની પ્રત્યક્ષ તપાસ પણ ગ્રાહ્ય રાખવામાં આવે છે. આવા સંજોગોમાં કેટલીકવાર ગામલોકોની સાક્ષી ૧૯૮૦ પહેલાંથી રહેલો કબ્જો દર્શાવે છે, પરંતુ તે અંગેની કોઈ દંડની પાવતીઓ અથવા દસ્તાવેજી નોંધો ઉપલબ્ધ નથી .. આદિવાસીઓને, ઘણીવાર તો પૂરતી સમજ વાપર્યાવગર અને તેમની વાત સાંભળી પણ લીધા વગર જ, જમીનપરથી હટાવી દેવામાં આવે છે.

બીજી અસ્પષ્ટતા છે જમીન બાબતે, કે જેનાપર જંગલ ખાતું અને રેવન્યુ ખાતું, બંને અધિકાર રાખવા માંગે છે. સ્થળતપાસ રેવન્યુ અને ફોરેસ્ટ, બેઉ ખાતાના અધિકારીઓ દ્વારા કરવામાં આવે છે, પરંતુ જે તે જમીન જંગલ ખાતાને આધીન ગણવી કે રેવન્યુ ખાતાને આધીન, તે અંગે હજુ પણ વિવાદો ચાલુ જ છે.

**આવા સંજોગોમાં, અમારી ભલામણ એ છે કે, આવા બધાંજ વિવાદિત કેસોમાં તે જમીન પ્રત્યક્ષ જેમના તાબામાં છે તે આદિવાસીઓને ત્યાંથી સદંતર હટાવી દેવામાં ન આવે, પરંતુ દબાણ કહેવામાં આવેલી જમીનક્ષેત્રમાંની જંગલની ગૌણ પેદાશો પર, રાજ્યના જંગલ ખાતાએ મૂકેલી પર્યાવરણીય શરતોને આધીન રહીને, તેમનો અધિકાર જાળવવા દેવામાં આવે.** આ જમીનનો ખેતી માટે ઉપયોગ ન કરી શકાય, તેમજ આદિવાસીઓને સામે ધરીને (proxy) તેમના નેજા હેઠળ ઘૂસતા બહારના ઘૂસણખોરોને ચલાવી ન લેવાય; **આ તજવીજને 'મૂળ સ્થળે પુનર્વસવાટ' (in-situ rehabilitation) કહી શકાય.**

# વનવાસીઓની વિપદા

સુરમલ વહોનિયા

આદિવાસી સમાજમાંના વિચારક, શિક્ષક અને સર્જક પ્રા. વહોનિયા પોતાના આદિવાસી સમાજના પ્રશ્નોતરફ સમતોલ દૃષ્ટિથી જુએ છે.

માનવ વસવાટ વિનાની ઉજ્જડ જમીનનો નિર્દેશ કરતા જંગલ, વન, રાન તેમજ અરણ્ય જેવા શબ્દ સાહિત્યમાં પ્રાચીન કાળથી એક બીજાના પર્યાય રૂપે જોવા મળે છે. જ્યાં માનવ વસ્તી ન હોય તેમજ ખેતીવાડી કે બાગ બગીચા ન હોય એવા સપાટ પ્રદેશ માટે આ શબ્દ વપરાતા. સમય જતાં આ શબ્દોમાંથી અરણ્ય તેમજ રાન શબ્દ પ્રમાણમાં ઓછા વપરાતાં જંગલ તેમજ વન શબ્દ રૂઢ થઇને આજે પણ ટકી રહ્યા છે. સાહિત્યમાં સંગ્રહિત થયેલી કેટલીક પુરાણી ઘટનાઓને તપાસીએ તો એમાં કેટલીક જગ્યાએ વનનાં વર્ણનો મળે છે. પ્રાચીન કાળથી વન તેમજ વનવાસ શબ્દ માનવ જાત સાથે ગાઢ રીતે સંકળાયેલા છે. કોઇ રાજા, તેના વારસો, મંત્રીઓ કે એમનાં સંતાનો તેમજ પ્રજાની વ્યક્તિઓને શિક્ષાના ભાગરૂપે વનમાં મોકલવામાં આવતા. આવા વનવાસના પ્રસંગો પુરાણ કથાઓમાં છે. કોઇ વ્યક્તિ ગુનો કરે તો તેને અમુક સમય સુધી વનમાં રહેવાની ફરજ પાડવામાં આવતી. જ્યાં વ્યક્તિ કેટલાંક કષ્ટ વેઠી પોતાની ઇચ્છા મુજબ જીવન ગાળે તેને વનવાસના નામે ઓળખવામાં આવતો. આ પુરાણાં વન ને વનવગડાની જગ્યાએ વિશેષતઃ જંગલ શબ્દથી આજે ઓળખાતા થયાં છે. જંગલના પર્યાય રૂપે વપરાતો વન શબ્દ સીમિત અર્થ બતાવતો વન વિભાગ તેમજ વનમંત્રીના રૂપમાં ટકી રહ્યો છે ને આજે મર્યાદિત ક્ષેત્ર માટે વપરાય છે. એક બીજાના પર્યાય હોવા છતાં આ બન્ને શબ્દ અમુક સ્થળનો નિર્દેશ કરે છે, જે સ્થળનો નિર્દેશ કરે તે તો નિર્જન પ્રદેશ છે ને ત્યાંનું વાતાવરણ મુક્ત હશે. પ્રાણીઓ તેમજ પક્ષીઓ મુક્ત રીતે વ્યવહાર કરતાં હશે.

આદિકાળથી આવા નિર્જન પ્રદેશની આસપાસ માનવ વસવાટ થયો હોય ને એમણે આવા વિસ્તારમાં પોતાના માટે, પોતાની ઇચ્છાથી (મરજી મુજબ) પોતાની અનુકૂળતાએ પોતાના નિર્વાહ માટે કેટલીક જમીન કેળવી તેમાંથી ઉત્પાદન મેળવતા. કેટલીક પ્રજાએ જંગલનો નાશ કરીને વસવાટ કર્યો હોવાના દાખલા મળે છે. વર્ષો પછી સરકારના ધ્યાનપર આવ્યું હોય ને આવા નિર્જન વનપ્રદેશને રક્ષવા પોતાના હસ્તક લેવા સરકારે કાયદો બનાવ્યો. સરકારે કાયદો બનાવ્યો એ પૂર્વે આવા જંગલવિસ્તારની જમીનનો ઉપયોગ થતો હશે, આવી જમીનપર કોઇનો અંકુશ નહીં હોય. આવા વિસ્તારની પાસે રહેતા અને એમાં પણ ખાસ કરીને આદિવાસી લોકોએ આવી જમીન કેળવી. આ આદિવાસીઓનો વસવાટ ઘણા લાંબા સમયથી આવા જંગલપ્રદેશોની આસપાસ થયેલો જાણી શકાય છે. કાયદાપૂર્વે તેઓ મુક્ત રીતે આવી જમીનનો ઉપયોગ કરતા તેમજ મુક્તરીતે જંગલમાં હરીફરી શકતા. આદિવાસી અને જંગલ એકબીજાના પર્યાયરૂપ બની ગયાં. વર્ષો પછી સરકારી કાયદા ઘડાતાં વનની જમીનનો ઉપયોગ થતો તે જમીનને પણ કેટલાક વિસ્તારોમાં વનનો એક ભાગ ગણીને સરકારે પોતાના હસ્તક લઇ લીધી, આમ કરવા જતાં જેમણે આવી જમીન પોતાના નિર્વાહ માટે કેળવી તેમની પાસેથી જમીન ઝૂંટવાઇ જતાં નિર્વાહ માટેના પ્રશ્નો ઊભા થયા. એટલે ઉપયોગ કરનારાઓને તેમની ઉપયોગમાં લીધેલ જમીનને છૂટી કરીને સોંપવામાં આવી, કાયદામાં સુધારો કરીને સરકારે આવી જમીન ઉપયોગકર્તાઓને સોંપી. જમીનનો ઉપયોગ થતો ઉપરાંત આજુબાજુના પ્રદેશમાં રહેતા લોકો જંગલમાંથી બળતણની સાથે ઔષધિઓ, ફળફળાદી, ગુંદર, પાન, મૂળ વગેરેનો પોતાના જીવનમાં ઉપયોગ કરતા તે કાયદાના અમલ પછી ધીરે ધીરે બંધ થવા માંડયો એટલે જંગલવિસ્તારની આસપાસ રહેતી આદિવાસી પ્રજાએ જંગલમાં છૂટથી હરવા ફરવા તેમજ વનસંપત્તિ એકઠી કરીને પોતે

રોજીરોટી કમાવા તેમજ લાંબા સમયથી જમીન કેળવીને ઉપયોગમાં લેતા આવ્યા તેમણે આવી જમીન પોતાને મળે એ માટેના હક્ક ઊભા કર્યા. કાયદાના અમલ પછી પણ અમુક સમયે આવા જંગલ વિસ્તારની જમીન તૂટતી રહી એટલે સરકારે કાયદામાં ફેર વિચારણા કરીને અમૂક વર્ષથી ખેડતા ખેડૂતોને સીમા નક્કી કરીને એ સમય મર્યાદામાં આવતી જમીનને જે તે ખેડૂતને સોંપવાનું ઠરાવ્યું. આમ જ્યારે નક્કી થયું ત્યારે કેટલાક વિસ્તારમાં હક્ક દાવો અદા કરવામાં નિષ્ફળ ગયેલા ખેડૂતોની જમીન સરકાર હસ્તક જતાં સરકાર સાથે સંઘર્ષ થયો. સરકારે સમયે સમયે પોતાની નીતિમાં ફેરવિચારણા કરી તેમ છતાં આવા ખેડૂતોને સમજાવવામાં સરકારને નિષ્ફળતા મળી ને બીજી બાજુ આવી જમીનના નામે વધારાની જંગલની જમીન તૂટતી રહી.

જંગલના સંરક્ષણ માટે સરકારે ઈ.સ. ૧૯૨૭માં ભારતીય વન અધિનિયમ ઘડયો. આઝાદી મળ્યા પછી વનનીતિમાં સંશોધન કરી ઈ.સ. ૧૯૫૪માં વન નીતિની ઘોષણા કરી સુરક્ષિતવન, રાષ્ટ્રીય વન અને ગ્રામીણ વન આ પ્રમાણે કાર્યના આધારપર વનનું વર્ગીકરણ કર્યું. ને ઈ.સ. ૧૯૮૬માં વન માટેના નવા કાર્યક્રમો ઘડી કાઢ્યા તેમ છતાં સંઘર્ષ થતા રહ્યા. જંગલ તૂટતું રહ્યું. વનના રક્ષકો સાથે લોકોને વારંવાર સંઘર્ષ થતો રહ્યો તો બીજી બાજુ કાયદાનું પાલન કરાવનારાઓએ જંગલમાં પ્રવેશ નિષેધ ફરમાવીને લોકોને દંડતા રહ્યા. જંગલવિસ્તારની પાસે જેમણે જમીન ખેડી તેમની સાથે પણ સરકારના અમલદારો વારંવાર સંઘર્ષપર ઊતરી આવતાં કેટલીક વખત ભોળા આદિવાસીઓને હાથા બનાવીને દંડવામાં કે લૂટવામાં પણ સરકારી અમલદારોએ કોઇ કસર રાખી નથી. ઈ.સ. ૧૯૮૦માં વનને રક્ષવા માટે સરકારે 'વન સંરક્ષણ અધિનિયમ' ઘડયો ને ઈ.સ. ૧૯૮૦ પહેલા જેમણે જંગલની જમીન ખેડી તેમને એ જમીન સોંપીને જંગલને સંરક્ષવાના પ્રયત્નો કર્યા. આ અધિનિયમથી કેટલાક ખેડૂતોને જમીન મળી ને કેટલીક જગ્યાએ હક્ક દાવો અદા કરવામાં નિષ્ફળ ગયેલા ખેડૂતોની જમીન જંગલનો હિસ્સો બની. છતાં કેટલાક ખેડૂતો આવી જમીનનો હક્ક છોડવા તૈયાર નથી. બીજી બાજુ જેમને જમીન મળી તેમણે કેટલીક જગ્યાએ જંગલવિસ્તારમાં ભેલાણ શરૂ કર્યું જેના કારણે દિવસે દિવસે જંગલનો વિસ્તાર ઓછો થતો ગયો. સરકારે જંગલની જમીનનું ભેલાણ થતું અટકાવવા જંગલવિસ્તારની હદ નકકી કરી ને જંગલની જમીનને રક્ષી લેવામાં આવી જંગલવિસ્તારની જમીન ફરતે પથ્થરના પાળા બંધાવ્યા તો કોઇ કોઇ ક્ષેત્રમાં જંગલની જમીન ફરતે ઊંડા ખાડા ખોદાવીને જંગલની જમીનની હદ નક્કી કરતી વખતે જંગલખાતાના અમલદારોએ જમીન સર્વે કરીને રક્ષવા માટે ઘેરી, તેમાં વર્ષો પહેલાં જંગલની જમીન ખેડતા ખેડૂતોને જે સોંપવામાં આવી હતી તે જમીન પણ જંગલમાં જતી રહી. કેટલીક જગ્યાએ પૂરેપૂરી તો કેટલીક જગ્યાએ અંશતઃ જમીન જંગલની જમીનમાં ભેળવી દેવામાં આવી, આવી જમીનને ઘેરી જંગલ ખાતાએ એમાં ખાડા ખોદાવી વૃક્ષ પણ વાવી દીધાં. કેટલીક જગ્યાએ તો જેમની પાસે આવી જંગલની જમીનના હક્ક હતા તેમની જમીન પણ પૂરેપૂરી જંગલખાતાએ હસ્તગત કરતાં અનેક ઠેકાણે જંગલખાતાની વ્યક્તિઓ સાથે આવી જમીનનો હક્ક ધરાવતા લોકો સંઘર્ષમાં આવ્યા. કેટલીક જગ્યાએ મકાનો પણ જંગલની જમીનમાં જતાં રહ્યાં ને કોઇક જગ્યાએ પૂરેપૂરું નહિ તો અડધું મકાન જંગલની જમીનમાં ગયું હોવાની લોકચર્ચા પણ સાંભળવા મળી. લોકો તો વર્ષોથી જે જમીન ખેડતા આવ્યા તે જંગલની જમીન પૂરેપૂરી પોતાને મળે તે માટે પ્રયત્નો કરે છે. આ માટે વારંવાર રેલીઓ કાઢી સરકાર સામે રજૂઆતો કરે છે.

જમાનાઓથી આદિવાસીઓ જંગલવિસ્તારમાં રહેતા આવ્યા છે. એમને જંગલના વ્યવહારમાં પહેલાં કોઇ કાયદો નડતો ન હતો. જંગલસંપત્તિને આદિવાસીઓ સહિયારી ગણે છે, ખપ પુરતું લેવું, જરૂરિયાત પૂરતું વાપરવું, વનમાંથી વસ્તુઓ એકઠી કરી દૂર બજારમાં વેચી પોતાનું ગુજરાન ચલાવવું, ખળખળ વહેતા ઝરણાં વનરાજીની ઠંડકમાં ખુશનુમા વાતાવરણમાં જીવતાં ટેવાયેલા આદિવાસીઓ જંગલનો નાશ થતાં ફક્ત કુદરત પર આધાર રાખનારા આદિવાસીઓના જીવનમાં આર્થિક ક્ષેત્રે ઘણા પ્રશ્નો ઊભા થયા. જંગલને પોતાના જીવની જેમ સાચવતા, પોતાના રહેઠાણ નજીક જમીન કેળવીને વાપરતા, પણ સરકારી કાયદાઓ આવતાં એમની જમીન સરકાર હસ્તક જતી રહી. એક બાજુ જંગલ નાશ પામ્યું તો બીજી બાજુ પોતે વાપરતા થયા તે જમીન ચાલી જતાં આદિવાસીઓના જીવનમાં આર્થિક ક્ષેત્રે મહામુશ્કેલીઓ ઊભી થઇ.

લાંબા કાળથી જંગલમાં રહેનારી પ્રજાનો જંગલ સાથે નાતો છે. એમનો નાતો પુરાણો છે. જંગલનાં ઝરણાંને મનભરીને પીધાં છે, વૃક્ષની ઘટા નીચે છાયામાં એરકંડીશનને બાજુ પર મૂકે એવી કુદરતી ઠંડક અંતરમાં ભરી ગરમીને ઠારી છે. જંગલની સંપત્તિનું રક્ષણ પણ ખરેખર તો આદિવાસીઓજ કરી જાણે, એમનો આનંદ કે ઉમંગ જંગલ સાથે વણાયેલો છે. સરખે સરખાં સાથે મળીને જંગલમાં નિરણ લેવા જતાં કે લાકડા વીણવા જતાં મોજમસ્તી કરતાં કોઇનો ડર લાગતો ન હતો. ગુજરાતી સાહિત્યના કવિ શ્રી ઉમાશંકર જોષી એક કાવ્યપંક્તિમાં 'તમામ પ્રકૃતિ સ્વતંત્ર' કહીને પ્રકૃતિની સ્વતંત્રતાને બતાવે છે. આદિવાસી પણ આ જમીન પર પ્રકૃતિ જેવાજ છે, પ્રકૃતિથી અલગ નથી. એમનું વર્તન પ્રકૃતિ જેવું છે. સ્વતંત્ર રહેવું, જમાનાઓથી સ્વતંત્ર રહેતા આવ્યા છે, આવા જંગલોમાં હરતાં ફરતાં મોજમજા કરતાં એમને કોઇપણ પ્રકારના બંધન નડયાં નથી. વન્ય પ્રાણીઓ સાથે પણ એમનું તાદાત્મ્ય સર્જાયેલું છે. જંગલમાંથી ઇચ્છિત વસ્તુ સહેલાઇથી મેળવી લેતા, ખોરાક તેમજ શિકારની શોધમાં જંગલવિસ્તારમાં હરવા ફરવાની છૂટનો ભરપૂર લાભ ઊઠાવ્યો છે. એક સમય એવો હતો કે જંગલ માટેના કોઇ કાયદા ન હતા, જંગલ પર કોઇનું નિયંત્રણ ન હતું, જંગલમાંથી જોઇતી વસ્તુ લેવામાં કોઇ મુશ્કેલી નડતી ન હતી. જો કે કોઇ વસ્તુ પર નિયંત્રણ ન હોય તો વાપરનારા વપરાશ કરતાં વસ્તુને વધારે પ્રમાણમાં વેડફે છે.વસ્તુઓને વેડફાતી રોકવા નિયંત્રણો જરૂરી છે. આવા નિયંત્રણો જંગલ પર લાદવામાં આવ્યાં જેના કારણે જંગલ સાથે જેમનું જીવન જોડાયેલું છે તેમને કેટલુંક સહન કરવાનું આવ્યું ને પહેલાંની જેમ વ્યવહાર કરવા જતાં એમને અટકાવવામાં આવે ત્યારે એમને દુઃખ થાય છે. આમ કરવા જતાં જંગલ સાથેનો એમનો હૃદય સંવાદ તૂટે છે. જંગલ વિના એ જીવી શકે તેમ નથી. જીવન જરૂરિયાતો એમની જંગલમાં પડેલી છે. જંગલપર નિયંત્રણ આવતાં પોતાની રોજીરોટી માટે જંગલની જમીન કેળવી એ પણ સરકારી કાયદા મુજબ જંગલમાં ચાલી ગઇ જેના કારણે જીવનમાં અંધાધૂંધી સર્જાઇ છે. આજે રોજીરોટી મેળવવા આદિવાસીઓ એક ગામથી બીજે ગામ પોતાના કુટુંબકબીલા સાથે ભ્રમણ કરે છે, કોઇ વખત રોજી મળે ન મળે. જંગલનો વિનાશ થતાં વનપર નભનારાઓનો પણ વિનાશ નક્કી થઇ ગયો છે. જંગલ છોડી શહેર તરફ મજૂરીએ ગયા ને શહેર નજીક કેટલાક સ્થિર થવાના પ્રયત્નો કરે છે, પણ શહેરમાં ગયા પછી એમના માટે ભિખારી બનવાના દિવસો હવે દૂર નથી.

# આદિવાસીઓ અને જંગલ : પ્રશ્નો અને પડકારો

સત્યકામ જોષી

સુરત ખાતેના સેન્ટર ફોર સોશિયલ સ્ટડીઝમાં કાર્યરત ડૉ. સત્યકામ જોષી આદિવાસી સમાજ અને પરિસ્થિતિના ઉંડા અભ્યાસક અને કાર્યકર છે.

જંગલો વિશ્વભરમાં આદિવાસી જીવનનો અંતરંગ હિસ્સો છે. આદિવાસીઓના બે તૃતિયાંશ ભાગના લોકો જંગલમાં વસે છે. ભારતના મોટા ભાગના પ્રદેશોમાં ખોરાક, ઘાસચારો, નાનાં ઇમારતી લાકડાં, ઔષધીય તેમજ અન્ય ઘણીખરી તેમની જરૂરિયાતો પરંપરાગત રીતે જંગલો જ પૂરી પાડે છે. આ જંગલના સંસાધનો જ તેમના સંસ્કૃતિ, અર્થવ્યવસ્થા, ધર્મ અને સામાજિક-આર્થિક વ્યવસ્થાતંત્રના પાયામાં રહેલા છે. તેથી તેમના સમુદાયોએ આ સંસાધનો સાથે પરસ્પરાશ્રિત સહજીવી સ્વરૂપનો સંબંધ પ્રસ્થાપિત કરેલો છે. આમ, તેમણે પોતાનું તાદાત્મ્ય જ જંગલ સાથે જોડી દઇ, જંગલોનો ઉપયોગ અવિરત ચાલુ રાખી શકાય તેવી સંસ્કૃતિ વિકસાવી છે. (ફર્નાન્ડિસ, મેનન અને વિએગસ, ૧૯૮૮:૧૫૦-૧૫૮).

પરંતુ બ્રિટિશ સરકારે તેમના આજીવિકાના સાધનને પોતાની આવકના તેમજ ઇમારતી લાકડાને દુનિયાભરમાં સંસ્થાનો માટે ચાલતા તેમના યુદ્ધો માટે વહાણો બાંધવા માટેના લાકડાના સ્રોત સ્વરૂપમાં ફેરવી નાંખ્યાં. આયોજિત વિકાસે જંગલોને રોજિંદી વપરાશની વસ્તુ તેમજ અન્ય વર્ગના લોકોને ઉપયોગી સરસામાનનો કાચોમાલ તથા ઉદ્યોગવીરોના નફાકારક સાધન બનાવી મૂક્યાં છે. પરિણામે આયોજિત વિકાસના દાયકાઓ દરમિયાન જંગલોના નાશનું પ્રમાણ વધી જવા પામ્યું છે. ૧૮૫૪માં ભારતની ભૂમિનો ૪૦ ટકા ભાગ વૃક્ષોથી આચ્છાદિત હતો. ૧૯૫૨ ની પાસે પાસે જંગલોનું પ્રમાણ ૨૨ ટકા જેટલું ઓછું થઇ ગયું હતું. અને આજે તો દેશમાં વૃક્ષોના આચ્છાદનનો અંદાજ ૧૩ ટકા જેટલો જ મૂકવામાં આવે છે. આયોજિત વિકાસ આદિવાસી-નિર્વાહરૂપ જંગલોની પાયમાલીના પાયામાં રહેલો છે. તેણે તેમને બદલીને પૂર્વતૈયારી વિના જ નવી જીવનશૈલી અપનાવવાની ફરજ પાડી છે. આમ આધુનિકીકરણ તેમના સામાજિક-આર્થિક અને સાંસ્કૃતિક ગૌરવભંગમા પરિણમ્યું છે. (ફર્નાન્ડિસ, ૧૯૯૯).

જ્યારે જંગલો સરકારની સીધી હકૂમત હેઠળ આવ્યાં ત્યારથી જંગલ ખાતાએ જંગલોને નીચે મુજબ વર્ગીકૃત કર્યાં છે :

**(અ) અનામત જંગલો** (Reserved Forests) : જે જંગલોના હક જંગલ ખાતા હસ્તક અનામત છે અને કેટલીક કલમો દ્વારા આદિવાસીઓ તથા મૂળ વતનીઓને બળતણ, લાકડું, ફળો વગેરે જેવી કેટલીક મામૂલી જંગલ-પેદાશો ભેગી કરી ઉપયોગ કરવાની પરવાનગી આપવામાં આવી હોય છે.

**(આ) સંરક્ષિત જંગલો** (Protected Forests) : જંગલ ખાતા દ્વારા નામનિર્દેશ સાથે વિગતે જણાવવામાં આવે ત્યાં સુધી આ જંગલો સંપૂર્ણ સંરક્ષિત છે. જંગલી જીવો (પ્રાણીઓ), વૃક્ષો-વનસ્પતિ અને તમામ અન્ય પ્રકારની જંગલની પેદાશો કોઇ પણ બાહ્ય જગત દ્વારા કોઇપણ દખલ કે નુકસાન પહોંચવાથી સંપૂર્ણપણે સંરક્ષિત છે.

**(ઇ) બિનવર્ગીકૃત જંગલો** (Unclassed Forests) : કેટલાંક જંગલો અંગે જંગલ ખાતું હજી સુધી નિર્ણય કરી શક્યું નથી કે વર્ગીકરણમાં તેમને અનામત વર્ગના હકો આપવા કે સંરક્ષિત વર્ગના. આવા જંગલોને બિનવર્ગીકૃત જંગલો તરીકે જાહેર કરવામાં આવ્યાં છે. ભવિષ્યમાં આ જંગલો તેમના સ્થાન તથા સંબંધિત જંગલ-જાતો (Forest Species) ની સંવેદનશીલતાને આધારે કદાચ અનામત કે સંરક્ષિત વર્ગમાં ફેરવાઇ જાય પણ ખરા.

જ્યાં સુધી ગુજરાતને લાગેવળગે છે ત્યાં સુધી તેનો જંગલ વિસ્તાર ૯.૬ ટકા છે અને વાસ્તવિક જંગલ છવાયો વિસ્તાર તો માત્ર ૬.૪ ટકા જ છે. એટલે કે ૧૨૫૭૮ ચો.કિ.મીટર, કહેવાની જરૂર નથી કે છેલ્લા સો વરસોમાં જંગલ વિસ્તાર ઘટતો જ ગયો છે. બ્રિટિશરો, સરકાર અને બહારના લોકોના આક્રમણને કારણે આવું બનવા પામ્યું છે. અહીં એ પણ નોંધવું જોઇએ કે, સંસ્થાનવાદી શાસકો તેમજ ભારત સરકારે ઘડેલા કાયદા જંગલવાસીઓ (અર્થાત આદિવાસીઓ) ને જંગલ પર નભવા (ટકી રહેવાની) છૂટ આપનારા નહોતા અને નથી. જંગલ અને આદિવાસીઓ આમનેસામને હોવાનું માનવાની દેખીતી ભૂલને ધ્યાનમાં લીધા વિના ૧૫૦ વર્ષો દરમ્યાન રચવામાં આવેલા કેટલાક કાયદા અગત્યના ગણાઇને હજી (બ્રિટિશરો ચાલ્યા જવા છતાં) પણ ટકી રહ્યાં છે. બ્રિટિશ વ્યાપારીકરણના જોરદાર આક્રમણથી આદિવાસી અને જંગલ વચ્ચે ચાલતી આંતરક્રિયામાં મોટું પરિવર્તન આરંભાયું. જ્યારે બ્રિટિશરો ભારત આવ્યા ત્યારે તેમને ભારતીય જંગલોમાં આવક તથા નિકાસના હેતુથી પોતાના ઉપયોગમાં લેવા માટેના મહત્ત્વના સંસાધનો જણાયાં. તેમની સામાન્ય નીતિ તો જંગલોના ભોગે (પણ) ખેતીને પ્રોત્સાહન આપવાની હતી. વ્યવસ્થિત જંગલ નીતિની શરૂઆત ૧૮૮૫માં ગવર્નર જનરલ ડેલહાઉસીએ જંગલ-સંરક્ષણ અંગે જાહેરનામું પ્રસિદ્ધ કર્યું ત્યારથી થઇ. ૧૮૬૫ માં ડાયટ્રીચ બ્રાન્ડિસ જંગલનો સૌ પ્રથમ ઇન્સ્પેક્ટર જનરલ નિમાયો. તેની દોરવણી હેઠળ જંગલ ખાતું રચાયું અને જંગલ અંગેનો પ્રથમ કાયદો ઘડવામાં આવ્યો.

### ગુજરાતમાં જંગલોનો ટૂંકો ઇતિહાસ

ગુજરાત રાજ્યનો કુલ જમીન વિસ્તાર ૧૯.૬૦૨ હજાર હેક્ટર છે (આશરે બે કરોડ હેક્ટર) જે સમગ્ર ભારતના કુલ ભૌગોલિક વિસ્તારના ૫.૯૬ ટકા જેટલો થાય છે. ગુજરાતના કુલ ભૌગોલિક વિસ્તારમાં ૯.૮૯ ટકા જેટલી જમીનો પર જંગલો આવેલા છે. કુલ જંગલ વિસ્તારમાં ૭૧.૨૬ ટકા જેટલું જંગલ અનામત જંગલ છે. જ્યારે ૫.૧૪ ટકા જેટલું જંગલ રક્ષિત જંગલ છે. અને ૨૩.૬૦ ટકા જેટલો જંગલનો વિસ્તાર બિનવર્ગીકૃત છે. ઉપર જણાવેલ જંગલોના વર્ગીકરણમાં ચાર રાષ્ટ્રીય ઉદ્યાનો આવેલા છે. અને ૨૧ જેટલા અભ્યારણ્યોનો સમાવેશ થાય છે. ગુજરાતના કુલ ૧૮૦૨૮ ગામોમાંથી ૪૭૩૨ ગામો જંગલ વિસ્તારમાં આવેલા છે. જંગલ વિસ્તારના મોટા ભાગના ગામો પૂર્વપટ્ટીમાં સ્થિત છે, જ્યાં આદિવાસીઓ વસવાટ કરે છે. ગુજરાતમાં કુલ ૨૯ આદિવાસીઓની જાતિઓ છે. જેમાં મુખ્યત્વે વસાવા, તડવી, ભીલ, હળપતિ, ગામીત, ચૌધરી, કોંકણી, ઢોડિયા પટેલ, રાઠવા, નાયકા, વારલી તેમજ અન્ય આદિવાસી જાતિઓનો સમાવેશ થાય છે. જંગલ વિસ્તારમાં સૌથી સઘન જંગલો મુખ્યત્વે ડાંગ, વલસાડ, નવસારી, સુરત અને નર્મદા જિલ્લામાં આવેલા છે. ઉપર જણાવ્યા પ્રમાણે ગુજરાતમાં કુલ જંગલ વિસ્તાર રાજ્યના કુલ ભૌગોલિક વિસ્તારની સરખામણીમાં ૯.૮૯ ટકા વિસ્તારમાં આવેલ છે. આ વિસ્તારમાં છૂટા-છવાયાં જંગલ વિસ્તાર પણ સામેલ છે. બીજા શબ્દોમાં કહીએ તો ખરાઅર્થમાં જંગલ વિસ્તાર ફક્ત ૬ ટકા જેટલો જ છે એટલે કે ૧૨ લાખ હેક્ટર જેટલી જમીનમાં જંગલ આવેલું છે. આમાંથી ૬ લાખ ૫૦ હજાર હેક્ટર જેટલી જમીનમાં ઘનિષ્ટ જંગલો આવેલા છે.

આઝાદી પૂર્વે ગુજરાતના મોટા ભાગના વિસ્તારો વિભિન્ન રાજાઓના તાબા હેઠળ હતાં. આ દરેક રાજાઓના રજવાડાઓમાં અલગ-અલગ જંગલોના સંચાલનની પદ્ધતિઓ હતી. જંગલની માલિકી જે તે રજવાડાના રાજાની હતી. આમ છતાં જે તે જંગલ વિસ્તારના આદિવાસીઓને જંગલમાં બેરોકટોક પ્રવેશ હતો તેમજ આદિવાસીઓ પોતાની જરૂરિયાત જેટલાં બળતણના લાકડાં, ઢોર ચરાવવા તેમજ જંગલ-ગૌણ પેદાશ વગેરે સરળતાથી મેળવી શકતા હતા. આના પરિણામ સ્વરૂપે જંગલના રક્ષણ માટે આદિવાસીઓએ પોતાની એક અલગ વ્યવસ્થા ઊભી કરી હતી. ઘણા રાજાઓએ જંગલોનો અમુક ભાગ શિકાર માટે ખાસ અનામત રાખ્યો હતો. ધરમપુર રાજ્યના રાજા તો શિકારની પૂર્વતૈયારીરૂપે આદિવાસીઓને જંગલમાં મોકલીને શિકારને ચારેબાજુથી ઘેરીને હાકોટા પાડતાં તેને રાજા જ્યાં શિકાર માટે તૈયાર હોય તેવી જગ્યાએ લાવવાની ફરજ પાડવામાં આવતી. આમ કરવા જતાં ઘણાં આદિવાસીઓએ જાન પણ ગુમાવ્યાના દાખલાઓ છે.

પંચમહાલ અને સુરત ક્ષેત્રના જંગલો સીધી રીતે મુંબઇ રાજની હકુમત હેઠળ હતા. તેમજ આ જંગલો પર બ્રિટિશ રાજની જંગલની નીતિ અમલમાં હતી. બીજી તરફ ડાંગના જંગલો વિશિષ્ટ રીતે સ્થાનિક ભીલ રાજાઓની હકૂમત હેઠળ હતાં. પરંતુ ખાસ કરાર કરીને ડાંગના જંગલો બ્રિટિશરોએ લીઝ પર હસ્તગત કરી લીધાં હતા. જેના બદલમાં ડાંગી રાજાઓને વાર્ષિક નક્કી કરેલ રકમ આપવામાં આવતી હતી. આ જંગલોનો વહીવટ શરૂઆતમાં સીધી રીતે કેન્દ્ર સરકાર કરતી હતી. પરંતુ ત્યારબાદ મુંબઇ સરકારના વહીવટી દેખરેખ હેઠળ આવ્યાં હતાં. લીઝ પર લીધેલ જંગલોના બદલમાં બ્રિટિશરો રાજાઓને જે રકમ આપતા હતા તે બાબતે અવાર-નવાર બ્રિટીશ એજન્ટો અને રાજાઓ વચ્ચે ઝઘડાઓ થતાં. આ ઝઘડાનો અંત લાવવા માટે બ્રિટીશરોએ ૫૦ ટકાથી વધુ જંગલો ૧૮૭૫ થી ૧૯૦૭ સુધીમાં અનામત જંગલો તરીકે જાહેર કર્યા અને જેના પર બ્રિટીશરોનો સંપૂર્ણ હક્ક બન્યો. આવી જ રીતે પંચમહાલ અને સુરતના જંગલોનો વિસ્તાર પણ અનામત જંગલો તરીકે જાહેર થયો. આમ, ૧૯૦૧ની જંગલ નીતિ અમલમાં આવી ત્યાં સુધીમાં સમગ્ર જંગલો બ્રિટીશરોના તાબા હેઠળ આવી ગયા હતાં. આઝાદી બાદ પણ સરકારે બ્રિટીશરો દ્વારા બનાવેલ જંગલોના કાયદાને ધ્યાનમાં રાખીને જંગલો સરકારી માલિકીના બનાવ્યાં. આમ, આદિવાસીઓના પરંપરાગત જંગલ પરના હક્કોને કાયદાકીય રીતે છીનવી લેવામાં આવ્યાં. આ બાબતે આદિવાસીઓએ આઝાદી બાદ અનેકવાર આંદોલનો પણ કર્યા. જે આદિવાસીઓ વર્ષોથી જંગલોમાં જંગલનો વિનાશ કર્યા વિના જંગલની જમીન ખેડતા હતા તેમની પાસેથી જમીનો છીનવી લેવા માટે સરકારે વખતોવખત કડક કાયદાઓ બનાવ્યા અને આદિવાસીઓના રહ્યા-સહ્યા હક્કો પર તરાપ મારવાની શરૂઆત કરી. જે કાયદાઓ બન્યા તેની ટૂંકમાં વિગતો નીચે મુજબ છેઃ

*આમું આદિવાસી રા*
*વાઘોન વાંચડા આમું આદિવાસી રા... કુર્રSSS*
*ઝાડ આમરો, પહાડ આમરો*
*નદી આમરી, પાણી આમરો*
*વતનદાર રે આમુ આદિવાસી રા... કુર્રSSS*
*ખેતી આમરી, ચાર આમરુ*
*ઝાડોન ફોલવો રા, આમુ રાખણેવાલા રા*
*વતનદાર રા, આમુ આદિવાસી રા... કુર્રSSS*
*ઝાડે ઠાણુ, પાણી ભરુ*
*કાટા લાવુ, વાડે બાંધુ*
*ઝાડોન રાખવાલી રા આમુ આદિવાસી રા... કુર્રSSS*
*પાલા ખાઉ, પોલવો ખાઉ*
*બાંધ બાંધુ, કાદ્રવ રાખુ*
*પાણી અડવૂ, તલાવ બાંધુ*
*માસા ખાઉ, ખેકડા ખાઉ,*
*ખાર્યા ખારબાજ આમુ આદિવાસી રા... કુર્રSSS*
*વાઘન વાચડા આમુ આદિવાસી રા... કુર્રSSS*

**સંકલક : સુભાષ પાવરા**

## ૧૮૬૫નો જંગલ અંગેનો કાયદો (Forest Act of 1865)

આ કાયદો જંગલનો ઉપયોગ, વ્યવસ્થા અને જાળવણીને નિયંત્રિત કરવા માટે ઘડવામાં આવ્યા હતો. જંગલવાસીઓ દ્વારા એકઠી કરાતી જંગલ પેદાશો ઉપર નિયંત્રણ લાદવાનો આ સૌ પ્રથમ પ્રયાસ હતો. આમ, સામાજિક રીતે નિયંત્રિત લોકવ્યવહારો કાયદા દ્વારા અંકુશિત થયા.

## ૧૮૭૮નો જંગલ અંગેનો કાયદો (Forest Act of 1878)

જંગલોને (I) અનામત જંગલો. (II) સંરક્ષિત જંગલો અને (III) ગ્રામ-જંગલો - એમ ત્રણ વર્ગોમાં વર્ગીકૃત કરવામાં આવ્યા. સૂચિત અનામત તથા સંરક્ષિત જંગલોમાં જમીન તથા જંગલ-પેદાશો પરના પોતાનો હક-દાવાની નોંધણી કરાવવા માટે જાહેરાત કરવાની હતી. ગેરકાયદે પ્રવેશ તથા ઢોર ચારવા પર પ્રતિબંધ મૂકવામાં આવ્યો. ઇમારતી

લાકડા પર કર નાંખવામાં આવ્યો. ખાનગી જંગલો માટે પૂર્વજાણકારી ભેગી કરવામાં આવી...વગેરે.

## જંગલ-નીતિ ઠરાવ ૧૮૯૪

જંગલોના ચાર વર્ગ પાડવામાં આવ્યા : (અ) આબોહવા કે ભૌતિક આધારો પર જે જંગલોને અનામત રાખવા જરૂરી હોય, (આ) જે જંગલો વ્યાપારી હેતુ માટે કિંમતી ઇમારતી લાકડાંનો પુરવઠો પૂરો પાડી શકતા હોય, (ઈ) ગૌણ (Minor) જંગલો અને (ઈ) ઢોર ચારવા માટેની જમીનો.

## ૧૯૨૭નો ભારતીય જંગલો અંગેનો કાયદો (Indian Forest Act 1927)

૧૯૨૭નો ભારતીય જંગલો અંગેનો કાયદો જંગલોની જમીનો તથા પેદાશ પર લોકોના અધિકારોને વધુ નિયંત્રિત કરવાના એક પ્રયત્નરૂપ હતો. તેમાં જંગલોનું વિભાજન ૧૮૭૮ ના કાયદા મુજબ રાખવામાં આવ્યું હતું. જંગલો પર રાજ્યનું નિયંત્રણ વિસ્તારવા માટેની જોગવાઇઓ વિસ્તૃત કરવામાં આવી હતી. અમુક કિસ્સાઓમાં ખાનગી જંગલોની વ્યવસ્થા હસ્તગત કરવાની જોગવાઇઓ પણ કરવામાં આવી હતી. જંગલ સંબંધી ગુનાઓને આ કાયદા હેઠળ સજાપાત્ર ગુનાઓ તરીકે સ્પષ્ટપણે નક્કી કરી. તે અંગે તે (કાયદા) હેઠળ નિયમો ઘડવામાં આવ્યા.

## ૧૯૫૨ની રાષ્ટ્રીય જંગલ નીતિ

૧૯૫૨ ના ભારત સરકારના એક ઠરાવ દ્વારા આ નવી રાષ્ટ્રીય નીતિ પ્રસિદ્ધ કરવામાં આવી. આ સાંસ્થાનિક બ્રિટીશ નીતિનો વિસ્તાર હતો. રાષ્ટ્રીય હિતની વિભાવનાનું એક બહુ સંકુચિત અર્થઘટન હતું. જંગલોની નજીક રહેતા આદિવાસીઓને જંગલોનો ઉપયોગ કરતા રોકવામાં આવ્યા હતા. સરકારે આ દ્વારા જંગલોમાંથી વધુને વધુ આવક મેળવવાનો પ્રયત્ન કર્યો હતો. આદિવાસીઓને જંગલોના દુશ્મનો માનીને ભારતની તકનીકી દક્ષ વ્યાવસાયિક જંગલ સેવા દ્વારા જંગલોમાંથી મુખ્યત્વે આવક વધારવાનું જ વિચારાયું હતું. ૧૯૬૦માં નિમાયેલા અનુસૂચિત જનજાતિઓ માટેના કમિશને આદિવાસી લોકોના જીવનમાં જંગલોના મહત્ત્વ પર ભાર મૂક્યો. આદિવાસીઓના પરંપરાગત અધિકારોને માન્ય કરવામાં આવ્યા નહિ. ૧૮૯૪માં જે 'હક અને વિશેષાધિકારો' બન્યા હતા તે ૧૯૫૨ માં 'હક અને છૂટછાટ' બન્યા. પાછળથી તો તે કેવળ 'છૂટછાટો' જ ગણવામાં આવી.

## કૃષિ અંગેનું રાષ્ટ્રીય કમિશન ૧૯૭૬ (National Commission on Agriculture 1976)

આ કમિશને કોઇપણ ભોગે જંગલોના વ્યાપારીકરણનું સમર્થન કર્યું અને જંગલ-પેદાશો પર આદિવાસીઓના હકો નિયમિત કરી આપવાની ભલામણો કરી. કમિશને કાર્યાત્મક રીતે જંગલોની તમામ જમીનોને (૧) સંરક્ષિત જંગલો, (૨) ઉત્પાદક (Productive) જંગલો અને (૩) સામાજિક જંગલોમાં વર્ગીકૃત કરવાની ભલામણ કરી.

બંધારણના ૪૨ માં સુધારા દ્વારા જંગલોને રાજ્યની યાદીમાંથી ફેરવીને સંયુક્ત યાદીમાં મૂકવામાં આવ્યા. ૧૯૮૦ ના ઓક્ટોબરમાં ભારત સરકારે જંગલ સંરક્ષણ વટહુકમ અમલ માટે પ્રસિદ્ધ કર્યો. આ વટહુકમ પાછળથી કાયદામાં ફેરવી નાખવામાં આવ્યો (નં. ૬૯.૧૯૮૦).

## ભારતમાં જંગલો અને આદિવાસીઓ અંગે સમિતિ

આ સમિતિએ આદિવાસીઓના જીવનમાં જંગલના મહત્ત્વ પર ભાર મૂક્યો. તેઓ જંગલમાંથી વિના મૂલ્યે બળતણ અને ઘર, છાપરું બાંધવા માટે લાકડું મેળવવા ઉપરાંત તેમની આવકનો લગભગ એક તૃતિયાંશ હિસ્સો મામુલી જંગલ-પેદાશના વેચાણમાંથી કમાય પણ છે. બીજા શબ્દોમાં કહીએ તો આદિવાસી વ્યક્તિ, સ્થાનિક આદિવાસી સમુદાય અને

રાષ્ટ્રીય હિત એ જંગલ-નીતિના ત્રિકોણના ત્રણ ખૂણાઓ લેખાવા જોઇએ.

### પછાત વિસ્તારોના વિકાસ અંગે રાષ્ટ્રીય સમિતિ

આ સમિતિએ કૃષિ અંગેના રાષ્ટ્રીય કમિશનને અનુસરીને જંગલની જમીન અને પેદાશ અંગે આદિવાસી સમિતિઓના અધિકારો પર કાપ મૂકવાની ભલામણ કરી. આ સમિતિએ પછાત પ્રદેશોમાંની આદિવાસી સમિતિઓને સારી પેઠે પોષણ પૂરું પાડવામાં ગૌણ જંગલ-પેદાશોના મહત્ત્વ ઉપર પણ ભાર મૂક્યો. તેણે તમામ સ્વરૂપના વચેટ માણસોને દૂર કરવાની ભલામણ કરી અને જણાવ્યું કે ગૌણ જંગલ-પેદાશને રાજ્યની આવકનો સ્રોત ગણવો જોઇએ નહીં.

### ભારતના જંગલ વિસ્તારોમાં હક અને છૂટછાટની સમીક્ષા માટેની સમિતિ

આ સમિતિએ જંગલ નીતિની પુર્નરચના કરવાની ભલામણ કરી. તેણે હક અને છૂટછાટોનો અમલ વિદ્યમાન જંગલોથી વધુમાં વધુ આઠ કિલોમીટરની સીમાની અંદર રહેતા આદિવાસીઓ, ખેડૂતો તથા અન્ય લોકો પૂરતો જ મર્યાદિત રાખવાની ભલામણ કરી. વળી, તેણે એવી પણ ભલામણ કરી કે લાભ પામનારાઓને જંગલમાં આવીને પેદાશ લઇ જવાની છૂટ આપવી જોઇએ નહિ, તે માટે પુરવઠો બહાર કાઢી આપવો જોઇએ.

### ૧૯૮૦નો જંગલ સંરક્ષણ કાનૂન

૧૯૮૭ની શરૂઆતમાં ભારત સરકારે આ નીતિવિષયક ઠરાવનો મુસદ્દો ફરતો કર્યો હતો. તેનું મુખ્ય ધ્યેય પર્યાવરણની સ્થિરતા અને પરિસ્થિતિશાસ્ત્રીય સમતુલા હતું. જંગલવાસી સમુદાયોનું કલ્યાણ જંગલનીતિના મુખ્ય ધ્યેય તરીકે સ્વીકારવામાં આવ્યું. આદિવાસી સમુદાયો, જંગલ વિસ્તારોમાં કાર્યરત કર્મશીલો (activists) ઠરાવના આ મુસદ્દાથી ખરેખર ખુશ થયા. પરંતુ ૧૯૮૮માં સરકારે ૧૯૮૦ના જંગલ સંરક્ષણ કાનૂનમાં સુધારો (amendment) કર્યો. તે દ્વારા હલકી જમીન આદિવાસી સહકારી મંડળીઓ અને સંગઠનોને આપવાના અગાઉના હેતુઓવાળાએ ઠાવકાઇથી આપેલાં તમામ વચનો રદ કર્યાં. ૧૯૯૦ની ૧લી જૂને, પર્યાવરણ અને જંગલ મંત્રાલયે સંયુક્ત જંગલ વ્યવસ્થા શબ્દ પ્રયોગ દ્વારા ગ્રામ સમુદાયો અને સ્વૈચ્છિક સંગઠનોની સામેલગીરી અંગે એક માર્ગદર્શક સૂચનાપત્ર પ્રસિદ્ધ કર્યો.

ઉપરોક્ત વૃત્તાંત દર્શાવે છે કે બંધનકારક જંગલ નીતિને કારણે આદિવાસીઓના જંગલ પરના અધિકારનો ઇન્કાર કરવામાં આવ્યો છે. ઉદ્યોગીકરણ, શહેરીકરણ અને જંગલ પાયમાલીએ આદિવાસીઓને જંગલોમાંથી ધકેલી કાઢ્યા છે. આ સમયગાળામાં આદિવાસીઓ અને જંગલો વચ્ચેના સંબંધો આકરી રીતે બદલવામાં આવ્યા છે. આજે મોટા ભાગના આદિવાસીઓને જંગલો સાથે વિવિધ કારણોસર ગાઢ સંબંધ રહેવા પામ્યો નથી. તેમાના કેટલાંકનો અમે ઉપર ઉલ્લેખ કર્યો છે. પરંતુ તે સાથે સાથે જ, આદિવાસીઓ જંગલોમાં રહે જ છે અને જંગલો સાથે તેઓ સામાજિક-સાંસ્કૃતિક અને આર્થિક રીતે જોડાયેલા છે જ. જંગલો સાથેના ઐતિહાસિક સહજીવનને કારણે જંગલો પરના પોતાના પ્રણાલીગત અધિકાર પુનઃ પ્રાપ્ત કરવાનો દાવો તેઓ કેટલીકવાર કરે જ છે. આનું જ પરાવર્તન આદિવાસીઓ દ્વારા જંગલો પર નિયંત્રણ મેળવવા માટેનું ચલાવાતું વર્તમાન આંદોલન છે.

૧૯૯૭-૯૮ જિલ્લાવાર જંગલ વિસ્તારના આંકડા મુજબ ડાંગ જિલ્લાની ટકાવારી (૫૯.૮૪ ટકા) સૌથી વધુ છે અને ત્યાર પછી અનુક્રમે પંચમહાલ, વલસાડ, સુરત અને ભરૂચ આવે છે. રાજ્યમાં આદિવાસી પ્રધાનતાવાળા જિલ્લાઓ પણ છે. જંગલ વિભાગવાર તેમજ જિલ્લાવાર જંગલ વિસ્તારોને લગતી તેમના કાનૂની સ્થાન સહિત વિગતપૂર્ણ માહિતી જોઇએ છે.

પરંતુ એ પણ અહીં નોંધવું જોઇએ કે જંગલખાતું જંગલમાથી ઘણી વિશાળ રકમ આવક તરીકે કમાય છે તેમજ જંગલની મહેસૂલી આવક-ખર્ચની માહિતી જોઇએ તો દેખાઇ આવે છે કે તેમાંથી ૫૦ ટકાથી વધુ રકમ તો જંગલ જાળવણી તથા

**સ્પષ્ટીકરણ**

૩૦ મી ઓક્ટોબર, ૨૦૦૨ ના રોજ ડૉ. વી.કે. બહુગુણા, ઇન્સ્પેક્ટર જનરલ ઓફ ફોરેસ્ટ્સ્ તરફથી તમામ રાજ્યોના મુખ્ય સચિવો, વનખાતાનાં સચિવો તેમજ પ્રમુખ વનસંરક્ષકોને પત્ર મોકલવામાં આવ્યો, જેમાં 'જંગલ જમીન પરના ગેરકાયદેસર દબાણો હટાવવાબાબત સમયબદ્ધ કાર્યયોજના વિષે સ્પષ્ટીકરણ' કરવામાં આવ્યું.

આ અંગે આ દ્વારા સ્પષ્ટીકરણ કરવામાં આવે છે કે ... આ મંત્રાલયના નીતિધોરણોમાં કોઈ જ ફેરફાર થયેલ નથી. અધિકૃત કરવાપાત્ર દબાણો અંગેના વિવાદિત મામલાઓમાં, કે જ્યાં ફર્સ્ટ ઓફેન્સ રિપોર્ટ (FOR) મળતાં નથી અથવા અધિકાર ખરેખર અપાયાં નથી,... આ પ્રકારના મળી આવતા કિસ્સાઓ અંગેની અરજીઓ/પ્રસ્તાવ બનાવીને જે તે રાજ્ય સરકારો કેન્દ્ર સરકારને રજૂ કરે, જેથી તેમના અંગે અંતિમ નિર્ણય ચોક્કસ મુદતની અંદર લઇ શકાય.

જે અપાત્ર દબાણો છે,... આવા દબાણકારોનો પુનર્વસવાટ જે તે રાજ્ય સરકારો પોતાના નીતિધોરણો અનુસાર જંગલ સિવાયની જમીનો પર કરી શકે છે. અલબત્, રાજ્ય સરકારો આવા અપાત્ર થતા દબાણકારોના આર્થિક પુનર્વસવાટ ખાતર તેમને જોઇન્ટ ફોરેસ્ટ મેનેજમેન્ટ અંતર્ગત જંગલ વ્યવસ્થાની પ્રવૃત્તિઓમાં સામેલ કરી લઇ તેમનું 'મૂળ સ્થળે જ પુનર્વસવાટ' (**in-situ rehabilitation**) કરવાનું પણ વિચારી શકે છે.

જંગલ ખાતાના કર્મચારીઓ તથા કાર્યાલયો પાછળ ખર્ચાઇ જાય છે. જંગલના રહેવાસીઓ માટે તો બહુ જ ઓછું ખરચવામાં આવે છે. ૧૯૯૧ માં ગુજરાત સરકારે સંયુક્ત વન વ્યવસ્થા (JFM- Joint Forest Management) નામનો કાર્યક્રમ દાખલ કર્યો હતો. તેમાં જંગલના લોકોના સહકારથી જંગલ ઉછેરવા- વિકસાવવાની જોગવાઇ કરવામાં આવી હતી. સરકારે જંગલો ઉછેરવા તથા સંરક્ષવા માટે લોકોની એક સમિતિ બનાવી હતી. આ સમિતિના સભ્યને બળતણ માટે લાકડા વાપરવાની તેમજ તે વિસ્તારમાં સુલભ ગૌણ જંગલ-પેદાશો લઇ જવાની છૂટ હતી. સરકારે આવી ૭૦૦ સમિતિઓ કે સહકારી મંડળીઓની વ્યવસ્થા કરી હતી. પણ તેનું પરિણામ સંતોષકારક નહોતું. આ કાર્યક્રમ પાછળ એવું માની લેવામાં આવ્યું હતું કે જંગલ સાથે લોકો આત્મભાવ અનુભવશે. અને તેથી તેઓ જંગલ ઉછેરમાં ટેકો કરશે. પરંતુ આ કાર્યક્રમની યોજનાની કલમ હેઠળ જંગલ પરનો અંતિમ કાબૂ જંગલ ખાતાનો જ રહેતો હતો. તેમાં જંગલના લોકોને જંગલની માલિકી મળવા કે રાખવા અંગે કોઇ જોગવાઇ નહોતી. ઠીકઠીક વિકાસ છતાં અમુક રહી ગયેલી સંદિગ્ધતાઓ અંગે કાળજી રખાવી જોઇએ :

૧- ઘાસચારા અને બળતણના લાકડામાં ઉપયોગી વૃક્ષો કે વનસ્પતિના રોપાણ કરતાં બજારલક્ષી વૃક્ષારોપણને જ વધુ અગ્રતા આપવામાં આવી છે. પરિણામે ગરીબ કુટુંબની વપરાશી બાબતો માટે નહિવત્ ફાળવણી કરવામાં આવી છે.

૨- લોકહિત કરતાં અમલદારશાહી તથા વિભાગી જરૂરિયાતો વધુ બળવત્તર હતી. તેનું પ્રતિબિંબ વૃક્ષારોપણ -પસંદગી અંગેના નિર્ણયોમાં પડે છે. તેનું સંચાલન આખરે તો સરકારી વિભાગ દ્વારા થાય છે, લોકો દ્વારા નહિ. પરિણામે આ (વૃક્ષારોપણ) કાર્યક્રમમાં લોકોની સહભાગિતા બહુ ઓછી હોય છે.

૩- લોકો દેખીતા જ સહભાગી થતા નથી; કારણ કે, રોપાની જાત તથા રોપાણ-અંતર વિભાગના હાથમાં હોય છે. વિભાગ રોપ અંગે લોકોની પસંદગીની પરવા કરતો નથી.

૪- લોકોની સંમતિ માની લેવામાં, તેમને વિશ્વાસમાં લેવામાં આવ્યા નથી. વિભાગનો ઘણોખરો અભિગમ અમલદારશાહી છે. જંગલવાસીઓના સાંસ્કૃતિક પાસાની અવગણના કરવામાં આવી છે. આખા કાર્યક્રમનું વ્યવસ્થાતંત્ર થોડા જણાના જ આધિપત્યવાળું છે. તેથી લોકોના અભિપ્રાયની અભિવ્યક્તિને તેમાં કોઇ સ્થાન નથી.

૫- સંયુક્ત જંગલ વ્યવસ્થા કાર્યક્રમ (JFMP) ભૂમિહીન જંગલવાસીઓ તેમજ સીમાંત ખેડૂતોને લાભકર્તા નથી.

આમ, સંયુક્ત જંગલ વ્યવસ્થા કાર્યક્રમનું જંગલવાસીઓના સંદર્ભમાં સમીક્ષાત્મક રીતે મૂલ્યાંકન થવું જ જોઇએ.

એમ જણાય છે કે ગુજરાતમાં કોટવાળિયા આદિમ જનજાતિ સંપૂર્ણ રીતે વાંસકામ પર નભે છે. જો કે જંગલ ખાતું કોટવાળિયાજનોને રાહત દરે બાંબુ આપે છે. પરંતુ આ લોકો ગરીબમાં ગરીબ હોવાથી તેમજ સદીઓથી જંગલો પર જ નભતા હોવાથી તેમને અપાતી રાહત પર્યાપ્ત નથી. ૧૯૯૭-૯૮ ના વર્ષમાં કોટવાળિયા અને વાંસફોડા લોકોને ૩૭૩૪ મેટ્રિક ટન બાંબુ પૂરા પાડવામાં આવ્યા હતા. પરંતુ તે સામે કેન્દ્રીય પલ્પ મીલને કાગળ બનાવવા માટે ૧,૨૪,૭૨૧ મેટ્રીક ટન બાંબુ ફાળવવામાં આવ્યા હતા. બાંબુ ફાળવણીનો આટલો મોટો તફાવત ઘટાડવો જ જોઇએ. તદુપરાંત અમારા જાણવામાં એવું પણ આવ્યું છે કે કોટવાળિયા લોકોને અપાયેલા બાંબુ તદ્દન સૂકા હતાં. સૂકાબાંબુ-બનાવટો માટે સારા નથી.

## તાજેતરનો જંગલો પર અનઅધિકૃત દબાણોને લગતો સરકારી હુકમ અને આદિવાસીઓની પરિસ્થિતિ

બ્રિટીશ સરકાર તેમજ આઝાદ ભારતની સરકારે જંગલો પર પોતાની એકહથ્થુ સત્તા વિસ્તરવા માટે યેન -કેન પ્રકારેણ એવું પ્રતિપાદિત કરવા માંડયું કે , જંગલોના વિનાશનું સૌથી મોટું કારણ આદિવાસીઓ દ્વારા જંગલોનું અનધિકૃત દબાણ છે. આ માટે સમયાંતરે જંગલની નીતિ વધુ કડક પણ બનાવવામાં આવી. આમ છતાં આ નીતિ સામે અનેક લોકો, સમૂહો તેમજ સંગઠનોએ વિરોધ નોંધાવ્યો. ગુજરાતમાં આ બાબતે આદિવાસી થકી ચલાવાતા આંદોલનો, અમદાવાદ સ્થિત દિશા અને એકલવ્ય સંસ્થા, ડાંગમાં થયેલ ભૂમિહીન હક્ક સંરક્ષણ સમિતિનું આંદોલન, માંગરોળ (ભરૂચ) ની આર્ચ-વાહિની સંસ્થા, આદિવાસી એકતા પરિષદ, વગેરેના પ્રયાસોની નોંધ લેવી અનિવાર્ય છે. આ તમામ સંગઠનો અને સંસ્થાઓએ મજબૂત રીતે સરકારની દમનકારી નીતિનો લોકશાહી ઢબે વિરોધ કરીને આદિવાસીઓના જંગલો પરના પાંરપરિક હક્કો અપાવવામાં ખૂબ મહેનત કરી. આના પરિણામરૂપે, સરકારે ૧૯૬૭ સુધી જે આદિવાસીઓ જંગલની જમીનો ખેડતાં હતાં તે જમીનો તેમના નામે કરવા માટે ૧૯૭૨માં હુકમો કર્યા. પરંતુ આ કાર્યવાહી સમયસર પૂર્ણ ન થઇ. તેથી ૨૫-૧૦-૧૯૮૦ સુધી જેઓ જમીન ખેડતાં હતાં તેમના નામે જમીનો કરવાનો નિર્ણય લેવાયો. આ આંદોલનોને કારણે સરકારે ખૂબ જ થોડી જમીનો આદિવાસીના નામે કરી આપી. ૧૯૬૪માં ૧૯૭ હેક્ટર, ૧૯૭૧માં ૧૨૩ હેક્ટર, ૧૯૭૨માં ૧૩૯૩ હેક્ટર જમીનો આદિવાસીઓના નામે થઇ. જ્યારે ૧૯૬૧ના સર્વે મુજબ ૩૩ હજાર આદિવાસી કુટુંબો જંગલની જમીનો ખેડીને પોતાનું જીવન ગુજરાન ચલાવતાં હતાં. આદિવાસીઓ પર જંગલ ખાતાનો દમનનો દોર ચાલુ જ રહ્યો. સમગ્ર ગુજરાતમાં અનેક સ્વૈચ્છિક સંગઠનો દ્વારા દબાણ આવતાં છેક ૧૯૯૨માં સરકારે કેન્દ્ર સરકારને ઠરાવ મોકલ્યો કે, ૧૯૮૦ પહેલા જે આદિવાસી અનધિકૃત રીતે જંગલની જમીન પર ખેતી કરતા હોય તેની જમીન તેના નામે કરી આપવી. સરકારે પણ સ્વીકાર્યું કે ગુજરાતમાં કુલ ૪૦ હજાર હેક્ટર જમીન પર ૫૦ હજારથી વધુ વ્યક્તિઓ અનધિકૃત રીતે જમીન ખેડી રહ્યાં છે તેમને તાત્કાલિક રીતે નિયમિત કરી આપવી જોઇએ અને આદિવાસીઓને આ જમીનો તેમના નામે કરી આપવી જોઇએ. આમ છતાં જમીનો નિયમિત ન થઇ, કેમ કે આ બાબતે કેટલીક શરતો સરકારે રાખી હતી. જેમાં ૧૯૮૦ પહેલાં જે વ્યક્તિ જમીન ખેડતો હોય તેણે જંગલ ખાતા તરફથી મળેલ દંડની પાવતી બતાવીને પુરાવો આપવો. આદિવાસીઓ માટે આવી નાનકડી ચબરખી સાચવી રાખવી અતિમુશ્કેલ હતું. વળી, મોટા ભાગના કિસ્સામાં જંગલ ખાતાના અધિકારીઓ દંડની પાવતી આપતા જ ન હતા. આદિવાસીઓને ડરાવી ધમકાવીને તેમની પાસેથી ગેરકાયદેસર રીતે પૈસા તેમજ વસ્તુઓ પડાવી લેતા હતા. આથી, ૧૯૮૦ પહેલાં જંગલની જમીન ખેડતા આદિવાસીઓ માટે પુરાવાઓ રજૂ કરવા મુશ્કેલ હતાં. આમ છતાં જેઓપાસે પુરાવાઓ હતા તેમણે સરકારમાં રજૂ કર્યા. અંતમાં, ૧૯૯૭માં ૪૦ હજાર હેક્ટર જમીનો નિયમિત કરવાની વાત સરકારે સ્વીકારી, જે અંગેની કાર્યવાહી ચાલુ છે. પરંતુ આ કાર્યવાહી હજુ તો રગસિયા ગાડાની જેમ ચાલી રહી છે, ત્યાં તો ૩જી મે ૨૦૦૨ના દિવસે ઇન્સ્પેક્ટર જનરલ ઓફ ફોરેસ્ટ (IGF) એ દેશમાં બધાં જ રાજ્યો પર એક પરિપત્ર મોકલ્યો, જેનો સાર આ પ્રમાણે છે :

''આદિવાસીઓ જંગલ આડેધડ કાપી રહ્યાં છે અને જુદા-જુદા રાજ્યોમાંથી મળતી માહિતી પ્રમાણે ઓછામાં ઓછી ૧૨.૫ લાખ હેક્ટર જમીન પર તેમણે અતિક્રમણ કરેલું છે... આવા બધા જ ગેરકાયદેસરના અતિક્રમણ કરનારાઓને ૩૦મી સપ્ટેમ્બર ૨૦૦૩ સુધીમાં જંગલ જમીનથી ખાલી કરી દેવડાવવામાં આવે.''

આટલું ઓછું હોય તેમ સુપ્રિમ કોર્ટ તરફથી સેન્ટ્રલ એમ્પાવર્ડ કમિટી (CEC)ની સ્થાપના પણ તુરત જ કરવામાં આવી. જેમાં એક પણ સભ્ય આદિવાસી સમાજમાંથી લેવામાં ન આવ્યો. CEC એ પણ IGF ના પત્રમાં લખેલી બાબતોને ટેકો જાહેર કર્યો અને ૧૯૮૦ પછી થયેલાં અતિક્રમણોને ટૂંક સમયમાં હટાવવા જોઇએ તેવું કહ્યું (સ્વાતી દેસાઇ, 'ભૂમિપુત્ર' ઓક્ટોબર ૨૦૦૩).

આ પરિપત્રને કારણે દેશભરના આદિવાસીઓ જાગૃત થયા છે. અનેક રાજ્યોમાં આનો વિરોધ પ્રદર્શિત કરવા માટે રેલીઓ-ધરણાંઓ તેમજ સભાઓ યોજવામાં આવી રહી છે. ગુજરાતમાં પણ એકલવ્ય સંગઠન, આદિવાસી એકતા પરિષદ, આર્ચ-વાહિની, તેમજ ગુજરાત આદિવાસી મહાસભાએ છેલ્લા ચાર મહિનાથી અનેક કાર્યક્રમો યોજીને આ અંગે આદિવાસી વિસ્તારમાં અસરકારક જાગૃતિ આણી છે. આના ભાગરૂપે ઓગષ્ટ અને સપ્ટેમ્બર ૨૦૦૩માં જંગી રેલીઓનું આયોજન થયું. આ રેલીઓમાં માંગણી કરવામાં આવી કે :

(૧) આઇ.જી.એફ.નો પરિપત્ર અને સેન્ટ્રલ એમ્પાવર્ડ કમિટીની ભલામણો પાછી ખેંચી લો.

(૨) ૧૯૮૦ પહેલાંના જંગલ જમીન પર ખેતી કરતા દંડ પાવતી વગરના આદિવાસીઓને જમીન કાયમી કરવા માટે મહારાષ્ટ્ર સરકારે બહાર પાડેલા પરિપત્રના આધારે ગુજરાત સરકારે પણ તાત્કાલિક પરિપત્ર બહાર પાડવો જોઇએ.

(૩) સનદ આપેલ આદિવાસીઓને જમીન નામે કરી આપવી જોઇએ.

(૪) ૧૯૮૦ પછી ખેતી કરતા આદિવાસીઓને ૨૧ વર્ષના પટ્ટા પર જમીન ખેડવા આપવી જોઇએ.

(૫) જંગલમાં વસતા આદિવાસીઓ પર અત્યાચારો બંધ કરો. અત્યાચાર કરનાર પોલીસ ખાતા અને જંગલ ખાતાના કર્મચારીઓ પર તાત્કાલિક પગલાં ભરો.

આ ઉપરાંત પણ અન્ય ૧૨ માંગણીઓ છે.

હજુ સુધી સરકારે આ બાબતે કોઇ સકારાત્મક પગલાં લીધાં નથી. સંભવતઃ સંઘર્ષ લાંબો ચાલશે. પરંતુ છેલ્લા ૧૫-૧૭ વર્ષથી જંગલની જમીનોના હક્કો આદિવાસીઓને મળવા જોઇએ તેવી કટિબદ્ધતાથી સંઘર્ષ કરતા ગુજરાતના વિભિન્ન સ્વૈચ્છિક સંસ્થાના સંગઠનો, સંગઠન વિના સીધી રીતે આ મુદ્દાને ધ્યાનમાં રાખીને આદિવાસીઓને સંગઠિત કરતા આંદોલનકારીઓ, ગુજરાતના બુદ્ધિજીવીઓ, સંનિષ્ઠ પત્રકારો, આદિવાસી-બિનઆદિવાસી રાજકીય નેતાઓ, વગેરે આ મુદ્દાને લઇને એક સાથે ભેગા થયા છે. આ તમામને લાગી રહ્યું છે કે આપણી વિખરાયેલી શક્તિને ભેગી કરીશુ તો જ ન્યાય મળી શકશે. આ એક મોટી આશા છે. આદિવાસીઓના જંગલ પરના અબાધિત અધિકારને વ્યવસ્થિત ઢબે નાબુદ કર્યા બાદ તેમનું જીવન જેના પર આધારિત છે તેવા જંગલો સાથેનો તેમનો નાતો તોડવાના કાયદાઓ આઝાદ ભારતના ઉત્કૃષ્ટ બંધારણ સામે સૌથી મોટો કુઠારાઘાત છે. જો આવા જ પ્રકારના કાયદાઓ અને સરકારી હુકમો નીકળતા રહેશે તો એકવીસમી સદીના અંતભાગમાં જંગલો તેમજ આદિવાસીઓનું નિકંદન નીકળી જશે તેવું લાગી રહ્યું છે.

# જંગલની ખેતી : ડાંગ નો સળગતો પ્રશ્ન

એડ. દીપક ચૌધરી

આદિવાસીઓની નવા જમાનાની લડતો જ્યારે ન્યાયાલયોમાં જ લડાય છે ત્યારે તેમની તરફેણમાં તે સમરે ઊતરેલા લડવૈયા, વેડછી-વાલોડના ગાંધીવાદી વકીલ દીપકભાઈ ચૌધરી વર્ષોથી ચાલતી એમની લડાઇની કેટલીક નોંધો અહીં રજૂ કરે છે.

સને ૧૯૯૪ ના જૂન મહિનામાં ડાંગના કેટલાક કાર્યકર્તા ભાઇ-બહેનો મને મળવા આવ્યા. તેમણે મને રજૂઆત કરી કે, જંગલ ખાતું અને પોલીસના અમલદારો ડાંગના ગરીબ આદિવાસીઓને બેરહેમ મારપીટ કરી, જાનમાલનું નુકસાન કરી, ગમે ત્યારે પકડી જેલમાં પુરી દે છે. અસંખ્ય આદિવાસીઓ ઉપર કેસ કરેલા છે. અને આવા કેસો આહવા, વાંસદા અને નવસારીની કોર્ટોમાં ચાલે છે. તેનો કોઇ નિકાલ આવતો નથી. અને લોકો કોર્ટના ધક્કા ખાધા કરે છે. લોકો એટલા ગરીબ છે કે, તારીખે કોર્ટમાં હાજર રહેવા બસભાડાના પૈસા ના હોય તો માઇલોના માઇલો ચાલતા આવવું પડે છે, અને ન આવી શકે તો કોર્ટ વોરંટ કાઢે, અને વળી પાછી પોલીસ પકડી લાવી, જેલભેગા કરે છે. પૈસાના અભાવે વકીલ રોકી શકતા નથી. અમલદારોની જોહુકમીને લીધે કોઇ વકીલ પણ અમારા કેસો લડતા નથી. કોઇ કાર્યકર્તા મદદ કરે, તો તેને પણ ખોટા કેસોમાં સંડોવી, જેલભેગા કરે છે. અમારા પર પણ કેસો કરેલા છે. આ આદિવાસીઓને હાઇકોર્ટે સ્ટે આપેલો છે. તેને પણ અમલદારો ગણકારતા નથી. વિગેરે... મેં તેમને મહિનામાં એક દિવસ સેવા આપવાની ધરપત આપી, અને તેમના કેસોમાં આહવાની કોર્ટમાં વકીલ તરીકે હાજર થયો. મેં, પહેલીવાર ચિંથરેહાલ આરોપીઓને જોયા ત્યારે હું ખુદ બેચેન બની ગયો. આરોપનામાં જોતા જણાયું કે, આ ગરીબોને હેરાન કરવાના બદઇરાદે મોટા ભાગની ખોટી ફરિયાદો કરી હોવાનું લાગે છે. તેથી મને આ પ્રશ્ને સહાનુભૂતિથી વિચારવા, સરકારમાં રજૂઆત કરવાનો વિચાર આવ્યો. યોગાનુયોગ તારીખ ૨૧-૮-૯૫ ના રોજ તે વખતના નાયબ વનમંત્રી, શ્રી ખુમાનસિંહ વાંસિયા ડાંગની મુલાકાતે આવ્યા, અને કેટલાક કાર્યકર્તાઓ સાથે વઘઇ રેસ્ટ હાઉસમાં મળવાની તક અમે ઝડપી લીધી. તેમને નાનું આવેદનપત્ર આપી જણાવ્યું કે, ''નામદાર ગુજરાત હાઇકોર્ટે જંગલખાતું અને સરકાર સામે મનાઇ હુકમ આપેલો છે. તેથી આદિવાસીઓને ખેતી કરતા અટકાવે નહીં, તેવી અધિકારીઓને સૂચના આપો.'' તેમની હાજરીમાં અમારા આશ્ચર્યની વચ્ચે ડી.એસ.પી. ગૌતમ તાડૂક્યા, અને મને ''રિવોલ્વરથી ઉડાવી દેવાની'' ધમકી આપી. મારું સ્વમાન ઘવાયું. હું પણ તાડૂક્યો - ''મિ. ડી.એસ.પી. ! હું સ્વાતંત્ર્ય સેનાની મા-બાપનો દીકરો છું. તારી પિસ્તોલથી ડરી જાઉં તેવો નથી. ચલાવ તારી પિસ્તોલ.'' કહી મેં મારી છાતી ધરી દીધી, અને કહ્યું, ''વિવેકથી વાત કરો.'' તે ડઘાઇ ગયો, અને હું પણ સમસમીને ચાલી આવ્યો. પરંતુ મારા મનમાં સતત ઘોળાયા કરતું કે, વગર લેવેદેવે મારી સાથે આવું વર્તન કરનાર અમલદારો અભણ, ગરીબો પર કેવો જુલમ કરતા હશે? આવો જુલમ કરવાનું કારણ શું હશે? ઊંડાણના જંગલોમાં શું નું શું બનતું હશે? એવા અનેક પ્રશ્નો મારા મનમાં ઉદ્‌ભવવા લાગ્યા. આવી જુગુપ્સાથી પ્રેરાઇને મેં જે છાનબિન કરી, તે આ અહેવાલમાં લખી છે.

ગુજરાતની પૂર્વપટ્ટીના દક્ષિણ છેડે આવેલો ડાંગ જિલ્લો રાજ્યમાં અતિ સમૃદ્ધ વનસંપત્તિ ધરાવે છે. પરંતુ અહીંના લોકો અતિ ગરીબ છે. અને જે ગરીબ છે, તે આ જિલ્લાના મૂળ વતની, ભીલ કોમના છે, જેમની સંખ્યા આશરે પોણોલાખથી વધું છે. અહીં આઝાદી પહેલા ભીલ રાજાઓ હતા. બ્રિટીશ સરકારને વહાણ બનાવવા લાકડું જોઇએ, તેથી ભીલ રાજાઓ પાસેથી જંગલ ભાડે રાખેલું. આઝાદી પછી સરકારે આ જંગલ વિના વળતરે લઇ લીધું. અને બ્રિટીશ સરકારે ભાડાપટ્ટો

*વગડાના ભાઇબંધ હમું*
*વગડાના છોરા હમું*
*ઓળખો હમુને*
*વગડામેંથી ખબેર કરવા આયવા હમું*
*આદિવાસી વિસ્તારોમે મોટલો પોકાર આયવો સે,*
*કે હમારી ભોય આદિવાસી ભાઇઓ-બુનો લી લીધી.*
*હમું કોઇની ભોંય ની લીધી,*
*હમુ હજારો વરહોથી રે'વાવાળા સે.*
*હમુ વગડાના ભાઇબંધ સે*
*હમુ વગડાના છોરા સે*
*તે આજે કો તમારી ભોય થીજી, જરીક વિચાર કરો કે*
*વગડામેં કોન લોગું રેય સે*
*પછેન કો કે હમારી ભોંય સે.*
*કોંથી આયવા હમારી ભોંય કેવાવાળા*
*હમું વગડાના ભાઇબંધ સે,*
*હમું વગડાના છોરા સે.*

**નારણ રાઠવા, હરદાસપુર**

કરેલો, તેનું શું થયું? તેનો આ રાજાઓ સાથે કોઇ ફોડ પાડેલો નહીં. તેથી આ લોકો દઢપણે માને છે કે, આ જંગલ અને જમીન ડાંગી રાજા અને પ્રજાનાંજ છે. ત્યારબાદ સરકારે વખતોવખત જંગલની જમીન નામે કરી આપવાની કાર્યવાહી કરેલી. પરંતુ ભીલ લોકોએ કોઇ રસ દાખવેલો નહીં. આવું કેમ બન્યું? એમ પૂછતા મને ભીલ આગેવાનોએ જણાવ્યું કે, તેઓ એવું માનતા હતા કે, આ જમીન તો અમારી જ છે. તેથી સરકારને માપણી કરવાનો કે આપવાનો કોઇ અધિકાર જ નથી. અને રાજાઓ કહે તેટલું કરતા. વળી, તેઓ એવું માનતા હતા કે આ લોકો કૂંકણા, વારલીઓ તો બહારથી આવેલા છે, તેમને વસાવવા માટે સરકાર માપી આપે છે. અમારી જમીન માપવાનો તો પ્રશ્ન જ રહેતો નથી. વળી, એક જગ્યાએં સ્થિરતાથી ખેતી કરવા પણ તેઓ ટેવાયેલા ન હતા. તેની પાછળ તેમનો તર્ક એવો હતો કે, એક જ જગ્યાએ ખેતી કરવામાં આવે તો ઘાસ, નિંદામણ વધારે થાય. તેથી જુદા જુદા પ્લોટમાં અવારનવાર પડતર રાખીને ખેતી કરતા. તેમની ખેતી કરવાની પદ્ધતિ પણ જૂનવાંણી હતી. ચોમાસા પહેલાં સૂકા પાંદડા અને ડાળખાં ખેતરમાં પાથરી, સળગાવી, દાઝિયું પાડતા, અને ચોમાસે ભાત, નાગલી વગેરે વાવે, મહુડા વગેરે અન્ય વનપેદાશો વેચી કપડાંલત્તાં કરે. વળી, સો બસો વર્ષ અગાઉ બહારથી આવી વસેલા કૂંકણા, વારલી લોકો પ્રમાણમાં જાગૃત હતા. તેથી તેમણે આ લોકોની માન્યતા, અજ્ઞાનતા અને ભોળપણનો લાભ લઇ જમીનો લઇ લીધેલી, અને વખતો વખત નામે કરાવી લીધેલી. ટૂંકમાં જમીનના માલિકી હક્ક પ્રત્યે આ લોકો જાગૃત નહીં હોવાના કારણે આખો સમુદાય જે મૂળ, ડાંગનો વતની છે, તે સરકારી ચોપડે જમીન વગરનો રહી જવા પામ્યો છે.

આ સંદર્ભમાં જંગલની ખેતી અને આદિવાસીઓ વિશે સરકારની નીતિ શું છે તે જોઇએ. ભારત સરકારના અનુસૂચિત જાતિ અને અનુસૂચિત જનજાતિના કમિશ્નર ડૉ. બી.ડી. શર્મા એ જંગલની જમીનના પ્રશ્ને ભારત સરકારે ઠરાવો કરેલા તેની વિસ્તૃત સમજ જાન્યુઆરી ૧૯૯૦ ના તેમના અહેવાલમાં જણાવી છે. રાજ્ય સરકારો સાથે સલાહ મસલત કરીને ઠરાવેલ ઢાંચા મુજબ તા. ૧૮-૮-૧૯૯૦ ના રોજ છ પરિપત્રો બહાર પાડવામાં આવેલા. તેમના જણાવ્યા મુજબ, જંગલમાં જમીનનું દબાણ અને જમીનની દાવેદારી (કલેઇમ) બન્ને વસ્તુ જુદી છે. સામાન્ય રીતે બધા જ કિસ્સાને જંગલખાતું અનધિકૃત દબાણના કિસ્સામાં ખપાવી દે છે. પરંતુ તે ખોટું છે. ભારત સરકારના સર્ક્યુલર નંબર : ૧૩-૧/૯૦ એફ.પી. (૨), તા. ૧૮-૮-૯૦ નો સારાંશ આ પ્રમાણે છે. - (૧) જંગલમાં આદિવાસીઓ દ્વારા ધારણ કરવામાં આવેલી જમીનના કિસ્સા અનધિકૃત દબાણના નહિ, પરંતુ જે તે જમીન પરના તેમના હકીકતના દાવાનું નિરાકરણ કર્યું નથી તેવા પ્રકારના ધારકો છે. તેઓ અનામત કે રક્ષિત જંગલ જાહેર કરવા પહેલાના કબ્જેદારો હોય, પરંતુ વિવિધ કારણોસર તેમની ગણતરી ધ્યાનમાં લેવાઇ ન હોય, તેથી કંઇ તેમને અનધિકૃત કબ્જેદાર કહેવું ગલત છે, (૨) એવા અનેક કિસ્સા હોય છે, જેમાં, આ સમગ્ર કાર્યવાહીથી લોકો અજાણ હોય, યા કોઇ અધિકારી જે તે સ્થળે ગયા જ ન હોય, કોઇ રેકર્ડ કે નકશા ઉપલબ્ધ ન હોય, તેથી સરકારી રેકર્ડ

અને વગડે પરિસ્થિતિ જુદી હોય તેથી તે અનધિકૃત દબાણ કર્યું છે તેવું લાગે. પરંતુ રાજ્યના સત્તાધિશોની ભૂલને કારણે આદિવાસીઓને શિક્ષા કરી શકાય નહીં, (૩) કેટલીકવાર અનામત જંગલ નક્કી કરવાની કાર્યવાહી ઘણાં સમયથી થઇ ગઇ હોય પરંતુ જાહેરાત કરવામાં ઘણું મોડું થયું તે દરમ્યાન પરિસ્થિતિ ઘણી બદલાઇ ગઇ હોય, તેથી કાંઇ જૂના આધાર પર જે તે કબ્જેદારને અનધિકૃત ઠેરવી શકાય નહીં. અને તેને પણ નિકાલ થયા વગરના દાવાઓ તરીકે ગણવા જોઇએ.

આ પછી ગુજરાત સરકારે તા. ૬-૧૦-૧૯૯૨ ના રોજ સર્ક્યુલર બહાર પાડી, જી.આર.નંબર : એફ.એલ.ડી / ૧૦૯૨ / સી.એમ / ૧૩.વ-૩ થી સને ૧૯૮૦ પહેલાના કબ્જેદારોને કેટલીક શરતોને આધીન રહીને નિયમિત કરી આપવાનું ઠરાવેલું.

આ સર્ક્યુલરનો અમલ કરવા માટે તે વખતની રાજ્યની કોંગ્રેસની સરકારના વનમંત્રી શ્રી મોહનસિંહ રાઠવાએ તા. ૧૯-૧૧-૯૪ ના રોજ વડોદરા જિલ્લાના છોટાઉદેપુરમાં આદિવાસીઓની વિશાળ રેલી યોજીને જાહેરાત કરેલી, તેની પત્રિકા છપાવેલી, તેમાં લખ્યું છે - ''ગુજરાત રાજ્યના પૂર્વ પટ્ટીના ૬૦,૦૦૦ વનવાસીઓને ૧,૨૫,૦૦૦ એકર જંગલની જમીન ખેડાણ માટે કાયમી ધોરણે આપવાનું સરકારે નક્કી કરીને છોટાઉદેપુર ખાતે તારીખ ૧૯-૧૧-૯૪ ના રોજ બપોરે ૧-૦૦ કલાકે હક્કપત્ર વિતરણ સમારંભ યોજવામાં આવેલ છે.'' આ સમારંભમાં રાજ્યના મુખ્યમંત્રી, કેન્દ્ર સરકારના વનમંત્રી અને અનેક મહાનુભાવોને નિમંત્રવામાં આવેલા હોવાનું જણાવેલ છે. ત્યારપછી ભાજપના નાયબ વનમંત્રી ખુમાનસિંહ વાંસિયા એ ભરૂચમાં આદિવાસી મોરચાના હોદ્દેદારોની બેઠકમાં જે જાહેરાત કરેલી, તેના સમાચાર તમામ છાપાઓમાં છપાયેલા. તેમણે જાહેરાત કરેલી કે, ''૧૯૮૦ પહેલાંની જંગલની જે જમીન આદિવાસી ખેડતા હતા તે જમીનના માલિકીહક્કો આદિવાસીઓને આપવા અંગે ૫૦ હજાર હેક્ટર જમીનનો સર્વે કરી, ચતુઃસીમા નક્કી કરીને ગુજરાત સરકારે આ જમીન આપવા અંગેનું કામ હાથમાં લીધું છે. આ અંગે સર્વેયર નીમીને ડેલીવેજીસથી સરકારે નિયુક્તિ કરી દીધી છે. તે માટેની કામગીરીની સરકારે વહેંચણી કરી દીધી છે. '' આ સભામાં રાજ્યના હાલના વનમંત્રી ફકીરભાઇ વાઘેલા હાજર હતા. આદિવાસી મોરચાના રજનીકાંત રજવાડીએ ગાંધીનગરમાં તારીખ ૨૧-૧૨-૯૫ ના રોજ રાજ્યના જીલ્લા, તાલુકા પંચાયતના આદિવાસી સભ્યો અને રાજ્યભરના કાર્યકરોને નિમંત્રીને સંમેલન બોલાવવાની જવાબદારી તે સભામાં લીધેલી, અને તેવું સંમેલન થયેલું પણ ખરું. ત્યાં પણ ઉપર મુજબની જાહેરાત થયેલી. પરંતુ અમલદારો આદિવાસીઓને ઘૂસણખોર તરીકે જોવા ટેવાયેલા છે. તે બહાને લોકો પાસે પૈસા કઢાવવાનું દૂષણ પણ વધ્યું છે. વધુમાં રાજ્ય સરકારે જી.આર. કરી જંગલખાતાના અધિકારી અને કલેક્ટરની કમિટી બનાવી નિયમબદ્ધ કરવાની કામગીરીની જવાબદારી સોંપીને ભૂલ કરી છે. ખરી હકીકતમાં આ અમલદારો સરકારનો હેતુ બર લાવવાને બદલે તેનો છેદ ઉડાડે છે તે હવે કહેવાની ભાગ્યે જ જરૂર છે. વળી ડાંગ જીલ્લાનો કેસ રાજ્યના બીજા જિલ્લાઓ કરતાં જુદો છે. બ્રિટિશ સરકાર તેના શાસનકાળમાં આ વિસ્તારને વિદેશી વિસ્તાર (ફોરેન ટેરિટરિ) ગણતી, અને ફક્ત જંગલનો ભાડુઆત તરીકે વહીવટ કરતી. આઝાદી પછી, આપણે જોયું તેમ સરકારે એમ ને એમ આખો વિસ્તાર લઇ લીધો. અનામત કે રક્ષિત જંગલ નક્કી કરતી વખતે પણ તેમના કોઇ હક્કદાવા (કલેઇમ) નું નિરાકરણ (સેટલમેન્ટ) લાવવાની તકેદારી લીધી નથી.

આ પ્રશ્નની તપાસ કરવા અમોએ ૨૦ ગામોનાં ખેતરે ખેતરે ફરી, મોજણી કરેલી. તેના પરથી માલુમ પડ્યું કે, ૧૦૦૦ ખેડૂતો સરેરાશ ૨ હેક્ટર જમીન ધારણ કરે છે. આનો અર્થ એ થયો કે સમગ્ર ડાંગ જિલ્લામાં જોઇએ તો ૩૧૧ ગામોના અંદાજે ૩૦,૦૦૦ ખેડૂતો, ૬૦,૦૦૦ હેક્ટર જેટલી જમીન ખેડતા હોવા જોઇએ. આ ખેડૂતો પેઢીઓથી બાપ-દાદાના વખતથી ખેડતા આવેલા હોવાનું જણાવે છે. આ જમીન ખેડનારાઓમાં થોડા કૂંકણા અને વારલી કોમના છે. પરંતુ મોટી સંખ્યા ડાંગના ભીલ જાતિની છે. આ પ્રશ્ન આદિવાસીઓમાં પણ અત્યંત પછાત અને ડાંગ જિલ્લાના મૂળ વતની એવા ભીલ સમુદાયનો પ્રશ્ન છે. આ પ્રશ્ન હવે એક આખા સમુદાયના અસ્તિત્વનો, અને જીવન-મરણનો પ્રશ્ન બન્યો છે. જંગલખાતાના અમલદારો સાથેની તકરારનું મુખ્ય કારણ પણ આ જ છે. કોંગ્રેસની સરકાર હતી ત્યારે પણ આવી તકરાર તો ચાલ્યા જ કરતી હતી. પરંતુ સરકાર થોડી કૂંણી લાગણી રાખતી. વળી જંગલ મંડળીઓ મારફત આ લોકોને લાકડા કાપવા, વાહતૂક

કરવા વગેરેની મજૂરી મળતી. પરંતુ સરકારે ૧૯૮૬ પછી કૂપ આપવાનું બંધ કર્યું છે. તેથી સુરત, વલસાડ તરફની ખાંડ મંડળીઓના કારખાનાઓમાં શેરડી કાપવા જવા માંડ્યા છે. બીજા થોડા નાસિક બાજુ દ્રાક્ષની વાડીઓમાં કામે જાય છે, તે છેક ચોમાસા અગાઉ પરત આવી, ખેતીનું કામ સંભાળે, અને ફરી પાછી તકરાર ચાલુ થાય.

હવે તો ગુજરાતમાં ભાજપની સરકાર આવી છે. પરંતુ તેઓ અંદરો અંદર સત્તાની સાઠમારીમાં પડ્યા છે. પરિણામે અમલદારો બેકાબુ બન્યા છે. કલેક્ટર, ડી. એસ.પી. અને ડી.એફ.ઓ ભેગા મળી, તેમની પોલીસ, એસ.આર.પી. વન ખાતાના ગાર્ડ અને મજૂરો દ્વારા તેમના ખેતરોમાંથી નાગલી, ભાત, વરી, અડદ વગેરે પાકો નાશ કરવાની ઘટના રોજિંદી થઇ ગઇ છે. તેમના ઝૂંપડાંઓ તોડી નાંખવાં અને સળગાવી મૂકવાં, અને તેમને બેઘર બનાવી રઝળતા કરવા, અને મારઝૂડ કરી, જેલમાં પૂરી રાખવાનો અને ખોટા કેસો કરી, જૂલમ અને ત્રાસ ગુજારવાનું વ્યાપકપણે ચાલુ કર્યું છે. તેમના સાથમાં ઘણાં બધા ડાંગના રાજકીય આગેવાનો ભળ્યા છે કેમ કે તે બધા જ કૂંકણા અને વારલી જાતિના છે. તેઓ જંગલ ખાતાના અધિકારીઓ સાથે સારું રાખી ભીલોને દબાવે છે. અને આ ગરીબ, અભણ, ચીંથરેહાલ, અડધી ભૂખી પ્રજાને નકસલવાદી કહીને કાગારોળ મચાવી, ખોટો પ્રચાર કરી, અમલદારોના જુલમને છાવરે છે. પરંતુ તે ખોટું અને વાહિયાત છે. તેમની સાથે કોઇ ભીલ આગેવાન નહિ હોવાને કારણે આ બધું એકતરફી ચાલે છે એવું ભીલ લોકોને લાગે છે.

થોડા સમય અગાઉ કેટલાક ભીલ આગેવાનો મને મળવા માટે આવ્યા. તેમની સાથે અત્યાચારનો ભોગ બનેલા લોકો પણ હતા. તેમની વાતો હવે સાંભળીએ.

ઘોડી ગામના તુળસાબેન લહાનાભાઇ પવારે જણાવ્યું કે, તારીખ ૧૭-૫-૯૬ ના રોજ, સાંજના આશરે ૪-૦૦ વાગ્યે કોસમાળના ફોરેસ્ટર રમણ પટેલ, બે બીટગાર્ડ, નવ દવગાર્ડ અને મજૂરો મળી, આશરે ૫૦ જણા કમ્પાર્ટમેન્ટ નં. ૧૯૧ માં આવેલ મારે ખેતરે આવ્યા. મારું ઘર પણ ખેતરમાં જ છે. તેમણે મારું ઢોર માટે રાખેલું ઘાસનું કુંદવું સળગાવી દીધું. મેં આજીજી કરી, તો મને મા-બેન સમાણી બેફામ ભૂંડી ગાળો દીધી. ત્યારબાદ મારું ઘર સળગાવી દીધું. મારી ઘરવખરી અનાજ, કપડાલત્તા, વાસણકુસણ વિગેરે બધું જ બળીને ખાખ થઇ ગયું. મેં મારો સામાન અને અનાજ બહાર કાઢી લેવા

દેવા વિનંતી કરી, તો મને ધમકી આપી– ''તને પણ બાળી દઇશું.'' આ ઘોડી ગામમાં બીજા ૧૪ જણાંના ઘરોને આગ ચાંપી સળગાવી મૂક્યા હતા. તે ગણપત ભુજ્યા, જમસુ રંગુ, મગન અવશ્યા, મગન મહારું, અર્જુન રંગા, સોમા અવશ્યા, રાજ્યા મંગળ, સયું અવશ્યા, સારુબેન રમેશ અને કાળીયા લહાના વગેરે હતા. તે બધાએ જ તેમની આપવિતી વ્યક્તિગત રીતે જણાવી હતી. એ જ દિવસે ગુંજપેડા ગામમાં કનાભાઇ ચીમનભાઇને ત્યાં આ ટુકડી ગઇ અને તેનું પણ ઘર, તમામ ઘરવખરી, અનાજ વગેરે સાથે બાળીને ભસ્મિભૂત કરી નાંખવામાં આવ્યું. તેણે કાલાવાલા કર્યા તો બળતા ઘરમાં ઊંચકીને નાંખી, સળગાવી મારવાની ધમકી આપી. બીજા લોકોના પણ ઘર સળગાવી દીધાં હતાં. ભાલખેતની કાકડુબેન શંકરભાઇએ જણાવ્યું કે, – ''તા. ૨૭-૭-૯૬ ના રોજ મારા બાળકોને જમવાનું ભડકું આપી હું કૂવે પાણી ભરવા ગઇ હતી. દરમ્યાન કલેક્ટર, ડી.એસ.પી, ડી.એફ.ઓ. શર્મા અને મામલતદાર ચૌધરી, પી.એસ.આઇ, અને પોલીસ, એસ.આર.પી. અને મજૂરો સાથે ૪૦ જણાનું ટોળું, સરકારી જીપો, ખટારો ભરાઇને આવ્યા. મારા ઘરમાં ઘૂસ્યા. મારા ૧૧ વર્ષના છોકરા રમણે મને કહ્યું કે, – ''અમે ભડકું ખાતા હતા, ત્યારે મને, રમીલા (ઉ.વ. ૮) અને કિરણ (ઉ.વ. ૫) ત્રણેવને બાવડાથી ઊંચકીને જોરથી જમીન પર પછાડયા, અને પછી અમારી થાળીમાં પોલીસો બૂટ પહેરીને કૂદયા અને થાળી ચગદી નાંખી.'' ત્યારબાદ તેમણે કુહાડા અને ધારિયાથી મારા ઘરના ખપેડા તોડી નાંખ્યા, અને થોડીવારમાં ઘર જમીનદોસ્ત કરી, મને ગલિચ ગાળો ભાંડી, મને મારવા માટે કુહાડા લઇને દોડયા, તેથી હું જીવ બચાવી જંગલમાં ભાગી ગઇ.''

ખાતળના મોહન દેવસિંગે જણાવ્યું કે, ''ચુંટણી વખતે તે વખતના ભાજપના પ્રદેશ પ્રમુખ કાશીરામ રાણા વઘઇ આવેલા. વિશાળ સંખ્યામાં આદિવાસીઓની હાજરીમાં આદિવાસીઓના હક્કપત્રોની વાતો કરી, જાહેર સભામાં કહેલું કે, જો ભાજપને મત આપશો તો જંગલની જમીન આદિવાસીઓને નામે કરી આપવામાં આવશે. અમને ભરોસો બેઠો, લોકોને સમજાવ્યા, અમે બધાએ ભાજપને મત આપેલા. હું ખાતળના જંગલમાં કમ્પાર્ટમેન્ટ નંબર ૧૮૪ ના સ.નં. ૧૩૦ પૈકી આશરે ૨ (બે) એકર જમીન બાપ-દાદાના વખતથી ખેડું છું. તેમાં મારું ઘર આવેલું છે. આ જમીન નામે કરવા હાઇકોર્ટને બીજાઓ સાથે મેં રિટ અરજી કરી છે. અને નામદાર હાઇકોર્ટ હમોને સ્ટે આપેલો છે. તેમ છતાં તારીખ ૧૬-૫-૯૬ ના રોજ કાલીબેલ રેન્જના દવગાર્ડ વાળુ કોજ્યા, બીજા સાત દવગાર્ડ, પોલીસ, એસ.આર.પી. સાથે આશરે ૨૦૦ મજૂરો લાવી સવારે ૧૧.૦૦ વાગ્યાના સુમારે મારું ઘર તમામ ઘરવખરી સાથે બાળી મૂક્યું. મારા ખેતરમાં એકત્ર કરેલ ઘાસનું કુંદવું બાળી મૂક્યું. ખેતરમાં આદર તૈયાર કરેલ તેનો નાશ કર્યો. અને મને બંદૂક તાકી ગોળીથી ઉડાવી દેવાની ધમકી આપી. આ બાબતની ફરિયાદ મેં આહવાની જ્યુડીશીયલ મેજીસ્ટ્રેટ સાહેબની કોર્ટમાં કરી, ત્યારે હવે કલેક્ટર મને તડીપાર કરવાની કાર્યવાહી કરી રહેલ છે. તે જ દિવસે મારા ગામના મનોજ બનસુ, સોનુ કાળુ અને ગમજ કાળુના મકાનોને પણ આગ લગાડવામાં આવેલી. મોહને 'ભાજપ' ના હક્કપત્રથી લલચાઇને તાલુકા પંચાયતની ચુંટણીમાં 'ભાજપ' ની ટીકીટ પર ઉમેદવારી કરેલી. અને થોડા મતે હારેલો. પણ ત્યારપછી કાશીરામ રાણા દેખાયા નથી. લોકો કહે છે આપો ને 'ભાજપ' ને મત.''

ઢુંઢુનિયાના કમન જીવા પવારે કહ્યું કે, ''ચીચી નાં ગાંવઠા નો રેન્જર વળવી, તેના ફોરેસ્ટર, બીટગાર્ડ, દવગાર્ડ, પોલીસ, એસ.આર.પી અને મજૂરો સાથે તારીખ ૨૭-૬-૯૬ ના રોજ મારા મગફળીના ખેતરમાં આવ્યા, મગફળી હજુ ઊગી રહી હતી. તેથી છોડ કુમળા હતા. તે ઉખેડી, ઉખેડીને ખાવા લાગ્યા અને ફેંકવા લાગ્યા. મેં તેમને પડકાર્યા અને કહ્યું કે, ''મને નામદાર હાઇકોર્ટે સ્ટે આપેલો છે.'' ત્યારે રેન્જર ભૂંડી ગાળો દઇને બોલ્યો, ''લાવ દિવાસળી, તારી હાઇકોર્ટનો ઓર્ડર સળગાવી મૂકું. હવે પછી આ ખેતરમાં પગ મૂક્યો છે તો મારી મારીને હાડકા ભાંગી નાંખીશું.'' અને પિસ્તોલ બતાવી કહ્યું કે, ''સસલાની જેમ ઉડાવી દઇશું.'' આ બનાવની મેં આહવાની જ્યુડીશીયલ કોર્ટમાં ફરીયાદ આપી છે. કોર્ટે પોલીસ તપાસનો હુકમ કરેલ છે. પોલીસે કોઇ તપાસ કરી નથી. ઉપરથી ચેપ્ટર કેસ કરી મને ૩ દિવસ જેલમાં પૂરવામાં આવ્યો હતો. હજુ કેસ ચાલે છે. હવે તો વઘઇનો પી.એસ.આઇ. ૧૬૦ જણાંના વોરંટ લઇને ફરે છે. અને રોજે રોજ પકડી લાવી જેલમાં પૂરે છે. કોર્ટ જામીન પર છોડે તો તરત જ પાછા ચેપ્ટર કેસમાં ધરપકડ કરી, જેલભેગા કરે છે. પાકા દાખલા લાવો કહી

**કેન્દ્ર સરકારના પર્યાવરણ અને વન મંત્રાલય દ્વારા સેન્ટ્રલ એમ્પોવર્ડ કમિટીની ભલામણોમાં દર્શાવ્યા પ્રમાણે પ્રત્યક્ષ તાબા હેઠળના ભૂમિ વિસ્તારો**

| રાજ્ય | દબાણ હેઠળનો વિસ્તાર (હેક્ટરમાં) | જંગલવિસ્તારમાંની ટકાવારી |
|---|---|---|
| ઓરિસ્સા | ૪૭,૩૦૦ | ૧ |
| પ. બંગાળ | ૧૬,૯૪૦ | ૨ |
| કર્નાટક | ૯૧,૦૦૦ | ૨.૮ |
| તમિલનાડુ | ૧૮,૬૦૦ | ૧ |
| આસામ | ૨૫૪,૭૧૧ | ૧૦ |
| મહારાષ્ટ્ર | ૭૩,૦૦૦ | ૧ |
| મધ્ય પ્રદેશ | ૧૫૨,૦૦૦ | ૧ |
| છત્તીસગઢ | ૬૨,૨૭૦ | ૧ |
| કેરાલા | ૧૦,૦૪૦ | ૧ |
| કુલ | ૭,૨૫,૮૬૧ | ૨ |

( 'ડાઉન ટુ અર્થ' ઓનલાઇન મેગેઝિનમાંના લેખપર આધારિત)

મામલતદાર દિવસોના દિવસો સુધી જેલમાં પૂરી રાખે છે. પાકા દાખલા આપનાર અધિકારી પણ આ પોતે જ છે. તલાટીને દાખલો ન આપવાની સૂચના પણ પોતે જ આપે. આ ન્યાયના રક્ષકોને શું કહેવું?'' આવા ચીકાર, ભાલખેત, સાજુપાડા, ઢુંઢુનિયા, ખાતળ, ધોડી, કોસીમપાતળ, ઝાવડા વિગેરે ગામોના સંખ્યાબંધ કિસ્સા રોજીંદા બન્યા કરે છે. ઢુંઢુનિયાના કાલીદાસ ભવાન, ચીકારના દેવાજ મોતું, સોન્યા દગડુ, કોસીમપાતાળના રમેશ મોતુએ કોર્ટમાં ફરીયાદ આપી છે. કોર્ટે બધા જ કેસમાં ડી.એસ.પી ને તપાસ સોંપી છે. પરંતુ કોઇ કેસમાં ડી.એસ.પી.એ તપાસ કરી નથી. 'ભાજપ' ના ડાંગ જિલ્લા પંચાયતના સભ્ય ગંગા કાળિયા ધોડી ગામના છે. તેમણે જણાવ્યું કે, ''હું અને બીજા જિલ્લા પંચાયત અને તાલુકા પંચાયતના સભ્ય તરીકે 'ભાજપ' માંથી ચૂંટાયા, અને જિલ્લા પંચાયંત 'ભાજપ' ની આવી. અમને અભિનંદન આપ્યા, તેમ છતાં પોલીસ અમને શોધતી ફરે છે. અને કેસ કરી કોર્ટના ધક્કા ખવડાવ્યા કરે છે. મારી મા અને બાપ ઉપર પણ કેસ કરેલા છે. અમારો ગુન્હો નામદાર હાઇકોર્ટમાં રીટ કરી, અમારા હક્કની માંગણી કરી, સ્ટે મેળવેલ છે તે છે.'' કમદાબેન રતિયાભાઇ પવાર પાતળી ગામના સરપંચ છે. તે 'ભાજપ' ના છે. તેમના પતિએ હાઇકોર્ટમાં રીટ કરેલી, તેથી પોલીસે પતિ સાથે તેમની પણ ધરપકડ કરી, ખોટો કેસ કરેલ છે.

ડાંગ જિલ્લાના કોસીમદા ગામે તા. ૨૬-૧૧-૯૧ ના ''ગુજરાત ટુડે'' દૈનિકમાં પ્રસિદ્ધ થયેલા સમાચાર મુજબ તારાબેન ગંગાભાઇ પવાર નામની ૨૫ વર્ષની ગૃહિણી એને જે ક્રૂરતાથી મારવામાં આવી એ સાંભળીને રુંવાટા ઊભા થઇ જાય છે. તેના મોઢા ઉપર એકદમ નજીકથી ગોળીબાર કર્યો અને ત્યાં જ ફસડાઇ પડી... તેમની બહેન, સાસુ અને તે પોતે મકાન સાફસૂફ કરી, પાણી ભરી, ફળિયા તરફ પાછા જઇ રહ્યા હતા.'' આ બનાવની જંગલખાતાના અધિકારીઓ વિરુદ્ધ વઘઇ પોલીસ સ્ટેશનમાં ગુના રજીસ્ટર નંબર : ૧/૬૧/૯૧ થી ભારતીય ફોજદારી ધારાની કલમ - ૩૦૨, ૩૦૭, ૩૨૩, ૧૪૮, ૧૪૯ હેઠળ પ્રકાશકુમાર કાંતિલાલ અને બીજા ૧૨ જણાં વિરુદ્ધ ફરિયાદ નોંધાવેલી છે. પરંતુ ''ચાર્જશીટ કરવા સારુ સક્ષમ અધિકારીની મંજૂરી આપવા ઉપર બાકી '' એવો શેરો મારી, દબાવી રાખી છે. પોલીસે કોઇ પગલાં લીધા નથી. તેથી કોઇપણ માણસને બંદૂકથી ઉડાવી દેવાની ધમકી આપવાની આ અમલદારોને ફાવટ આવી ગઇ છે. આવા જ એક જુલ્મી

જંગલખાતાના બીટગાર્ડથી ત્રાસી જઈ આદિવાસીઓએ માંગરોળ તાલુકામાં હત્યા કરેલી, ત્યારે તે વખતના મુખ્યમંત્રી શ્રી અમરસિંહ ચૌધરી તમામ રોકાણો રદ કરીને, અંતિમક્રિયામાં દોડી ગયેલા. હું ટીકા નથી કરતો, પરંતુ તારાબેનની હત્યા વખતે ભાગ્યે જ કોઇ આદિવાસી આગેવાનોએ આ ઘટનાની નોંધ લીધેલી.

આ જંગલની જમીન ખેડનારાઓમાં ૩૫૦ જેટલા આદિવાસીઓએ બંધારણીય માર્ગ અખત્યાર કર્યો છે, અને તેમણે નામદાર ગુજરાત હાઇકોર્ટમાં સ્પેશ્યલ સી.એ. નં. ૬૮૮૪ / ૯૩ નંબરની રીટ કરી છે. અને તેમના બંધારણીય હક્કની માંગણી કરી છે. નામદાર ગુજરાત હાઇકોર્ટે કેટલીક શરતોને આધીન આ ખેડૂતોને જમીનના કબજામાંથી દૂર નહિ કરવાનો અને ખેતી કરતા અટકાવવા નહીં, તેવો તા. ૧૦-૧-૧૯૯૬ ના રોજ હુકમ કરેલો છે. પરંતુ ત્યારબાદ નામદાર ગુજરાત હાઇકોર્ટના હુકમને સળગાવી દેવાની ધમકી આપી, તેનો છડેચોક ભંગ કરતા અધિકારીઓએ આ અરજદારો અને તેમના સાક્ષીઓ પર ભૂખ્યા વરુની જેમ તૂટી પડી કાળો કેર વર્તાવ્યો છે. આ પાશવી અને જઘન્ય કૃત્યના ઊંચા પહાડો સિવાય કોઇ સાક્ષી નથી. આ લાચાર ગરીબોનું આક્રંદ ઊંડી ખીણો અને ગાઢ જંગલોમાં વિલીન થઇ જાય છે.

તાજ્જુબની વાત તો એ છે કે, આ જુલ્મી અમલદારો ડાંગના ગામડે ગામડે ફરીને સભાઓ ભરે છે. અને સરકારની કલ્યાણકારી યોજનાઓ, કરોડોના વિકાસના કાર્યક્રમો, વનો સાથે વિકાસની સુફિયાણી વાતો કરે છે. આ સભાઓમાં પ્રધાનો, ધારાસભ્યથી માંડીને નાના મોટા આગેવાનોને બોલાવી, ભાષણો કરાવી, પોતાના ગુણગાન ગવડાવે છે. અને રોજેરોજ નિતનવા સમાચારો છાપાઓમાં છપાવી ભ્રમ પેદા કરવાનો મિથ્યા પ્રયાસ કરે છે. તેનો તાજો જ દાખલો લઇએ : કોસીમદાની નજીક સાવરખડી ગામ આવેલું છે. તા. ૧૬-૯-૯૬ ના રોજ 'ગુજરાત સમાચાર' દૈનિકના પા.નં. ૯ પર સુરત, વલસાડ, ડાંગ જિલ્લાના સમાચારમાં સાવરખડી ગામે વનખાતાના અધિકારીઓનો કાર્યક્રમ થયેલો, તેના સમાચાર છપાયા છે. સુરત વનવર્તુળના વનસંરક્ષક શ્રી સુરેશચંદ્ર પંતની અધ્યક્ષતામાં કાર્યક્રમ થયેલો. સમાચારમાં છપાયેલું છે કે... ''થોડા વર્ષો અગાઉ નકસલવાદી વિચારધારા ધરાવતા તત્વોએ અહીં જબરજસ્ત વર્ચસ્વ જમાવતાં આ વિસ્તારમાં વનવિભાગ પ્રત્યે નફરતનો લાવા ધગધગતો હતો. જેને વનવિભાગના અધિકારીઓએ સમજાવટ, પ્રેમ, માર્ગદર્શન અને સહાનુભૂતિના શસ્ત્રો વડે શાંત કરીને આ વિસ્તારમાં દોસ્તી અને એખલાસનો માહોલ ઊભો કર્યો છે.'' આ સમાચાર કેવળ હાસ્યાસ્પદ જ નહિ, બલ્કે તેમનો અભિગમ, વર્તણૂંક અને લોકો સાથેનો વ્યવહાર તદ્દન વિકૃત છે. તે તો જેને વીતે તે જ જાણે.

આ સંજોગોમાં જેની તાતી જરૂરિયાત છે તે એ છે કે, આવા જુલ્મી અને દંભી અમલદારોને ઘડો બેસે તે રીતે ક્ષેત્ર બહાર હટાવી દેવા જોઇએ. અને આઝાદીના ૫૦ વર્ષો પછી જ્યારે આ મૂળ વતની અને જંગલના મૂળ માલિકોનું જંગલ છીનવી લીધું, પરંતુ તેમનું પેટિયું રળી ખાવાનો ટૂકડો જમીન છે તે છીનવી નહિ લેવાની તેઓ આજીજી કરે છે, ત્યારે તેમના પ્રત્યે ધૃણા અને સૂગ રાખી, ધુરકીયાં કરવાના બદલે તેમના હક્કોનું રક્ષણ અને જતન કરવાની રાજ્ય સરકારની બંધારણીય ફરજ છે તે અદા કરવી જોઇએ. આ કામગીરી માત્ર અમલદારોના હવાલે કરી શકાય તેમ નથી. કારણ કે અમલદારો કાયદા મુજબ માનવીને જોતરવાનું જડ વલણ ધરાવતા હોય છે. જ્યારે ડાંગના વંચિતોનું જંગલ સાથે જીવન વણાયેલું છે. તેથી આ કામ નિઃસ્વાર્થી, સેવાભાવી અને દયાળુ કાર્યકર્તાઓ, તજજ્ઞ અને વ્યવહારકુશળ, ચુનંદા અધિકારીઓની ટુકડી નિયુક્ત કરી તેને સોંપવું જોઇએ. તેમાં વકીલો અને નિવૃત્ત ન્યાયાધિશોને પણ સમાવી શકાય. આ ટુકડીએ તેમના ગામડે ગામડે, ખેતરે ખેતરે ફરી, આ કબજેદારોને સ્થળસ્થિતિની ચકાસણી કરી, નિયમબદ્ધ કરી, જમીનોનો કબજો જે તે ઇસમને સ્થળ ઉપર સોંપવાની કામગીરી ચોક્કસ સમયમર્યાદામાં પૂર્ણ કરવી જોઇએ. જો રાજ્ય સરકાર આ કામગીરી કરવામાં નિષ્ફળ જાય તો ભારતના બંધારણના પાંચમાં શિડ્યુલમાં નિર્દિષ્ટ કર્યા મુજબ રાજ્યપાલે આ મામલે દરમ્યાનગીરી કરી, રાજ્યપાલશ્રીને મળેલી ખાસ બંધારણીય સત્તાનો ઉપયોગ કરી, સાંપ્રત કાયદામાં જરૂરી સુધારો કરી, આ ડાંગના ઉન્મૂલિત વંચિતોને તાબડતોબ ન્યાય આપવાની તજવીજ કરવી જોઇએ.

# જૂનું જંગલ હતું, અત્યારે નથી, તો ગયું ક્યાં?

વીરેશ રાઠવા

આજે જંગલખાતાના અધિકારીઓ એવું માને છે કે જંગલને આદિવાસીઓએ ખતમ કરી દીધું પણ એવી વાત નથી. અને જંગલખાતાવાળા એવું વિચારે છે કે અમે નવા વૃક્ષો ઉગાડીને પહેલા હતા તેટલા વૃક્ષો મોટા કરીશું, પરંતુ તેમને આટલી વાત કરતાં કરતાં વરસો જતા રહ્યા પણ તેમનાથી એક પણ વૃક્ષ મોટું કરી શકાયું નથી. અને ઉપરથી કહે છે કે વૃક્ષો બધા આદિવાસીઓએ કાપી નાંખ્યા.

છોટાઉદેપુરથી દસ કિલોમીટર સુધી જંગલ આવેલું છે. તેમાં પાનવડ નજીક સિંહાદા ગામ આવેલું છે. તેમાં પહેલાંના ઘરડાંઓ વાતો કરતા હતા કે બાબા નાહરિયાના સ્થાનકે બપોરે પણ કોઇથી ન જવાય એટલું બધું અઘરું હતું, તેમાં ભૂલા પડી જવાય અને ડર લાગે એવું હતું. અમારા માણસો રાંધવા પૂરતા અને પોતાની ઝૂંપડી બાંધવા પૂરતા લાકડાં લાવતાં હતાં. તેમાં મોટા મોટા ઘાંચડા દાદાગીરી કરીને આપણા ખેતરના શેઢેથી વૃક્ષો કાપીને લઇ જતાં હતાં, અને ન કાપવા દે તેને ડરાવીને લાકડાં લઇ જતાં હતાં. ત્યારે જંગલખાતાના અધિકારીઓ શું કરતાં હતાં?

પહેલાં આટલું બધું જંગલ હતું તેમાંથી આજે કોઇપણ ગામડાના ઘરમાં તેમાંનું એકપણ લાકડું દેખાતું નથી અને આદિવાસી તે લાકડા વેચી ને વસ્યો હોય એવું દેખાતું નથી, તો પછી તે બધું લાકડું ગયું ક્યાં તે મોટામાં મોટો પ્રશ્ન છે. આજે આનો જવાબ આપવા કોઇ તૈયાર નથી. અને બધા ભોળા અને પોતાની જાતે મહેનતમજૂરી કરીને જીવવાવાળાને કહે છે કે તમે જંગલને ખતમ કરી દીધું. એટલું સાચું છે કે ગામના કોઇક લોકો પેટ પૂરતો એક ભારો વેચી આવે પણ એટલામાં આખું જંગલ ખૂટી ન જાય!

આજે કોક ખેડૂત ખેડતો હોય તેના ખેતરમાં વૃક્ષ રોપીને તેઓ જંગલ ઊભું કરવાનું કહે છે, પણ અમે જે જમીનમાં અનાજ ન પાકતું હોય ત્યાં વૃક્ષો ઉગાડીશું પણ બીજા કોઇને નહીં આપીએ. આ જ પ્રશ્ન બધા ગામોના આદિવાસીઓનો છે કે અમારા ગામની સીમ પૂરતો અમારો હક્ક છે. તેમાં બીજા કોઇને અમે પગ નહીં મૂકવા દઇએ.

આ વાત એક ઘર કે ગામ પૂરતી નથી પણ આખા દેશના કે રાજ્યના બધા ખેડૂત ભાઇઓનો આ પ્રશ્ન છે. આવો કાયદો ઘડવાવાળાએ પણ થોડો વિચાર કરી જોવો હતો. તેમને કોઇના પેટ પર પાટુ મારવાનો કોઇ અધિકાર નથી. ગામમાં પહેલાના બધા વડીલો ભેગા મળીને સાજે માદે એકબીજાને કામ લાગતા તેમાં આ બહારથી આવેલા નવા નવા કાયદા ઘડીને જમીનને જમીનથી છૂટા પાડી દેવાની વાત કરે છે એવું લાગે છે. ને આપણે ક્યાં કોઇની જમીનમાં થોડુંક જ ખેડવાની વાત છે? આપણે તો વર્ષોથી ખેડતા આવ્યા છીએ તેની વાત છે. એટલે આપણને કોઇ કહે કે ના કહે પણ આપણે તો જે કરતા હતા તેજ કરવાના. એટલે કે આપણે પહેલેથી ધરતીમાતાનું નામ લીધા પછી ખળે ખેતરે કામે જવાવાળા, આ તો એવી વાત છે કે નાના બાળકને પોતાની માતાના ધાવણથી અળગું કરી દીધું.

આજે આપણે રાત દિવસ જંગલમાં રહેવાવાળાને કહે છે કે તમે લાકડાં કાપી કાપીને ડુંગરા ઉજ્જડ કરી નાંખ્યા પણ જો આ વાત સાચી હોય તો આજે પણ ગામનો આદિવાસી ખપ કરતાં વધારે લાકડું ભેગું કરેલો દેખાતો નથી. અને કોઇ મોટા મોટા સાગ વેચીને રૂપિયાવાળો થઇ ગયો હોય એવું પણ દેખાતું નથી. બધા કહે છે કે

*આદિવાસીઓ બધા જંગલને ખાઇ ગયા, પણ તેમને એવું કેટલું દેખાય છે? તેમણે થોડુંક જોઇને કહેવું જોઇએ. આજે બિટગાર્ડ કહે કે દિલ્હીની મોટીકોર્ટનો હૂકમ છે પણ અમે મોટીકોર્ટનું નામ પણ જાણતા નથી. તે કોર્ટ આપણા બધાની જ હશેને, તે બધા માણસોને પૂછીને હૂકમ કરે છે કે પછી મોટા મોટા ચાર પાંચ જણ ભેગા થઇને અમારી જીંદગીની કિંમત તેઓ એકલા કરે છે? તેમની વાત અમે કેવી રીતે માની લઇએ તેની સમજણ પડતી નથી.*

રાઠવીમાંથી અનુવાદ
સુભાષ ઈશાઈ

# દેવ, દાનવ અને માનવ

આત્મારામ કનીરામ રાઠોડ

મરાઠીમાં વિદ્રોહી કવિ તરીકે નામના મેળવનાર બંજારા કવિ અને લેખક આત્મારામ તેમના કટાક્ષસભર રાજકીય લલિત ગદ્ય માટે પણ પ્રશંસાય છે. તેની એક ઝલક અનુવાદરૂપે.

મને એક પ્રશ્ન હંમેશા થતો રહ્યો છે. માનવજીવન સંબંધમાં એ મૂળભૂત નહીં હોય તો પણ એ સામાન્ય તો નથી જ. ભારત જેવા કર્મઠ, દેવ-દૈવવાદી દેશમાં જન્મેલ માણસો માટે એ પ્રશ્ન, પ્રશ્ન તરીકેનું રહેલ મહત્ત્વ રાખતો હોવો જોઇએ. પ્રશ્ન છે - દેવ, દાનવ અને માનવ અથવા તો માનવ, દાનવ અને દેવ આમાંથી પહેલાં કોણ ઉત્પન્ન થયું?

નદીનું મૂળ અને ઋષીનું કુળ શોધવું નહીં એવો ભારતીય ભોળો ઉપદેશ હું સાંભળતો આવ્યો છું. વણઝારા લોક સમૂહમાં તો ભગવાન શંકરના બાપનું નામ પૂછનારો મહાપાપી ગણાય છે. કોઇના બાપનું નામ છોડો, પણ ભારતીય પુરાણોએ દિતિ અને અદિતિ એ દેવ દાનવોની માતાના નામ પણ કહ્યાં છે. તો પછી દિતિ અને અદિતિના માતા-પિતા કોણ? અને એમનાં ના.. ના.. એમના એટલે કે મૂળમાં કોણ? અને દિતિ અદિતિએ દેવ-દાનવને જન્મ દીધો તે પહેલાં એમનાં પૂર્વજ દેવ-દાનવની સંકલ્પના સિવાય કેવી રીતે જીવ્યા હશે? આજનું છોડો, પણ સો વર્ષ પહેલાં એટલે કે વીસમી સદીના આંરભે માનવપ્રાણી દેવ-દાનવની કલ્પના વગર જીવી શકે છે એવું અશક્ય લાગતું તો પછી પહેલાં કોણ - દાનવ, દેવ કે માનવ?

બાયબલમાં આનો જવાબ ઇસુમાં વિશ્વાસ ધરાવનારાઓ પૂરતો અપાયો છે. - ભગવાને સૃષ્ટિની રચના સાત દિવસમાં કરી. છેલ્લા દિવસે એણે માટીમાંથી પોતાના પ્રતિરૂપ માણસ બનાવ્યો. એમાં પ્રાણ પૂર્યા અને પછી એક દિવસનો વિરામ લીધો. ઉત્પત્તિની આ કથા ભારતીય આદિમ માનસમાં પણ થોડા ફેરફાર સાથે આવી છે. ગોંડ અને વણઝારા જેવા આદિજનો ભગવાને માટીથી માણસ બનાવ્યો એવું જ માને છે. એટલે બાયબલ અને આદિવાસીઓના મતે માનવ પહેલાં દેવનું અસ્તિત્ત્વ હતું. બાયબલ તો એદનના બગીચામાં માનવ યુગલ સાથે શેતાનનું પણ અસ્તિત્ત્વ માને છે.

હમણાં હમણાં જ, સાતમાં ધોરણમાં ભણતાં મારા છોકરાએ પ્રશ્ન કર્યો, ''પપ્પા, ભગવાને સૃષ્ટિનું નિર્માણ કર્યું તો પછી એ પહેલાં ભગવાન ક્યાં હતા? એનો જવાબ આપતા હું મૂંઝાયો, પણ એવું ન બતાવતાં તેને મેં ચર્ચનાં પાલક પાસે મોકલી દીધો. પણ ખરેખર તો હું જ મુંઝાઇ ગયો છું.

આ બધુ બહુ ગંભીર ભારેખમ થઇ રહ્યું છે, મારાથી ઉઠાવાય નહિં તેટલું. એટલે જ કહું છું ચર્ચા કરવી. દેવમાંનો માણસ શોધવો કાં તો માણસમાંનો દેવ શોધવો. કમસેકમ દેવમાંના દાનવ, નહિ તો માનવી દાનવ, દાનવી માનવ.. એવું કંઇક તો હાથ આવશે, આવવું જોઇએ.

...

છોકરો હવે સાતમાંમા ગયો છે. Nursery થી એ વસતિગૃહમાં રહીને અંગ્રેજી માધ્યમમાં ભણ્યો છે તેથી તેને મરાઠી બિલકુલ આવડતી નથી. રજામાં ઘરે આવે તો પણ એને અમારી સાથે અર્થાત્ અમારેય એની સાથે હિન્દીમાં બોલવું પડે. દુ:ખ થાય છે. પણ રાષ્ટ્રભાષાની આટલી પણ સેવા માની હું ચલાવી લઉં છું.

પરમ દિવસે આવ્યો ત્યારે ૧૫મી ઑગસ્ટ હતી. મને સરકારી કાર્યક્રમનું આમંત્રણ હતું. પ્રેક્ષક તરીકે ત્યાં જવા

**સેન્ટ્રલ એમ્પોવર્ડ કમિટીના સભ્યોમાં**
**માત્ર વનઅધિકારીઓ અને વન્યજીવપ્રેમીઓ જ**

૧. પી.વી. જયકૃષ્ણનઃ કમિટીના અધ્યક્ષ.
કેન્દ્રીય પર્યાવરણ અને વન મંત્રાલયના નિવૃત્ત સચિવ

૨. એન.કે. જોષી, સભ્ય
અધિક મુખ્ય વનનિયામક, પર્યાવરણ અને વન મંત્રાલય

૩. વાલ્મીક થાપર, સભ્ય
રણથંભોર ફાઉન્ડેશનના સંસ્થાપક, વન્યજીવપ્રેમી, ભારતના 'ટાઇગર મેન' તરીકે જાણીતા

૪. મહેન્દ્ર વ્યાસ, સભ્ય
વકીલ, વન્યજીવપ્રેમી, પહેલાંના 'વર્લ્ડ વાઇલ્ડલાઇફ ફંડ' ના માનદ શિક્ષણ અધિકારી

૫. એમ.કે. જીવરાજકા, સભ્ય-સચિવ
ઇન્સ્પેક્ટર જનરલ ઓફ ફોરેસ્ટ્સ, પર્યાવરણ અને વન મંત્રાલય

( 'ડાઉન ટુ અર્થ' ઓનલાઇન મેગેઝિનમાંના લેખપર આધારિત)

નીકળ્યો તો છોકરો પણ સાથે થયો. ધ્વજવંદન પછી મંત્રીમહોદયે સ્વાતંત્ર્ય દિનનો સંદેશો આપ્યો, એમાં એક શબ્દનું વારંવાર પુનરાવર્તન થતું હતું, ''ભારતમાતા.. ભારતમાતા.'' છોકરો તરત પૂછી ગયો, ''પપ્પા યે ભારતમાતા ક્યા હોતી હૈ?'' હવે આવ્યો વાંધો! ભારતમાતાને રાષ્ટ્રભાષામાં શું કહેવાય તે મને ખબર નહિ. મેં કહ્યું ''ઉસકો હિંદીમે.. અપના વો કયા કહેતે હૈ,.. મુઝે માલુમ નહીં.''

''તો અંગ્રેજી મેં બતાઓ'' એ સહજતાથી બોલ્યો.

એ પણ સહેલું ન હતું. પોતાની પીઠ ઉપરની ચામડી જેટલી જ અંગ્રેજી પણ મને અપરિચિત છે. થોભ્યો. વિચાર કર્યો, અને તરત જ સૂઝ્યું, કહ્યું ''ભારતમાતા યાને કી Mother India."

''અચ્છા વો'' છોકરાને મેં સરસ જવાબ આપ્યાનો આનંદ થયો હશે, ઉમંગમાં તેણે ફરી પ્રશ્ન કર્યો ''મગર કૌન સી? નર્ગિસ ઔર સુનિલ દત્તવાલી યા અપની અનિલ કપુરવાલી?''

આગળ શું લખું? કોઇ સૂઝ રહી હોય તો ને!

...

આજના અખબારમાં એક પત્ર પ્રકાશિત થયો છે. શિર્ષક છે ''નક્ષલવાદીના હાથે પોલિસ જ કેમ મરે છે?'' પત્રલેખક કહે છે -

''ભામરાગઢના જંગલમાં થયેલા ભયંકર બોમ્બવિસ્ફોટમાં પાચ પોલિસ કર્મચારી ઠાર મરાયા અને બે ઘાયલ થયા, વારી અત્યંત દુઃખ થયું. આ બધા પોલીસ આદિવાસી એટલે કે ગરીબીની રેખા નીચે જીવતા પરિવારોમાંના હતા. સ્થાનિક લોકોના હાથમાં શસ્ત્રો આપી તેમની પાસે જ બારોબાર સમસ્યા હલ કરાવી લેવાના, કોઇકના ખૂબ તેજ દિમાગમાંથી નીકળેલો આ વિચાર; હવે પોતાના પર પલટતો જોઈ હવે તેમના પ્રત્યે સહાનુભૂતિ અને ઇનામોની લ્હાણી કરવામાં આવી રહી છે.

સમસ્યા ઉકેલવાની નથી હોતી, તેનો વિસ્તાર કરવાનો હોય છે. આવકના સ્રોતો તેમાં જ છુપાયેલા હોય છે, તે આ હોંશિયાર અધિકારીઓ સારી રીતે જાણે છે. પદ અને પૈસો તેમાંથી જ મળે છે. કેટલાકને ઉચ્ચ પદ અને કેટલાકને રોજગારી

મેળવી આપવા માટે શું આ બલિદાન આવશ્યક ન હતું?

વનવિભાગના અક્કડ વલણથી અને ૧૯૮૦ ના વનકાયદાથી જંગલમાં અને જંગલના સીમાડે વસનારા બધા જ ચોર સાબિત થાય છે, આવા અર્ધભૂખ્યા લોકોને નક્ષલવાદીઓની મદદ લીધા વિના જીવવું અઘરું છે, એ વસ્તુસ્થિતિ છે.

કાગળ પર રહેલા તેમના હક્ક હજુ પણ તેઓ ભોગવી શકતા નથી. વનવિભાગના કે મહેસૂલ વિભાગના અધિકારીઓને આવા પ્રસંગોના સામનો કરવો પડતો નથી, તેનો સંકેત શું? તેમણે ફળ ચૂસી લેવું અને સુવાવડ પોલીસોના ભાગે આવે. ગરીબ પરિવારના છોકરાઓનો તેમાં ભોગ જાય તે સ્વાભાવિક જ?''

પત્રલેખક કોણ એ ખબર નથી, પણ ચિમુરના એટલે કે 'નક્ષલગ્રસ્ત' તરીકે પોલિસ માને છે એવા વિસ્તારના છે. એમનો આદિવાસી વિશેનો આર્તનાદ હૃદયદ્રાવક છે. પત્રનો એકંદર આવિર્ભાવ ભારતીય પુરાણ લેખકનો છે. આદિવાસી યુવાનોને લલચાવીને તેમને 'શહીદ' કરવા અંગેનો ગુસ્સો વ્યક્ત કરતા પોલીસના જે ઉચ્ચ અધિકારીઓએ આ યોજના તૈયાર કરી, અમલમાં લાવી તેમને માટે, તેમજ વનવિભાગ અને મહેસૂલ વિભાગના કર્મચારી-અધિકારી મલાઈ ખાતા હોય ત્યારે પોલીસના 'ભાગે આવતી સુવાવડ' બાબતે પણ સંતાપ વ્યક્ત કર્યો છે.

શંકરની તપશ્ચર્યા કરનાર દાનવભૂષણ ભસ્માસુર મોટો દેવભક્ત હતો. તે તપશ્ચર્યા કરતો હતો ત્યારસુધી તો એકદમ પ્રાતઃ સ્મરણીય જ કહેવાય! પણ એકવાર વરદાન મેળવીને તે શક્તિશાળી બન્યો કે પછી રાક્ષસ... પૃથ્વી પર માનવમાત્રને તેની હેરાનગતી એટલે શંકરે તેને આપેલ વરદાનની પ્રતીતિ! અને છેક દેવલોકમાં ઉત્પાત મચાવવાનો તેનો પ્રયત્ન એટલે પાપ... બરોબર ને? શંકરે વરદાન આપી સમસ્યા નિર્માણ કરવી અને વિષ્ણુએ નિવારણ કરી પોતાનું દેવત્વ મજબૂત કરવું. પત્રલેખક માને છે તેમ''સમસ્યાનું સમાધાન ન હોય, એનો વિસ્તાર કરવાનો હોય; આવકનો સ્રોત એમાંજ છુપાયેલો હોય છે, આ હોંશિયાર અધિકારીઓને સારી રીતે ખબર હોય છે. પદ અને પૈસો આમાંથીજ મળે છે'' મને થતો પ્રશ્ન એ છે કે ભારતીય મતદારોને જે દિવસે આ સમજાશે તે દિવસે દેવની કલ્પનાનું શું થશે?

...

અનેક સમાજશાસ્ત્રીઓના મતે દેવત્વની સંકલ્પ મૂળેજ ભૂતપ્રેતમાંના વિશ્વાસમાંથીજ ઉત્ક્રાંતિ પામેલ હોવી જોઇએ. આ વાત માનીએ તો દેવોનું મૂળ ભૂતપ્રેતમાં શોધવું પડે. અતૃપ્ત માનવાત્માને મરણોત્તર ભૂતયોનિ મળે છે એવી સર્વસાધારણ માન્યતા છે. આ યોનિના અતૃપ્ત આત્મા દુષ્ટ શક્તિવાળા હોય છે. આદિવાસીઓના માતૃદૈવતો સારાં અને ખરાબ ફળ આપે છે એવું આપણે સાંભળીએ છીએ. દેવોનું પણ એવુંજ રૂપ આપણી સામે આવે છે. અમુક બાધા પૂરી કરી નહિ એટલે આવું ખરાબ થયું. એ બાધા રાખેલ દેવનો કોપ હોવાનું માનવાની પુરાતન માનવીય વૃત્તિ છે. એટલે કે, કલ્યાણની લાલચ સામે દેખાય તો પણ ભક્ત જો બાધા પૂરી કરવામાં કાં તો નૈવેદ્ય ધરવામાં કસર રાખતો હોય તો એનો કાર્યનાશ કરવો એ દેવોની વૃત્તિ કહેવાય. તો પછી દેવ એટલે દુષ્ટતામાં રાચતાં ભૂત, કે નૈવેદ્ય સામે કલ્યાણની લેણ-દેણ કરવાવાળો વાણિયો? કારણ દેવોનો કોપ એટલે દૈવી આપત્તિ. અકસ્માત થવો, જાનનું જોખમ હોવું, છોકરાં ખોટા રસ્તે જવાં, શું આવા ખરાબ કામો દેવો કરી શકે છે? જીવનભર ખૂબ દાન-પુણ્ય અને પરોપકાર કરવાવાળાને હાથે જો મનુષ્યવધ થાય તો ન્યાયાલય કેવો ચુકાદો આપશે એ કહેવા માટે જ્યોતિષની જરૂર નથી. તો કાર્યનાશ કે સર્વનાશ કરનાર દેવોને શિક્ષા કોણ કરશે? કેવી કરશે? કે કોઇક વિશેષાધિકાર તેમને છોડી મૂકશે? કદાચ ન્યાયાધિશ પર તેમનો કોપ ઊતરે નહિ માટે?

માનવપ્રાણી તેમના પર આવનાર દરેક સંકટનો સચોટ ઉપાય શોધતાં શોધતાં આજની સ્થિતિએ પહોંચ્યો છે એવું નૃવંશશાસ્ત્રીઓ અને સમાજશાસ્ત્રીઓ માને છે. માનવીને કોઇપણ કારણથી ભૂત-પિશાચ અથવા દૈત્ય-દાનવોના અસ્તિત્વનો અણસાર થયો અને આ આભાસી અસ્તિત્વ ને તે મોટું સંકટ માની બેઠો. આ સંકટ પર આદિકાળથી માનવીએ શોધેલો ઉપાય એટલે મેલી વિદ્યા! તે ધારણ કરનારો તાંત્રિક તત્કાલિન માનવોને પોતાનો મોટો સંરક્ષક લાગતો હશે. આ

વિદ્યા આત્મસાત્ કરવી ખૂબ કઠિન હશે. નહિ તો આજે ઘેરેઘેર વીજળીદુરસ્ત કરનારા અલ્પ માહિતગારોની માફક ઓછી જાણકારી ધરાવનારા અલ્પતાંત્રિકો તે સમયે ઘરે-ઘરે હોવા જોઇતાં હતાં. પણ તેવા કોઇ પુરાવા મળતા નથી. આનો અર્થ, ભૂત-પિશાચોને મહાત કરનારી મંત્રવિદ્યા સહજસાધ્ય નથી. માટે તે ધારણ કરનાર તાંત્રિકોનું મહત્ત્વ, માનમરતબો તે સમયે ખૂબ હતો એવું દેખાય છે. અને તે સ્વાભાવિક પણ છે. કારણ, વિજ્ઞાન વિના જ જ્ઞાની, સમર્થ અને સમૃદ્ધ થવા મથનારા માનવીની એ ઘેલછા હતી. અને તેમાંથી જ એના હાથમાં મંત્રવિદ્યાનું અજેય શસ્ત્ર આવ્યું હતું. તે સમયે તો ચોક્કસ આ જ તેમની ધારણા હતી.

આદિમાનવંની કેવી કેવી ધારણાઓ હતી એ જોવું ખૂબ મનોરંજક નિવડશે. મધ્યપ્રદેશના આજના ભોપાળ શહેરના દક્ષિણે ચાલીસ કિ.મી. ના અંતરે ભીમબેટકા નામનું સ્થાન છે. આ ગુફામાં આદિમાનવે દોરેલાં અસંખ્ય ગુફાચિત્રો છે. આ ચિત્રો જોવા એ એક આગવો અનુભવ કહેવો પડે. સંશોધકોના મતે આ ગુફાચિત્રો દોઢલાખ વર્ષો પૂર્વે બનાવવામાં આવ્યા હશે. આ ચિત્રોમાં કાળક્રમની રીતે સૌપ્રથમ રેખાંકિત ચિત્રોમાં શિકાર-ચિત્રો વધારે છે. તે વધુ હોવાનું કારણ ખૂબ મજાનું છે. તે યુગમાં માનવની એવી સમજ હતી કે, જે પ્રાણીના શિકાર-ચિત્રો આપણે જોઇને જઇએ તે પ્રાણીનો શિકાર આપણને અને આપણી ટોળીને ચોક્કસ મળશે! એવું પણ કહેવાય છે કે, આદિમ લોકો શિકારે જતાં પોતાને જોઇએ એવા પ્રાણીનું ચિત્ર જમીનપર દોરે, ટોળી તેને ઘેરાવો કરીને તેના પર ખોટોખોટો હુમલો કરે, અને ત્યારપછી આગળ જાય. આવું કરવાથી ચિત્ર પાડેલ ઇચ્છિત પ્રાણીનો શિકાર ચોક્કસ મળે એવો તે આદિમાનવ જીવોનો વિશ્વાસ હતો. કેવું મનોરંજક! અર્થાત આ પણ મેલીવિદ્યાનો, મંત્રશક્તિનો જ એક ભાગ માનવો પડે. અને તેથી મેલીવિદ્યાના જાણકાર કે મંત્રધારકો તેમના શિકારો પર પણ નિયંત્રણ રાખતા હશે. શિકારનો અધિક ભાગ કે વિશિષ્ટ અવયવ તેમને મળતો હશે.

શિકાર અને સામુહિક ભોગ આપેલા પ્રાણીના પગનું વિશિષ્ટ હાડકું નાયકોને આપવાની પ્રથા મારા વણઝારા સમાજમાં પ્રચલિત હતી. આજે પણ છે. દેવ માટે ભોગ આપેલ પ્રાણીના પગના પાંચ થી સાત હાડકાં અને મૂંડ દેવને નૈવેદ્ય તરીકે અર્પણ કરવાની તેમની પરંપરા છે. વિશિષ્ટ દેવોની બાધા રખાવનારા, તેમની પૂજાવિધિ કરનારા ભગતો અથવા પૂજારી આજેપણ તેમનામાં છે. પૂજા કહેવાની, પૂજા કરવાની તેમની પદ્ધતિ અત્યંત પ્રાથમિક કહેવા કરતાં આદિમ સ્વરૂપની જ છે.

આ બધું કહેવાનું કારણ એ છે કે, શિકારના તંત્રમાંથી પણ મંત્રનિર્મિતીની પ્રેરણા માનવીને થઇ, કે તે માટેની યુક્તિ સાંપડી. આદિમ કાળના આ લોક કલ્યાણકારી ભગતોમાં જ ભવિષ્યકાળના પુરોહિતોના બીજ હશે?

મધ્યપ્રદેશમા ભોપાલ પાસેના તે ગુફા ચિત્રોના સમુહને 'ભીમબેટકા' કહેવા પાછળ એક વિશિષ્ટ કથા છે. વનવાસ દરમિયાન જ્યારે પાંડવો આ ભાગમાં આવીને રહ્યાં ત્યારે પાંડવોમાંનો એક પાંડવ-ભીમ અહીં આવી કલાકો ના કલાકો બેસીને આરામ કરતો હતો. માટે તે સ્થાનને 'ભીમ-બેટકા' કહે છે. આ આખ્યાયિકા વહેતી કરનાર ની બુદ્ધિને માનવી પડશે. અહીં પાંડવો રહેતા હતા, એટલે અહીના બધા ચિત્રો એક રીતે તો પોતે જ પાંડવોએ અથવા પાંડવો માટે યક્ષ-કિન્નરોએ બનાવ્યાં હશે એવો તર્ક સામે આવે. એટલે પછી પેલા અજ્ઞાત, આદિમ કલાકારોનું શ્રેય તો ગયું જ, બિચ્ચારા.

પાંડવોના નામનું આ બિનઅધિકૃત અતિક્રમણ માત્ર ભીમબેટકા પૂરતું જ મર્યાદિત નથી. દૂર ડુંગરોમાં જૈન બૌદ્ધોએ બનાવેલી ગુફાઓને સર્વત્ર પાંડવ ગુફા તરીકે જ ઓળખાવાય છે. એટલું જ નહિ, એ ગુફાઓમાંના શિલ્પ જ્યારે પણ બુદ્ધ કે બૌદ્ધ ભિક્ષુ જેવા દેખાતાં, ત્યારે તેમના નાક-કાન-હાથ તોડી તેમને વિરૂપ કરવાનો જ સામાન્યજનોનો પ્રયત્ન રહેતો, અને કેમ ન હોય? આખરે યોગેશ્વર કૃષ્ણનો કૃપાપ્રસાદ મેળવેલા પાંડવોનું અજ્ઞાતવાસ દરમિયાન છુપાવાનું સ્થળ હતું એ! તેમાં જૈન-બૌદ્ધોના શિલ્પો કઇ રીતે ચલાવી લેવાય?

એ તો ઠીક છે કે આ મોટાભાગના ગુફાસમૂહો તે વખતના વેપારી એટલે કે લમાણોના માર્ગ ઉપર અથવા તેની આસપાસ હતા. નહિતર કદાચ તેમનું ચિહ્ન પણ બાકી રહ્યું ન હોત.

આ પાંડવ ગુફાઓ માટે પાંડવોને, અક્ષરશઃ તેમના ખ્યાલમાં પણ નહિ હોય તેવા ગામોએ-પોતાનું નામ આપવા

ખાતર -જવું પડયું હોય તેમ દેખાય છે. તેજ વાત 'સીતાકુંડ' ની છે. જ્યાં જ્યાં પણ કુદરતી કુંડ દેખાય ત્યાં ત્યાં તેને 'સીતા નાવણિયું' એવું નામ આપવામાં કોને કયો આનંદ થયો, કોણે ખબર? એમાં કોણે શું ગુમાવ્યું, કોણ જાણે? ભારતીય ઇતિહાસનું માત્ર એનાથી પુષ્કળ નુકસાન થયું છે. કારણ ચમત્કાર પર વિશ્વાસ રાખનારનું ચમત્કારીક ચક્રમપણું નકારીને ''શિવાજી આગ્રાથી મિઠાઇની પેટીમાં ભાગ્યો નહોતો'' એવું સ્પષ્ટ કહેવાવાળા નરહર કુરુંદકર તો કેટલીય પેઢીઓમાં એકાદ જ જન્મે છે, સત્ય કહીને જાય છે પણ બહેરાઓની આ દુનિયામાં એ ધ્યાનપર કોણ લે?

...

તેત્રીસ કરોડ દેવોમાંથી બહુ જ ઓછા, સંખ્યાની રીતે નગણ્ય જેટલા દેવોના નામ ગ્રામીણ જીવનમાં પરિચિત હોય છે. વાઘાઇ, પોચાઇ, આઇ, મરીમાય, ખંડોબા, મસોબા.. કેટલાક ગ્રામદેવતાઓ, શિવપરિવારના નંદી, સાપ, ગંગા.. બસ એટલા જ. આ નામો તેત્રીસ કોટી દેવતાઓની ગણતરી કરનારાઓનો અધિકૃત યાદીમાં છે કે કેમ જાણવાનો તો કોઇ રસ્તો નથી.

...

સંખ્યામાં ઓછા હોય તો પણ દેવો માણસો કરતાં વધુ શક્તિશાળી રહ્યા, રહેતા આવ્યા છે. ભારતની જનસંખ્યા હવે સો કરોડની મર્યાદા ઓળંગે છે. અને તેઓ તો તેત્રીસ કરોડ જ. લોકશાહીના સમર્થકો માટે શક્તિનું કે અધિકારનું આ એક કેન્દ્રીકરણ, અને અસમતોલ ચિંતાનું કારણ બની શકે. પુરાણમાં દાનવોના આતંકની કેટલીક ઘટનાઓ જોવાય છે. પુરાણકથિત આ દાનવોનો આતંકવાદ આગળ જતા દેવોએ ક્યારેક દબાવી દીધોઃ તેને ધરમૂળથી ઉખેડી ફેંક્યો. પણ દાનવોનું લોક માનસમાં રહેલું જે બીજ-ભૂતપ્રેતો-તે ક્યારેય નષ્ટ ન થયું. ઉલટાનું, ચિરંજીવીતાની અહંતા અને વટથી એ વધતું ગયું. આ આતંકવાદના મૂળતો તાગ કદાચ મળી જાય, પણ ભૂતપ્રેત નો શક્ય નથી. આનું કારણ છે તેમની અસ્તિત્વ કથાઓમાં રહેલી રસિકતા.' યુદ્ધસ્ય કથા રમ્યા' કરતા પણ એ વધુ રસસભર હોય છે. સિવાય પુરાણમાં કહ્યા મુજબ દેવ અને માનવના સમાનશત્રુ એવા દાનવો સામે તેમને કોઇક લાગવગ હશે. કારણ એકપણ દાનવે કોઇ ભૂતને પરેશાન કર્યાનું સાંભળવામાં આવ્યું નથી. દાનવ અને ભૂત જો એક થઇ જાય તો દેવ-દાનવ મોરચો મતદાનમાં હારી જાય, કારણ દાનવો ભલે અલ્પસંખ્ય હોય, ભૂતો તો ચોક્કસપણે બહુ સંખ્ય છે જ. તે સિવાય, જુદી જુદી વિધાનસભાઓને સંસદસભાઓ, દેવળો ને દરગાહો પર ચડી બેસેલા કેટલાંક જીવંત પ્રાણી પણ કદાચ, દૂરની સગાઇના સથવારે કે બીજા કોઇ કારણસર, ભૂતોની તરફેણમાં મતદાન કરી શકે. જો કે એનો કોઇ વાંધો નથી. કેમ કે 'નંગે એ તો...કોઇ ડરે યા ના ડરે'... કમસે કમ એ તો ખરું જ, કે નાગાનો નાચ નરી આંખે જોઇ શકે તેને જ લોકશાહી કહેવાય.

એટલે મતદાનમાં આવતી કાલે દાનવોનું રાજ આવે તો જગતમાં લાલપટ્ટાશાહીનો લોપ થઇ, નવી ભૂતપ્રેતશાહીનો ઉદય થશે. એ માટે ભૂતોની જાતિ, ગોત્ર કૂળની માહિતી કદાચ કાલે જરૂરી બનશે. માટે તેનો આપણે સાંગોપાંગ વિચાર કરીએ.

(ભાષા પ્રકાશનના આગામી પુસ્તકમાંથી એક અંશ)

મરાઠીમાંથી અનુવાદ

**ધીરૂભાઇ પટેલ**

# પર્યાવરણવાદીઓની એકાંતિક ભૂમિકા

વિવેક પંડિત

મહાનગર મુંબઈએ તેના સંપત્તિ-સાધનોથી ભૂંસી નાંખેલી તેના મૂળ રહેવાસીઓની-આદિવાસીઓની ઓળખ અને તેમના હક્કો માટે ઝઝૂમનાર શ્રી વિવેક પંડિત મહાનગરીના ઉપભોગકર્તાઓના વર્તુળમાં બદનામ છે, શું એ જ એમની નામના નહીં?

વન અને વન્ય જીવોનું સંરક્ષણ અને સંવર્ધન થવું જોઇએ, પર્યાવરણનું સંતુલન જાળવવું જ જોઇએ, આ બાબતમાં પર્યાવરણવાદીઓ, વનવિભાગ અને આદિવાસીઓ એકમત છે, તો પણ આ ત્રણે ઘટકોનો સતત સંઘર્ષ ચાલ્યા કરે છે. કેન્દ્રીય પર્યાવરણ મંત્રાલયના તાજા આદેશથી આ સંઘર્ષે ઉગ્ર રૂપ ધારણ કર્યું છે. પર્યાવરણનું સંતુલન રાખવા પર એકમત હોવા છતાં, સંઘર્ષ થાય છે તે આ સંતુલન રાખવું કઇ રીતે તે બાબત પર. આ બાબતે પર્યાવરણવાદીઓએ એકાંતિક ભૂમિકા લીધી હોવાથી, પેઢીઓથી જંગલમાં વસવાટ કરી રહેતા આદિવાસીઓના સથવારે તેઓ પ્રયત્નશીલ દેખાતા નથી, ઉલ્ટું તે બન્ને એકબીજાના વિરોધમાં સમાંતર પ્રવાસ કરતા દેખાય છે.

પેઢીઓથી, હજારો વર્ષોથી આદિવાસીઓ અને જંગલનો અતૂટ સંબંધ છે, એ સિદ્ધ કરવા માટે, વનખાતાએ તેની નોંધ પોતાના દફતરમાં લીધી કે નહિ એવા કોઇ પુરાવાની શી જરૂર? આદિવાસી જંગલમાં જન્મ્યો, જંગલના ખોળામાં જ મોટો થયો, વન્ય પ્રાણીઓ સાથે જ રમ્યો અને એ જ માટીમાં આખરે સૂઇ ગયો. જન્મથી જ જંગલ સાથે તેણે સહઅસ્તિત્વ રાખ્યું. વૃક્ષ વેલાઓ, વન્ય પ્રાણીને ઇશ્વર માની તેની આરાધના કરી. ભદ્ર, નાગર, વિકસિત સમાજે આદિવાસીને જંગલમાંથી બહાર કાઢી પોતાની બરાબરીમાં પ્રગતિનો હિસ્સો તેમને આપવાનો, પોતાના વિકાસમાં તેમને પણ સામેલ કરી લેવાનો પ્રયત્ન ક્યારેય કર્યો નહીં; ઉલ્ટું તેણે પ્રકૃતિના શોષણમાંથી જ પોતાની પ્રગતિ અને વિકાસ સાધ્યો. સુખમય જીવન માટે આ વિકસિત સમાજે વૃક્ષો કાપ્યાં, ડુંગરો ઉજ્જડ બનાવ્યાં, ખાણો ખોદી, સમુદ્રને પણ પાછળ હટાવ્યો. પોતાનું જીવન સંપન્ન કરવા ખાતર વિશેષ અધિકાર મેળવેલ આ સમાજે જે નિયમ બનાવ્યાં તે આદિવાસીઓના માથે માર્યા. લેખિત પુરાવા ઊભા કરવાની યંત્રણાઓ આ વિકસિત સમાજે ઘડી. આ યંત્રણાએ પુરાવા માટેના જે નિયમો બનાવ્યાં તે નિયમમાં આદિવાસી સમાતો નથી, એવી બૂમરાણ મચાવી તેમને અતિક્રમણકારી ઠેરવ્યા. માનવ ઇતિહાસમાં આનાથી મોટી કઇ ક્રૂરતા હશે?

જંગલ કાપી, જંગલનો કાચો માલ વાપરી મહાનગરો ઊભા થયા છે. જંગલના લાકડાથી જ 'હવે જંગલ બચાવવું જોઇએ' એવો આક્રોશ કરનારાઓના બંગલા શણગારાયા છે. આ શહેરી પર્યાવરણવાદીઓને તેમના જીવનની સુરક્ષા માટે ઓઝોનના પડની ચિંતા થતાં વનસંવર્ધનની ઘેલછા લાગી. વન્ય જીવોની સુરક્ષા માટે તેમણે આકાશ પાતાળ એક કર્યું. આ બધું કરવામાં જંગલમાં રહેતા આદિવાસી અને તેમના જીવનનો વિચાર પાછળ પડી ગયો. કુદરતી સંસાધનો પર અને માનવસર્જિત સુવિધાઓ પર જેમણે વિશેષ અધિકાર મેળવ્યો તેમણે જ પોતાની ભાવિ પેઢીઓના કલ્યાણ માટે, પહેલેથી જ મૂળભૂત સુવિધાઓથીય વંચિત આદિવાસીને સદંતર નષ્ટ કરવાનું બીડું ઝડપેલું દેખાય છે.

સર્વોચ્ચ ન્યાયાલયમાં હમણાં ચાલતી યાચિકા આ દાવાને સમર્થન આપે છે. ૧૯૯૫ની સાલમાં દાખલ થયેલી આ યાચિકામાં મુખ્યત્વે આંદમાન-નિકોબાર દ્વીપસમૂહના જંગલોનું જે વ્યાપારીકરણ થયું તે સંદર્ભે મુદ્દો ઊઠાવ્યો છે. જંગલનું આવું બજાર કોણે માંડ્યું એનો જવાબ આદિવાસીઓએ માંગવાનો હવે સમય આવી ગયો છે. જંગલના વ્યાપારીકરણની સહુથી ખરાબ અસર જો થઈ હોય તો આદિવાસીઓને થઇ છે. પણ એ વ્યાપારીકરણને જવાબદાર તત્ત્વો આદિવાસીને જ પાંજરામાં નાંખવાના પેંતરા રચી રહ્યા છે.

અંગ્રેજોએ જંગલનો શરૂ કરેલો વેપાર સ્વાતંત્ર્યોત્તર સમયમાં પણ ચાલુ જ રહ્યો. આદિવાસીઓએ પોતાના આશરા ખાતર નાનકડા ઝૂંપડા બાંધવા માટે, બળતણ માટે જંગલનો જે ઉપયોગ કર્યો તેથી જંગલનો નાશ થયો એવું જો કોઇ કહેતું હોય તો એવો દાવો તેઓ ભલે કરે. ૨૧મી સદીના ઉંબરે પ્રાથમિક શિક્ષણ પણ ન મેળવી શકનાર આદિવાસીઓ સો એ સાઠ થી વધારે છે. મહારાષ્ટ્રમાં થાણે, નંદુરબાર, અમરાવતી જિલ્લાઓમાં દર વર્ષે કુપોષણથી તેમના કુમળા બાળકોનો ભોગ લેવાય છે. ગડચિરોલીમાં થતા બાળમૃત્યુ તો પ્રકાશમાંય આવતા નથી. જંગલનો વેપાર કરનારા ઠેકેદારો સત્તાનું કેન્દ્ર બની ચૂક્યા છે. ગડચિરોલીનો આદિવાસી આવા ઠેકેદારોના, પોલીસની દમનયંત્રણાના, નક્ષલવાદીઓના કાવતરાંનો ભોગ બને છે. દુકાળ પડે, અતિવૃષ્ટિ થાય તોયે ભોગ આદિવાસીનો જ જાય. કુપોષણનો ભોગ પણ આદિવાસી જ. મોટા પ્રોજેક્ટ માટે વિસ્થાપિત થનાર પણ આદિવાસી જ. નક્ષલવાદી કારનામાંઓમાં, નક્ષલવાદીઓના હાથે અને પોલીસના હાથે, મરે તે પણ આદિવાસી જ. મુંબઇ જેવા શહેરમાં વાઘના મુખે પણ આદિવાસી જ હોમાય. આદિવાસીનો ભોગ આપવાની આ પરંપરા કેન્દ્ર સરકારના આ નવા આદેશે ચાલુ રાખીને નિર્દયી દંડો આદિવાસીઓ સામે ઉગામ્યો છે.

જંગલ નષ્ટ કરવા માટે આદિવાસી જવાબદાર નથી. સુલતાની સત્તાઓ ગમે તેટલા, ગમે તેવા બળનો ઉપયોગ કરે તોય તે જંગલમાંથી હટવાના નથી. અને તેમના સહયોગ સિવાય જંગલ સાચવી શકાય નહીં. આ સૂત્ર સમજી લેવાની આવશ્યકતા છે. બીજી તરફ ૧૧ લાખ ૬૧ હજાર ૫૧૨ હેક્ટર પર સંયુક્ત વન વ્યવસ્થા વડે આદિવાસીઓએ જંગલનું રક્ષણ કર્યું છે. આદિવાસીએ સાચવેલા આ જંગલની સરકારે હજુ નોંધ પણ લીધી નથી. સરકારે સમયાંતરે જે પરિપત્રો કાઢ્યા તેમાં આદિવાસીના અને જંગલમાં રહેતી પ્રજાના જે હક્ક સુરક્ષિત કર્યા તેનો પણ હજુ સુધી અમલ થયો નથી.

આદિવાસીએ પોતાના પેટનો ખાડો પૂરવા માટે જે ખેડ કરી તે બાબતની ચર્ચા સર્વોચ્ચ ન્યાયાલયમાં છે. પરંતુ પત્થર માટીની ખાણો, રાષ્ટ્રીય ધોરી માર્ગો, વિકાસની અન્ય યોજનાઓ, મોટા બંધો આવી વિકસિત સમાજ માટેની સમૃદ્ધિ ખાતર કેટલા જંગલનો નાશ કર્યો તેની કોઇ ચર્ચા શરૂ થઇ નથી. મહારાષ્ટ્ર સરકારે કેન્દ્રના આદેશનો અમલ કરવાનું ટાળીને આદિવાસીઓના હિતનું હાલ તુરત તો રક્ષણ કર્યું છે. આ પ્રશ્ન અહીં પૂરો થતો નથી. જંગલનું વ્યાપારીકરણ રોકવા માટે આદિવાસીઓએ હવે એકઠા થવાની જરૂર છે. જંગલજમીન પર પોતાનો હક્ક કહેવાની સાથે જ જંગલના સંવર્ધન માટે સંગઠિત આંદોલન ઊભું કરવા માટે લોકોએ હવે આગળ આવવું પડશે.

મરાઠીમાંથી અનુવાદ
ધીરૂભાઈ પટેલ

# વનજમીન અંગેની ભૂમિકા

મેધા પાટકર

શ્રીમતી મેધા પાટકરના આદિવાસી તથા પર્યાવરણ અંગેના કાર્યની ઓળખાણ આપવાની જરૂરત રહેતી નથી. દુનિયા આખી તેની સાથે સુપરિચિત છે. અહીં તેમની, પર્યાયે નર્મદા બચાવો આંદોલનની આદિવાસીને જંગલજમીનપરથી હટાવવા સામેની ભૂમિકા સ્પષ્ટ કરતો તેમનો મહારાષ્ટ્ર સરકારને લખેલો પત્ર અહીં મરાઠી સામયિક 'સુગાવા', જાન્યુઆરી ૨૦૦૩, અંક-૫ માંથી પુનર્મુદ્રિત કર્યો છે.

પ્રતિ, મુખ્ય સચિવશ્રી
મહારાષ્ટ્ર રાજ્ય

આ પત્ર લખવાનું વિશેષ કારણ છે ભારત સરકારના પર્યાવરણ અને વન મંત્રાલયનો ૩જી મે ૨૦૦૨નો પત્ર. આ પત્રની માહિતી અત્યાર સુધી આખા રાજ્યમાં અમારા અથવા બીજા કોઇપણ આદિવાસી ક્ષેત્રમાં પહોંચી ન હતી. છતાં આજે સર્વત્ર આની ચર્ચા ચાલુ છે. અમારા હાથમાં આ પત્ર આવ્યો હોવાથી તેમજ તેના પડઘા અમારા ક્ષેત્રમાં બધે જ પડવા લાગ્યા હોવાથી તત્કાળ આપને આ પત્ર લખ્યો છે.

(વન મંત્રાલયનો) આ પત્ર અનેક દૃષ્ટિએ ગેરસમજો પર આધારિત છે, સાથેસાથે આદિવાસી જંગલ વિસ્તારની પ્રત્યક્ષ સ્થિતિ તરફ જાણી જોઇને દુર્લક્ષ સેવી, તેમજ ગરીબ ખેડૂતોનો સહેજપણ વિચાર કર્યા વગર લખવામાં આવ્યો છે. એટલું જ નહિ, ખરેખર તો પર્યાવરણ અને વન્યજીવન બચાવવાની દૃષ્ટિએ આવશ્યક એવો વિચાર કે આજની સ્થિતિનું વિશ્લેષણ પણ આમાં પ્રતિબિંબિત થતું નથી એવું સ્પષ્ટપણે કહેવું પડે છે. આદિવાસી સમાજમાંથી જ આવેલા લોકપ્રતિનિધિઓ તેમજ એકે એક રાજ્યના મંત્રીમંડળે આના પર વિચાર કરવો જોઇએ એવો આ પત્ર છે, અને એનો અમલ થાય તો તેનું પરિણામ ભયાનક આવશે. માટે, આજે જ અમારો વિચાર વ્યક્ત કરવો આવશ્યક છે. સ્પષ્ટ કહેવા બદલ ખોટું ન લગાડતા ગંભીરતાથી વિચાર કરશો એ વિનંતી છે.

વન જમીન પરના અતિક્રમણનો પ્રશ્ન અથવા વન અને વન્યજીવન બચાવવાનો પ્રશ્ન ગંભીર છે, એમાં કોઇ શંકા નથી. ખરેખર તો, વન, જમીન, પાણી વગેરે બધા જ પ્રાકૃતિક સંસાધનોના સંરક્ષણ અને સંવર્ધનનો પ્રશ્ન તાત્કાલિક વિચારમાં લેવો જરૂરી છે. માત્ર આ સાધનોનો વિચાર આપણે માણસો સાથે તેને જોડી, આ સાધનોનો ઉપયોગ કરતા વિકાસના કોઇપણ કામમાં-યોજનામાં મનુષ્ય શક્તિનો થતો ઉપયોગ અને તે માટે સંરક્ષણ, સંવર્ધન એ બધાંની સાથે જોડીને જ કરવો જોઇએ. આ વાત ધ્યાન પર ન લેવી તે માત્ર અધૂરું જ નહીં, 'અમાનવીય' ગણાય. જે બાબતેનો આ પત્ર છે, તે અતિક્રમણો ખરેખર કેટલા પ્રમાણમાં અને કોણે કર્યાં છે, 'પાવરફુલ લોબી' એટલે ખરેખર કોણ, આ બાબતે કોઇ સ્પષ્ટતા ન કરતાં, આ પત્ર કેટલીક પૂર્વધારણાઓ રાખીને જે આદેશ આપે છે, તેનું કદાચ કોઇ અનપેક્ષિત પરિણામ આવી શકે; આદિવાસીઓના ખૂબ મોટા પાયે વિસ્થાપનમાં, અને તેમની આજીવિકા, રોજી-રોટી અને જીવવાનું એકમાત્ર સાધન છીનવાઇ જવામાં તે પરિણમી શકે. 'આદિવાસી' નો કોઇ ઉલ્લેખ આ પત્રમાં નથી તો પણ વસ્તુસ્થિતિ આ છે. વન અને પર્યાવરણ મંત્રાલયને આ ખબર જ નથી, કે તેમણે જાણી જોઇને, રાજકીય કારણો માટે તેનો ઉલ્લેખ ટાળ્યો છે, તે જરા શોધવું પડશે.

જંગલ વિસ્તારની આજની સ્થિતિ જટિલ છે. ઐતિહાસિક કે બ્રિટીશ સમયથી આદિવાસીઓનો વસવાટ જંગલના સાંનિધ્યમાં રહ્યો છે. તેથી અંગ્રેજોએ પણ જંગલ રક્ષણ માટે 'વનગામો' ના રૂપે તેમને જ નીમ્યાં અને વસાવ્યા. ચરાવવાના અને અન્ય ઓછામાંઓછા અધિકારો તેમને આપવામાં આવ્યા. તે સમયે વસેલા ગામો અને તેમાંના લોકો, જેમાંથી કેટલાંક વૃદ્ધો ત્યાંજ જીવેલા-મરેલા ૧૦ થી ૨૦ પેઢીઓના નામ બોલે છે, તે આજે સરકારના ચોપડે દબાણકાર તરીકે નોંધાયા છે. ઘણી જગ્યાએ, કેટલાંય કામનો સંદર્ભમાં, તેમને 'ભૂમિહીન' જ સંબોધવામાં આવે છે. એનું ઉત્તમ ઉદાહરણ છે નંદુરબાર જિલ્લાના ૭૩ વનગામો. કોઇપણ વિચાર કર્યા વગર આવા હજારો આદિવાસીઓને, નર્મદા યોજનાના અસરગ્રસ્તોને પણ ભૂમિહીન બતાવી વિસ્થાપિત કરવાનો સરકાર પ્રયત્ન કરે છે, કેવો સરાસર અન્યાય છે! એમના પછી આવીને વસેલા શહેરવાસીઓ પણ હક્કદાર બનીને સંપત્તિ ભોગવે છે, અને આ કુદરતી સંપત્તિના મૂળ ઉપભોક્તા અને માલિક 'મજૂર' બનીને રહે છે (જેમ કે નર્મદા યોજના અંગેના અનેક કાગળોમાં).

વનક્ષેત્રનાં ગામડાઓમાં દબાણકારો પણ મોટાભાગે આદિવાસી જ છે. કોઇક જગ્યાએ બિનઆદિવાસી, તેમાં પણ ધનિક હોઇ ખેતી સિવાય અન્ય કોઇ વ્યવસાય માટે કે સંપત્તિ માટે દબાણ કર્યું હોય તો તે અલગ વાત છે. પરંતુ આનું પ્રમાણ મહારાષ્ટ્રના ગડચિરોલી, ચંદ્રપુર, અમરાવતી (મેળઘાટ), થાણે, રાયગઢ, ધૂળે, નંદુરબાર, નાસિક જેવા જંગલ વિસ્તારમાં આવેલા જિલ્લાઓમાં તો નહિવત્ છે. ધનિકોના દબાણો બેનામી કે અસ્થાનિકો દ્વારા કે પછી સાવ બહારથી જ આવીને જમીનપર કબજો જમાવી બેસેલાઓના હશે, તે ઓળખવા અને તેમને જુદા પાડીને એકસામટા રદ્દ કરવા તે અઘરું નથી. પણ ફક્ત ખેતી પર જ જીવતા, શિક્ષણનું પ્રમાણ ઓછું હોઇ, કાયદામાં, બજારમાં, સરકારી વ્યવસ્થા દ્વારા પણ છેતરપિંડીનો ભોગ બનતા આદિવાસી સંગઠિત તો હોતા જ નથી. ત્યારે આવા ક્ષેત્રમાં સ્વરોજગારીનું સાધન અને જીવનનો આધાર મોટે ભાગે ખેતી અને તેની જોડે વન ઊપજો અને માછીમારી એ જ હોઇ શકે! આવા વિસ્તારના લાખો આદિવાસીઓ આ ન કરીને શું બેરોજગાર રહેશે? કે પછી શહેરમાં, બીજા વ્યવસાયોમાં, બજારમાં ખરેખર તેમના માટે જગ્યા રાખી છે, ત્યાં જીવી શકાય એવી સ્થિતિ દેખાય છે એવું કોઇ સાબિત કરી બતાવશે? કેટલાંય ઉદ્યોગ-એકમો જ્યારે બંધ પડી રહ્યા છે. અને બજારમાં મૂડીવાદનું સામ્રાજ્ય સ્થપાઇ ગયું છે ત્યારે એમને બીજું કંઇ સૂચવવું શક્ય છે? આદિવાસીની પાસે રહેલા સાધનો જ ઓછામાં ઓછા વાપરીને રોજી-રોટી મેળવવામાં જ તે પૂરા ન થઇ જાય એવી પ્રક્રિયાઓ, અને ટેકનોલોજીની પસંદગી, આવા સાધનો પર તેમને માલિકી હક્ક આપીને પણ સરકાર દ્વારા ચોક્કસ ધ્યેય ધોરણો રાખી તેમનો ઉપયોગ કરવા માટે સહાય એ પ્રકારની સરકારની કોઇ નીતિ નક્કી ન હોવાથી પંચશીલ, આદિવાસી ઉપયોજના, વન અને વન્ય જીવ સંરક્ષણ કે આદિવાસી વિકાસ બધા જ અધૂરાં રહ્યાં, અવળે માર્ગે જઇ પ્રભાવહીન બનેલા દેખાય છે.

ગ્રામ સ્વરાજ (village republic), ગામસ્વશાસન જેવી કલ્પનાઓ આઝાદ ભારતના બંધારણથી લઇ કાયદાઓમાં, પંચવર્ષીય યોજનાઓમાં, સ્પષ્ટપણે પ્રતિબિંબિત થયેલી હોઇ, ખરેખર તો એકેએક ગામની કુદરતી સાધન સંપત્તિ પર, જંગલ-જમીન-નદી-નાળાંઓ-ખનીજસંપત્તિ પર એકમેવ નહીં તોય પહેલો અધિકાર ગામલોકોનો જ હોય એ તાર્કિક અને ન્યાયિક ગણાય. ધ્યેયધોરણોમાં, આયોજનમાં, અને અમલમાં તેમને સ્પષ્ટપણે ઉતારવું સરકારોએ ટાળ્યું, તેનું એકમાત્ર કારણ છે શહેરીકરણ-ઔદ્યોગીકરણને પોષતી વિકાસનીતિ. કુદરત પર નભનારા આ લોકોના હાથમાં રહેલ સાધનો શહેરવાસીઓને પોતાની વધતી જતી જરૂરિયાતો સંતોષવા માટે જોઇએ છે. કારખાનું કાઢવું હોય કે આજકાલની કોઇ શહેરી ઇન્ફ્રાસ્ટ્રકચર ની યોજના હોય, જમીન તો શું પાણી પણ ઉપલબ્ધ હોવું જ જોઇએ તે માટે જમીન, જંગલ, પાણી પર સાર્વભૌમ સત્તા સરકારની જ એવું કહેવું સગવડભર્યું રહે. પછી સરકાર દલાલની ભૂમિકા ભજવે. બરાબર કાયદેસર રીતે જમીન સંપાદન કરી (કાયદાનુસાર જમીન એટલે કે જમીન સાથે જોડાયેલુ બધું જ - ઘર, ઝાડ, કુવાઓ, દેવળો વગેરે)

સરકાર તે આવી યોજનાઓ માટે આપે છે. મૂળે ખાનગીકરણ એ જ સમાજના વિશિષ્ટ વર્ગને પોષવા ખાતર, બીજાના હાથમાંના સાધનો ઝૂંટવી લેનાર પછી તો શહેરોની અંતર્ગત એ જમીનનું, પાણીનું શોષણ થાય છે. સ્થળ પર જ રહી, જાતે ખેડીને ખેતી કરનારાને હક્કહીન, અને ભૂમિહીન સમજવા તે વાસ્તવિક્તાનો વિપર્યાસ, કાગળ પર હક્ક આપવાનો પ્રકાર છે. અને હવે તેમને દબાણો હટાવીને ખરેખરના ભૂમિહીન બનાવવાનો દાવ આ પત્ર દ્વારા ખેલવામાં આવ્યો છે.

આદિવાસીઓની જીવવાની પદ્ધતિનો વિચાર કરતા સર્વપ્રથમ ધ્યાનમાં આવે તો તેમનું જંગલ, જમીન, પાણી પરનું સંપૂર્ણ અવલંબન. બજાર વ્યવસ્થા સાથે ઓછામા ઓછો સંબંધ (હવે વધતો હોય તોયે), અને તેના લીધે સ્વાવલંબન, એ તેનું કેન્દ્ર. અત્યંત વિષમ પરિસ્થિતિમાં પણ જમીન ખેડવી (દા.ત. ૫૦ ટકા ઢાળવાળી જમીન પણ અસલ દેશી બળદ જોતરીને ખેડવી), વધતા જતાં પરિવાર સાથે ખેડાતી જમીન પણ થોડીઘણી વધવી, એ બધું આ જ કારણે થાય છે. જીવવાનું સાધન (નોકરી હોય, વ્યવસાય હોય કે જમીન) પરંપરાથી વારસાગત રીતે પાછલી પેઢી સુધી જાય અને લોકસંખ્યાના વધવાના પ્રમાણમાં તે પણ થોડું ઘણું વધે, એ તો કોઇપણ સમાજમાં, સમાજના કોઇપણ વર્ગમાં દેખાય છે જ ને? શહેરી ઔધોગિક સંસ્કૃતિના બાળકોને નવી નોકરીઓ મળે જ છે ને? પછી પ્રકૃતિપર જીવનારાઓએ શિક્ષણ કે અન્ય સહાયક તત્ત્વ કે સાધન ઉપલબ્ધ ન હોય ત્યારે શું કરવુ? તેમને શિક્ષણથી વંચિત રાખવાનો, ખેતી સિવાય કે ખેતી અને જંગલની ઉપજ સંબધિત રોજગારી ઉપલબ્ધ ન કરી આપવાનો દોષ આખા સમાજનો ને સરકારનો નથી? રોજગારીની બાંહેધરી આપતા રાજ્યોમાં પણ આદિવાસી ગામડાંઓને માંગણીઓ કરીને પણ રોજગારી મળતી નથી, અથવા પુરતી મળતી નથી. આના દસ્તાવેજી પુરાવા સાથે, છેક રોજગાર ભથ્થું માંગવા સુધી પહોંચેલા દાખલા કેટલા આપવા? નર્મદા કિનારેના અને સાતપુડાના આદિવાસી ગામોનો આ બાબતમાં અનુભવ જોવા જેવો છે. રોજગારી માટે પડાપડી કર્યા પછી, 'કુ પોષણ' માટે બદનામ જિલ્લામાં પણ રસ્તાના કામે ઓછામાં ઓછા મજૂર અને મોટાભાગે બુલડોઝર જેવા સાધનો વાપરવા, ખોટા અંગૂઠા મારી રજિસ્ટર ભરવું, મજૂરી આપતી વખતે માપમાં કે ભાવમાં છેતરવું, એવો આત્યંતિક ભ્રષ્ટાચાર ,સહન કરવાના અનુભવો હચમચાવી દેનારા છે. આનો જવાબ માંગવો, લોક સુનાવણીનો આગ્રહ રાખવો તો ના છૂટકે, માહિતીનો અધિકાર છતાં બધા કાગળો સામે ન મૂકનારા - બધા નહીં તોયે ઘણાંખરા -અધિકારીઓની વર્તણૂક અને કાર્યપદ્ધતિ

જુઓ; કયા ઉદ્દેશ માટે અને કયા ધનિક-ગરીબ વર્ગ માટે તેમના કેટલા સાધનો વપરાય છે તે જુઓ. માત્ર અન્યાય જ દેખાશે. જેમની પાસેથી લીધું તેમને તેમાં યોગ્ય ભાગ આપવાનું તો છોડો, તેમની ગરજ પૂરી કરવા જેટલા સાધનો પણ ઉપલબ્ધ ન થાય એવી સ્થિતિમાં લાવી મૂકીશું. 'વિકાસ' ના અહંકારને બધા ગુના માફ કરવા, અને અન્યાય સામે આંખ મીચી લેવી? છેલ્લા ૫૫ વર્ષથી તો આ જ જોઇ રહ્યાં છીએ. કોની સ્વતંત્રતા, ક્યાં છે સ્વતંત્રતા, એ પ્રશ્નો પાછા ઉઠાવ્યા સિવાય છૂટકો નથી. આ પરિસ્થિતિ જો બદલાય તો દબાણો અને વિસ્થાપનોનો પ્રશ્ન જ નહિ રહે. ગામની સીમામાં આવતા સાધનો પર અધિકાર મળતાં ની સાથે ખુદ ગ્રામસમાજ જ, માત્ર વધુને વધુ સ્વાયત્ત જ નહિ પણ સ્વાવલંબી બનવાની દિશામાં આયોજન કરશે એમાં કોઇ શંકા નથી. ક્યાં કેટલું ગોચર, કેટલું જંગલ, કેટલાં પ્રમાણમાં ખેતી તેનું આયોજન કરવું, પાણીનું સ્તર ઉંચુ લાવવું, જમીનની પ્રત સુધારવી અને આવશ્યકતા અનુસાર ઉત્પાદન કરવું, કેટલા પ્રમાણમાં ખરીદ-વેચાણ કરવું, કયા વ્યવસાયોથી રોજગારીનું નિર્માણ કરવું એ બધું જ નક્કી કરવું ગામ માટે શક્ય છે, અને તેના માટે બાધ્ય પણ રહેશે. તેમાં સરકારી, બિનસરકારી પ્રશિક્ષણ અને સહાય ઉપયોગી બનશે. આ આખી ખૂબ વિવેકી અને ન્યાયી પ્રકિયાથી જો કોઇ ડરતું હોય તો તે છે શહેરી, ઉપભોગતાવાદી સંસ્કૃતિમાં માનનારા, રાચનારા અને ભોગનારા.

તેથી જે પર્યાવરણવાદીઓએ અતિક્રમણનો આ મુદ્દો ઉઠાવીને ગરીબોને હાંકી કાઢવામાં કચાશ ન રાખી તેઓ કોના પ્રતિનિધિ છે તે શોધવું અને આજની રાજકીય-આર્થિક સમાજસ્થિતિ અને વર્ગીકરણ ધ્યાનમાં લઇ લઇ તેમના વિચાર અને ભૂમિકાનું ચોખ્ખું વિશ્લેષણ કરવું શક્ય છે અને જરૂરી છે. શહેરી જીવનપદ્ધતિને કારણે સ્વાભાવિક જ એરકંડિશનિંગ અને વોટરપાર્ક જેવું બધું જ મેળવી બેસેલા કેટલાંક પર્યાવરણ રક્ષકોની ભૂમિકા ભલે મનમાની હોય, 'પર્યાવરણવાદ'નું એક મુખ્ય અંગ, જે કુદરતી સાધન સંપત્તિની ન્યાયિક વહેંચણી, લોકસહભાગ અને લોકાધિકાર ના તત્ત્વો પર આધારિત તેનું સંરક્ષણ અને સંવર્ધન, તેની તરફ તેઓ અજાણતાં કે જાણી જોઇને દુર્લક્ષ સેવે છે. તેથી જ, ઉદ્દેશ જે પણ હોય, તેમનું પ્રત્યક્ષ વર્તન અને કાર્ય સીધું જ ગરીબોની વિરુદ્ધમાં થાય છે. બીજી બાજુ પર્યાવરણનું રક્ષણ પણ થતું નથી. ઉદા. વન અને વન્ય જીવોના રક્ષણ માટે જરૂરી છે તે આદિવાસીઓનો સહકાર. આ તો અંગ્રેજોએ પણ જાણ્યું હતું, જે જંગલ રક્ષણ માટે વસાવેલા વનગામોની સંકલ્પનામાં દેખાય આવે છે. પરંતુ આ પર્યાવરણવાદી તો જાણે વન્યપશુઓ માટે 'અભયારણ્ય' તો આદિવાસીઓ માટે 'ભયારણ્ય' એવું વિભાજન કરે છે; મૂળ નિવાસીને હાંકી કાઢી વન્ય જીવોને બચાવવા માંગે છે. ખરેખર તો 'આરક્ષિત' જંગલોમાં પણ, જેમ કે કોલ્હાપુરના રાધાનગરી અભયારણ્યમાં, કે મુંબઇ નજીકના નેશનલ પાર્કમાં, કે મધ્ય પ્રદેશના કાન્હા રાષ્ટ્રીય ઉદ્યાનમાં, પર્યટનથી લઇને ખાણો સુધીનું બધા પ્રકારના વેપારી, મૂડીવાદી, શહેરી વર્ગોનું 'અતિક્રમણ' તો ખુલ્લેઆમ દેખાય છે. ન્યાયલયો પણ આવા 'રોકાણકારો' ને મોટેભાગે રક્ષણ આપે છે, ક્વચિત્ જ તેમનું કામ અટકાવે, પણ પાછું આમ-તેમ ચુકાદાઓ મેળવી ચાલુ કરાવે છે.

આમાં સહુથી ઉદ્વેગજનક બાબત એ છે કે આ શહેરીજનોની જીવનશૈલી જ ખરેખર તો પર્યાવરણના સર્વાધિક નાશ માટે કારણભૂત છે. ડુંગરો પહાડોમાં જીવતા આદિવાસી વાપરી વાપરીને કેટલું લાકડું વાપરશે? એમાંય, તેમને બળતણનો પર્યાય વિકસાવવામાં મદદ કરીએ તો તેનુંય પ્રમાણ ખૂબ ઓછું થશે. વધુ ને વધુ કાગળની, કચકડાની, પ્લાસ્ટિકની, શહેરી સંસ્કૃતિ જ પ્રદૂષણ ફેલાવતા, વિનાશકારી ઔદ્યોગિકરણની નીતિ અપનાવે છે. કેમ કે આવા કેટલાય પર્યાવરણવાદીઓ દુર્ભાગ્યે એ જ ઔદ્યોગીકરણના અને શહેરીકરણના લાભાર્થીઓ હોય છે. ૨૩ નવેમ્બરની આ કઇ પિટીશન, કોણે દાખલ કરી તે હજુ સુધી અમારા જાણમાં આવેલ નથી. કૃપયા 'માહિતીનો અધિકાર' તરીકે આપ જ તે જણાવશો. પરંતુ કદાચ એ આ પ્રકારના જ એકતરફી, કંઇક અંશે વિકૃત, કે કમસે કમ અવ્યવહારુ દષ્ટિકોણથી પર્યાવરણ અને આદિવાસીઓ તરફ જોનારાઓ તરફથી જ આવેલી હોવી જોઇએ.

કેન્દ્ર સરકારના વન અને પર્યાવરણ મંત્રાલયના આદેશની પાછળ રહેલી ભૂમિકા આદિવાસીઓના કે પર્યાવરણના પણ હિતમાં નથી, અને ન્યાયી તો ચોક્કસ નથી જ. એ ધ્યાનમાં રાખીને જ મહારાષ્ટ્ર સરકારે આગળ પગલું લેવું જોઇએ. 'સર્વોચ્ચ ન્યાયાલયનો આદેશ' તરીકે દબાણમાં આવ્યા વગર, એ ધ્યાનમાં રાખવું જોઇએ કે સર્વોચ્ચ ન્યાયાલય મૂળભૂત બંધારણીય અધિકારોનું તો ઉલ્લંઘન કરવાનું નથી જ, તેમજ તે જ ન્યાયાલયે ૧૯૯૫ માં આપેલો ચુકાદો દબાણવાળી જમીનો ૧૯૭૮ પહેલાંની છે કે નહિ તે જોઇ, જૂની ખેતીની જમીનો નિયમિત કરી આપવા અંગેનો છે, ત્યારે આ બન્નેમાંનો વિરોધ દૂર કરવા માટે આપણે ફરીવાર એ જ ન્યાયાલયના બારણાં ખખડાવી શકીએ છીએ.

ઉપર બધાં પાસાંઓનો વિચાર કરતાં, 'દબાણકાર' માનવામાં આવેલા આ આદિવાસીઓની રોજીનો પ્રશ્ન, તેમનો જીવવાનો મૂળભૂત અધિકાર એ બધું ધ્યાનમાં લેતાં, પર્યાવરણ - એટલે કે જંગલ, જમીન, પાણી, વન્યજીવ - અને માણસો બન્નેને બચાવી લેવાનો ન્યાયી માર્ગ શોધવો પડશે. તે સંદર્ભે કેટલાંક સૂચનો ઉપર કરેલાં છે જ. તે ટૂંકમાં અને મુદ્દાવાર આ પ્રમાણે મૂકી શકાય -

૧. આદિવાસી ક્ષેત્રના જંગલ વિસ્તારના ગામેગામમાં આજની ઘડીએ ખેતીની ચોક્કસ સ્થિતિ માપવા માટે સર્વેક્ષણ દરેક જિલ્લામાં પૂરું કરીને, જેમના માટે ખેતી એ જ મુખ્ય વ્યવસાય છે તેવા આદિવાસીઓની (રેવન્યુ) ખાતાની અને (જંગલમાં) અતિક્રમણની જમીનો અલગ અલગ નોંધવામાં આવે.

૨. ગામની બધી કુદરતી સાધનસંપત્તિપર ગામનો પહેલો હક્ક જાહેર કરી, ખાસ તો આદિવાસી વિસ્તારમાં સ્વશાસનની ભૂમિકા અનુસાર, આદિવાસી ગ્રામસભાની સહમતિ વિના આ સાધનોનો ઉપયોગ, વપરાશ કે વહેંચણી થઇ શકે નહિ એવું કાયદાદ્વારા (જરૂર હોય ત્યાં પંચાયતી રાજ અધિનિયમ અને / અથવા રાજ્યસ્તરના ગ્રામસભાના કાયદામાં સુધારો કરીને પણ) નક્કી કરવું.

૩. આ બન્નેને આધારે જે તે ગામના નિયંત્રણ માટે કેટલાક નિયમો બનાવી ગામદીઠ આયોજન માટે ગ્રામસભામાં તાલુકા/ગ્રૂપ વિકાસ અધિકારી, તલાટી, વનપાલક સંગઠન હોય તો તેના પ્રતિનિધિ અને આદિવાસી વિકાસ મંડળના પ્રતિનિધિ એમની સલાહકાર સમિતિ બનાવીને ગામદીઠ આયોજનની સુંદર પ્રક્રિયા ચાલવી જોઇએ. જેમાં જે તે ગામદીઠ ખેતી, ગોચર, ગામતળ,જંગલનું (ઝાડ વગેરે) પ્રમાણ એવી બાબતોમાં આયોજન હોય અને તે પણ જનસંખ્યાના પ્રમાણમાં, તેમજ ગામદીઠ જમીન-માણસોનાં પ્રમાણનો વિચાર કરીને.

૪. ખેતી અને જંગલનું પ્રમાણ નિશ્ચિત રહે તે માટે દરેક ખેડૂતને ઓછામાં ઓછો અમુક ચોક્કસ હિસ્સા (છઠોભાગ?) પર વનખેતી એટલે કે વૃક્ષો ઉગાડવા માટે નિયમમુજબ તૈયાર કરવું જરૂરી છે. સરકારી યોજનાઓના લાભોનો અમુક અંશ પ્રોત્સાહન અર્થે આની સાથે જોડી શકાય.

૫. અત્યંત ગીચ જંગલ વિસ્તારના અંતરિયાળ ભાગમાં (૦.૪ થી વધુ ઘનતા ધરાવતા જંગલના core zone માં) વસવાટ કે લોકસંખ્યા બને તેટલી ઓછી અને કડકપણે નિયમોનું પાલન કરીને જ રહેતી હોવી જોઈએ. તે માટે, શક્ય હોય ત્યાં આદિવાસીઓની સહમતિથી જ કેટલાંકનો પરાવિસ્તારમાં (buffer zone) માં પુનર્વસવાટ પણ શક્ય છે. પુનર્વસન માટે વૈકલ્પિક જમીનો કે સહમતિ મળી શકતી ન હોય તો આદિવાસીઓના સહભાગથી, core zone ના જંગલ અને વન્યજીવોના સંરક્ષણાર્થે આદિવાસી સમાજ અને સામાજિક ભાવનાને ધ્યાનમાં રાખીને રચવામાં આવેલા સમૂહોદ્વારા આયોજન અને અમલ થવો જોઈએ.

૬. આજની પરિસ્થિતિમાં જેમની ખાતાની જમીન બિલકુલ ન હોય તેમને ગામની સંમતિથી અને ગામના પંચોના

સહીસિક્કાસાથે ઓછામાંઓછી પાંચ એકર જમીનપર ખેતી માટે, ઉપર દર્શાવેલા વનખેતી અંગેના નિયમની સાથે, માલિકી હક્ક આપવો; અને એમ ગામેગામના રેકોર્ડને ગ્રામસભામાં અંતિમ સ્વરૂપ આપીને તેમના ઠરાવ, નકશા બનાવી તેની જાહેરાત કરવી શક્ય છે. આદિવાસી સ્વશાસનનો દષ્ટિકોણ સાચા અર્થમાં અપનાવવો અને તેનો અમલ કરવો તે માટે આ મહત્ત્વપૂર્ણ તક ઝડપી લેવાય.

શું કરવું તેનો નિર્ણય આપે મંત્રીમંડળ સાથે લેવાનો છે. આ પત્ર ખરેખર તો લોકપ્રતિનિધિઓ અને મંત્રીમંડળના સ્તર પર ચર્ચામાં લેવાની અને તેના પરના સૂચનો- વિશ્લેષણો પર વિચારવાની જરૂર છે. અસલમાં તેવી કોઈ ચર્ચા થયેલી દેખાતી નથી.

આપના નિર્ણય પર અમારો નિર્ણય આધારિત રહેશે; તે સંવાદ અને સહકાર, કે પછી સંઘર્ષ તેના અંગેનો હશે. આ બાબતે ઉત્તર આપશો તો આભારી થઇશ. પત્ર લંબાયા બદલ ક્ષમા, પણ પૂરું વાચવાની તસદી લેશો એ જ નાની અપેક્ષા છે.

**(મેધા પાટકર, નર્મદા બચાવો આંદોલન)**

મરાઠીમાંથી અનુવાદ

ધીરૂભાઈ પટેલ

## જંગલ ઊભું કરીએ

*'જંગલ બચાવ અભિયાન' સમિતિની રાડીકલમ ગામે રચના કરવામાં આવી. તેમાં શંકર પાવરા-પ.સ. સભ્ય, ગોવિંદ પાવરા-પોલીસ પટેલ, સુભાષ પાવરા- 'ઢોલ' સંપાદક અને ગામલોકોએ તા. ૨-૫-૨૦૦૩ના રોજ કાર્યક્રમ ગોઠવ્યો હતો. તેમાં વન અધિકારી, કૃષિ અધિકારી, અક્કાણી તાલુકાની બધી જ ગ્રામપંચાયતોના સભ્યો, જિલ્લા પંચાયતના સભ્યો, અક્કાણીના ધારાસભ્ય, કે.સી. પાડવી જેવા ગણમાન્ય માણસોને આમંત્રિત કરીને જંગલ અંગે માર્ગદર્શન આપ્યું. ગામની સમિતિ બનાવી, કુહાડા બંધી, ચરાવવાની મનાઇ, વૃક્ષો ઊગાડો- વૃક્ષો બચાવો એવા કાર્યક્રમ લીધા. આ કાર્યક્રમમાં સ્ત્રી-પુરૂષોએ ભાગ લીધો. ખુદ ગામલોકોએ ગામના સીમાડા સુધી વોચમેન-ચોકીદાર મૂક્યો. પહેલાં કેટલાક વૃક્ષો ગામલોકોએ રાખી મૂક્યાં હતાં તે સિવાય જંગલખાતા તરફથી વૃક્ષો રોપવામાં આવ્યાં. તેમજ કૃષિ ખાતા તરફથી ફળઝાડ દરેક ખેડૂતના ખેતરમાં રોપ્યાં. હવે આ ગામ સર્વત્ર હરિયાળું દેખાવા લાગ્યું છે. નદી, નાળામાં પાણી સચવાવા લાગ્યું છે. આ ગામના કાર્યને જોઇ તાલુકાના અન્ય ગામો એ પણ વૃક્ષ બચાવો અભિયાન ચાલુ કર્યુંછે.*

*આવી રીતે દરેક ગામમાં જંગલ બચાવ અભિયાન જો ચાલુ કરવામાં આવે તો આપણે પહેલાંના જેવું જંગલ ઊભું કરી શકીએ. તેથી દરેક ખેડૂત પોતાના ખેતરના બંધ પર, પડતર ખેતરમાં ફળઝાડ ઉગાડે તો પોતાને વધારાની આવક મળે, ભૂખમરો, કુપોષણ, રોગચાળો નહિ આવે અને પ્રકૃતિ પણ સમતોલ રહે.*

# જંગલની આગ કોને બાળશે?

અશોક ચૌધરી

ગાંધીવાદી વિચારધારાને આગળ ચલાવી, તેના આધારે આદિવાસી એકતા અને અસ્મિતાનું આંદોલન ઊભું કરનાર શ્રી અશોકભાઈ ચૌધરી તેમની પ્રગતિશીલ પર્યાવરણીય ભૂમિકા માટે જાણીતા છે.

### જંગલ

જંગલ એ પ્રકૃતિની અણમોલ ભેટ છે. જંગલને કારણે જમીન બની. હવા શુદ્ધ બની અને પાણીનો સંચય થઇ શક્યો. અનેક રોગોની સામે મનુષ્ય અને પશુ-પક્ષી-જીવો ટકી શક્યા. અરે લાખો વર્ષ સુધી એમાંથી જ ખોરાક પણ મેળવ્યો, આશરો પણ મેળવ્યો.

### જંગલમાં આગ કોણે લગાડી?

પૃથ્વીની ઉત્પત્તિ આશરે ૬૭૧ કરોડ વર્ષ પહેલાં થઇ એવું વૈજ્ઞાનિકોનું તારણ છે. પૃથ્વી પર હવા, પાણી વગેરેના આવરણ સજીવ સૃષ્ટિ માટે અનુકૂળ થતા એકકોષીય વનસ્પતિ અને જીવો અસ્તિત્વમાં આવ્યા અને ધીમે ધીમે બહુકોષીય જીવોનો વિકાસ થયો આશરે ૫૦ લાખ વર્ષ પૂર્વે ઉષ્ણ કટિબંધ વિસ્તારના પ્રદેશોમાં માનવીની ઉત્પત્તિ થઇ અને એનો માનસિક વિકાસ પૂર્ણ થયો એમ કહેવાય છે. શરૂઆતમાં મનુષ્યનું ઘર, ખોરાક, દવા વગેરે તમામ જંગલમાંથી જ ઉપલબ્ધ થયું પરંતુ કેટલાક લોકોએ આશરે ૧૦ હજાર વર્ષ પહેલા ખેતીની શરૂઆત કરી જેમાં પશુઓનો પણ ઉપયોગ શરૂ કર્યો. આમ ખેતી અને પશુપાલન શરૂ થતા જંગલની કટાઇ શરૂ થઇ. જમીન અને પશુ કેટલાક મનુષ્યની સંપત્તિ બન્યા. તેમના મનમાં આથી સ્વામિત્વ ની ભાવના જન્મી. એમાં લડાઇ-ઝઘડા પણ થયા અને એની વ્યવસ્થા માટે રાજ્ય પણ પેદા થયું. આ પ્રક્રિયામાં માતૃપ્રધાન પરિવારોમાંથી પિતૃપ્રધાન પરિવારો થયા. બીજા શબ્દોમાં પુરુષ સ્ત્રીનો પણ સ્વામી બની ગયો. પ્રકૃતિ એ સમાજના પોષણ માટે સામૂહિક માલિકી ની હતી. તેના બદલે વ્યક્તિગત માલિકીમાં ધીમે ધીમે ફેરવાતી ગઇ. રાજ્યના રાજાઓ થયા. સામંતિ વ્યવસ્થા થઇ.

ખેતી અને પશુપાલન ના વ્યવસાયીકરણથી ઉત્પન્ન વસ્તુઓ ને કારણે વ્યાપાર વધ્યો અને વિજ્ઞાનની અવનવી શોધોથી યુરોપમાં ઔધોગિકરણની શરૂઆત થઇ. પહેલા જંગલ કટાઇ ખેતી, રહેઠાણ, બળતણ વગેરે માટે થતી હતી તેના બદલે હવે આધુનિક રાજ્યની સંરક્ષણની જરૂરિયાત પૂરી કરવા, જહાજો બાંધવા, રેલ્વે નાંખવા, આધુનિક મહેલાતો અને ફર્નિચર માટે તેમજ ઉર્જા અને કાગળ બનાવવાના કાચા માલ તરીકે થવા માંડી. આમ જંગલનો ઉપયોગ થોડાક લોકોના હિતમાં થોડાક દેશોએ શરૂ કર્યો. સાથે ઉદ્યોગોની પેદાશનો વેપાર એકબીજા દેશોમાં શરૂ થયો જેના કારણે સંસ્થાનવાદ અને પછી સામ્રાજ્યવાદની શરૂઆત થઇ. એથી એમ કહી શકાય કે જેમણે આધુનિક વિજ્ઞાન, કૃષિ, પશુપાલન, ઉદ્યોગ અને રાજ્યનો વિકાસ વ્યક્તિગત વૈભવ માટે કર્યો, તેમણે જંગલમાં આગ લગાડી!

### જંગલવાસીઓ

જંગલવાસીઓ અંગે વિચારીએ ત્યારે એમાં સ્પષ્ટ બે ભાગ દેખાઇ આવે છે. (૧) જે લોકોના જન્મસ્થાન કર્મસ્થાન, દેવસ્થાન અને સ્મશાન જંગલમાં છે અને જેઓ જંગલનો ઉપયોગ પોતાના જીવન નિર્વાહ પુરતો જ કરે છે. જેમને મન જંગલ

એ પ્રકૃતિની અણમોલ ભેટ છે અને એના માટે આદર અને અહોભાવ છે. જેમનો જંગલ સાથેનો સંબંધ સંપોષક અને સંવાદિતા વાળો છે એવા આદિવાસીઓ. (૨) જે લોકો જંગલમાં બહાર-પાછળથી આવ્યા છે અને જેમનો હેતુ જંગલ તેમજ આદિવાસીઓના શોષણનો છે એવા વ્યાપારી કે વ્યવસાયી લોકો કે જેઓ રાજ્યના એક ભાગ છે.

પ્રથમ સંબંધ ભાવનાત્મક છે અને તેથી તેમાં માલિકી ભાવ નથી. બીજો સંબંધ વ્યાવસાયિક છે અને તેથી તેમાં નિયંત્રણનો ભાવ છે, માલિકીનો ભાવ છે.

## આધુનિક સામ્રાજ્યવાદ અને જંગલ

પહેલા રાજાઓ દેશ-દેશ વચ્ચે પ્રકૃતિ પર વિજય મેળવવા યુદ્ધો કરતા લડાઇ-ઝઘડા કરતા અને પછી તેનું નિયંત્રણ કરી ઉપભોગ કરતા. હવે આધુનિક રાજ્યો સંસાધનો પર નિયંત્રણ માટે સામ,દામ, દંડ, ભેદ કરે છે. અને રાષ્ટ્રીય-આંતરરાષ્ટ્રીય કાનૂનોની જાળમાં નબળા દેશોને દબાવી એમના સંસાધનોનો ઉપયોગ કરે છે. આપણા દેશમાં અંગ્રેજોએ જંગલના નિયંત્રણની શરૂઆત ૧૮૫૫માં લોર્ડ ડેલહાઉસીના ''મેમોરન્ડમ ઓન ફોરેસ્ટ કન્ઝર્વેશન'' થી કરી, જે ૧૯૨૭ના 'ઇન્ડીયન ફોરેસ્ટ એક્ટ' થી પૂર્ણ કરી અંગ્રેજોએ આપણા દેશની બહુમૂલ્ય જંગલ સંપત્તિનું એ કાયદા અન્વયે શોષણ કર્યું. આઝાદી પછી પણ આધુનિક સામ્રાજ્યવાદની પકડ આપણા પર વિદેશી કંપનીઓ થકી ચાલુ રહી છે, એટલું જ નહીં પણ હવે વૈશ્વીકરણ અને ખાનગીકરણ તેમજ ખુલ્લા બજાર ના નામે વધુ મજબૂત બનતી જાય છે. વિશ્વબેંક (WB), આંતરરાષ્ટ્રીય નાણાં ભંડોળ (IMF) તેમજ 'આંતરરાષ્ટ્રીય વિકાસ ફંડ' વગેરે મારફતે જંગલના વિકાસના નામે જંગલના કાયદાઓમાં ફેરફાર કરવા અથવા નવા બનાવવા ભારત સરકારને બાધ્ય કરેલ છે. જેમાં મુખ્યત્વે -

૧. જંગલ અંગેનો કાયદો

૨. જૈવ વૈવિધ્ય ધારો

૩. વન્ય પ્રાણી સંરક્ષણ ધારો

જેવા કાયદાઓથી જંગલમાં રહેનારા લોકોને જંગલમાંથી બહાર કાઢવા માટેનું વ્યવસ્થિત ષડ્યંત્ર થઇ રહ્યું છે.

### આગ કોને બાળશે?

આપણા દેશની જ વાત કરીએ તો આપણને ૧૯૪૭માં આઝાદી મળી પરંતુ દેશનું માળખું મૂડીવાદી લોકશાહીનું રહેતા આપણા દેશમાં પણ મૂડીવાદી અર્થતંત્રની પકડ મજબૂત બની ગઇ જેમાંથી ધનિકોનો એક નવોવર્ગ - મોટોવર્ગ ઉભો થયો. જેમણે આપણાં દેશમાં જ આપણા જ લોકો અને સંસાધનોનું અમર્યાદ શોષણ કર્યું જેમાં જંગલ પણ બાકાત ન રહ્યું. જેની સૌથી વધુ ખરાબ અસર આદિવાસીઓને થઇ. મૂડીવાદી કાયદાઓમાં સામૂહિક માલિકીને સ્થાન ન હોવાથી જંગલને રાજ્યની માલિકી બનાવી દીધા પછી એને ખાનગી લોકોને ખેરાત કરવાનું ષડ્યંત્ર હવે ખાનગીકરણ ના નામે થઇ રહ્યું છે. કરોડો આદિવાસીઓ ''પ્રકૃતિના સંતાન રહેવાય માલિક નહીં'' એવી જીવનદષ્ટિથી રહેતા હોવાથી જંગલ જતા સંસાધનવિહોણા થઇ ગયા છે, થઇ રહ્યા છે. સાથે જંગલના જૈવિક વૈવિધ્યનો નાશ થઇ ગયો છે, થઇ રહ્યો છે. આમ જંગલની આગ જંગલ અને એના આધારિત જીવતા પશુ-પક્ષી-આદિવાસીઓને પ્રથમ બાળશે, પરંતુ સાથે જંગલ પર આધારિત સમૂહો જેવા કે ભરવાડ, રબારી, કારીગરો જેવા જૂથોનું અસ્તિત્વ પણ જોખમમાં મૂકાશે. પર્યાવરણ સંતુલન બગડશે તો ઋતુચક્ર પણ બગડશે અને પ્રકૃતિ સર્વનાશ તરફ ધકેલાશે. જુની આપણી કહેવત પ્રમાણે ''પેટનો બળ્યો ગામ બાળશે?''

### આપણે શું કરી શકીએ?

એ સાચું છે કે પરિસ્થિતિ વિકટ અને જટીલ છે. આંતરરાષ્ટ્રીય વિનાશના પરિબળો આપણી સામે છે. ત્યારે હવે આપણને બેસી રહેવાનું પાલવે તેમ નથી. ચારેબાજુ અંધકાર હોય તો પણ આપણો નાનો પ્રયાસ પ્રકાશ ફેલાવશે. એ શ્રદ્ધા સાથે જંગલ અને ડુંગરાઓ, ગામ અને શહેરો, દેશ અને વિદેશ ખૂંદી વળીએ. આદિવાસીઓ અને બિનઆદિવાસીઓ, પ્રબુદ્ધ નાગરિકો અને જનસામાન્ય તેમજ વયસ્ક સ્ત્રી-પુરૂષો અને બાળકો, સૌ સાથે મળી બોડા ડુંગરાઓને લીલાછમ કરીએ. સૂકાયેલા ઝરણાઓને વહેતા કરીએ, પક્ષીઓના કલરવથી વનરાજી ભરી દઇએ. સંવાદિતાનું સંગીત ફરી ગૂંજતું કરીએ, યુવાનોના શૌર્ય અને વયસ્કોના શાણપણથી આવનારી પેઢીઓ માટે નૂતન ભવિષ્યની કેડી કંડારીએ.

# જંગલ અંગ્રેજી બોલે

ગણેશ દેવી

વિદેશી અને એતદ્દેશીય સાહિત્ય, સંસ્કૃતિ, સમાજ અને તત્ત્વજ્ઞાન ના ખ્યાતનામ વિદ્વાન અને વિવેચક, આદિવાસી સંદર્ભના પ્રખર સામાજિક કાર્યકર-વિચારક ડૉ. દેવી આદિવાસી વિકાસની નવી સંકલ્પનના પ્રેરક અને પ્રણેતા છે.

મારી મા ના પિતા - મારા દાદાજી - મહારાષ્ટ્રના સાંગલી શહેરના તાજેતરમાં જ વસેલા 'ટિંબર એરિયા' નામે વિસ્તારમાં રહેતા હતા. સાંગલી સંસ્થાનના રાજવી પટવર્ધનની કેટલીક ઇમારતો એમની બાંધેલી હતી. લાકડાના બનેલા એમના નળિયાદાર કલોનિયલ બંગલાના આંગણે જ આ બાંધકામોમાં વપરાતા લાકડાની પ્રચંડ મોટી વખાર હતી. કર્ણાટકના અળણાવર ના જંગલોમાંથી તોડી લાવેલ સેંકડો વૃક્ષોના સીધા, જાડા થડ ત્યાં રચેલા હોય. તેમની માત્ર ગંધપરથી તે વૃક્ષ કેટલા મહિના પહેલા કાપેલા હોવા જોઇએ તેનો અંદાજ તે ઉંમરે પણ હું બાંધી શકતો. દાદાજી નેવું વર્ષની ઉંમરે ગુજરી ગયા. તેમના બાદ મામાએ પણ ત્રીસ-ચાળીસ વર્ષ સુધી એ જ ધંધો ચલાવ્યો. પણ આગળ જતાં લાકડાની જગ્યા ખીલી, સ્ક્રૂ અને પ્લાયવુડ લેતું ગયું. તે બે જણની મળીને સીત્તેર-એંશી વર્ષની કારકીર્દીમાં કદાચ અળણાવરનું જંગલ પૂરું થવાની આરે આવ્યું હોય.

દાદાજીની જાડા મક્કમ લાકડાની બનેલી કાચની આલમારીમાં ચોપડીઓ હતી. તેમાં ચાંદામામા સામયિકના રંગબેરંગી પાનાંવાળા અંકો પણ હતા. ટારઝન નામના આફ્રિકી નાયક જોડે મારી પહેલી મુલાકાત તે અંકોમાં થઇ. તે પછી તો ટારઝનની વાર્તાઓ અંક એકથી લઇ અંક અનેક સુધી ઘણી વાંચવા મળી. જંગલનો વતની, જંગલી પ્રાણીઓનો પ્યારો દોસ્ત, હંમેશ માટે તત્પર એવો આ નાયક મારા બાળમન પર જંગલની વિલક્ષણ છાપ છોડી ગયો.

મારા પિતાજીના પિતા - બીજા દાદાજી - પૂણે નજીકના ભોર નામના ગામની આજુબાજુ વસતાં કોંકણના નાનાં નાનાં ગામડાઓમાંથી હરડે અને બેહડાં ભેગાં કરતા. તે માટેની 'પરમિટ' એમને પૂણેના બ્રિટિશ કલેક્ટર પાસેથી મળી હતી. તેમના પછી તેમની આ 'પરમિટ' ઘણા વર્ષો સુધી કાગળ ખોસી રાખવા માટે છતમાં બાંધી રાખેલ તારમાં લટકતી રહી. એટલે 'જ્યાં હરડે-બેહડા મળે છે તેનું નામ જંગલ' એવું પણ મારા મનમાં બંધાઇ ગયું. તે જ અરસામાં ભોર ગામની નજીક નીરા નદી પર ભાટઘરનો બંધ બાંધવામાં આવ્યો. તેમાંથી વીજળી નિર્માણ થવા લાગી. બંધની નજીકમાં જ થોડા વર્ષોમાં આર.એલ.મિલ્સ કરીને એક મિલ શરૂ થઇ. જે હરડેમાંથી મીણકાપડ માટેનો રંગ બનાવતી હતી. ભાટઘરમાં નદીના વહેણમાંથી આવતી-જતી નાવડીઓમાં તે મિલ માટે જંગલમાંથી તોડી લાવેલો માલસામાન આવ્યા કરતો.

મારા પિતાજી એક સાધુ મહાત્માના ભગત હતાં. તે મહાત્માના સહવાસ દરમ્યાન જ તેઓ પૂણેના એક કાગળના કારખાનાના માલિક ના સંપર્કમાં આવ્યા હતાં. હું જ્યારે સુરત ખાતે લેક્ચરર બન્યો ત્યારે સંજોગે તે કારખાનાના ઉત્પાદનકેન્દ્ર ની મુલાકાત લેવાની થઇ. ગુજરાતમાં સોનગઢ-વ્યારાની નજીક આ કારખાનું હતું. ત્યાંના વૃક્ષોમાંથી પેદા થતો કાગળ કદાચ લગભગ અડધી સદી સુધી ગુજરાત-મહારાષ્ટ્રમાં થયેલ દરેક લખાણની પાછળ છુપાયેલો હતો.

કોલેજમાં હતો ત્યારે મને જીમ કોર્બેટના લખાણે મોહી લીધો. પણ ઘણા વર્ષો બાદ જ્યારે નૈનીતાલ જવાનું થયું ત્યારે ખબર પડી કે કોર્બેટનું જંગલ તો હવે ત્યાં રહ્યું જ નથી.

સાંગલીના મારા દાદાજીની એ અલમારીમાં મને અબ્રાહમ લિંકનનું ચરિત્ર મરાઠી અનુવાદમાં મળી આવ્યું. તેમાં

લિંકનના ગામનું નામ તો સ્પ્રિંગફીલ્ડ પણ તે ખુદ કુમારવયે કઠિયારાનું કામ કરતો હતો તે રમૂજની વાત લાગી હતી. પછી કોલેજમાં ગયો ત્યારે હોલીવુડમાં બનેલી કાઉબોય ફિલ્મો બહુ ચાલતી. તેમાં દેખાતી ટેકસાસની નિર્વૃક્ષ ભૂમિ અંગે કુતૂહલ જાગતું. મનમાં આવતું, કોલંબસે પહેલીવાર જ્યારે અમેરિકામાં પગ મૂક્યો ત્યારે પણ અમેરિકાની ભૂમિ આવી જ છાયાવિહીન હશે?

કોલ્હાપુરના શિવાજી વિદ્યાપીઠમાંથી પી.એચ.ડી પૂરી કરીને હું ઇંગ્લેન્ડના લીડ્સ્ વિદ્યાપીઠમાં ગયો. ત્યાં બ્રધરટન નામની અત્યંત ભવ્ય એવી લાયબ્રેરી છે. તેની અંદરની બધી દીવાલોપર લાકડાની ખૂબ દર્શનીય ઝાલર હતી. પણ ઇંગ્લેન્ડના જંગલના બધા વૃક્ષો તો ઘણાં પ્રાચીન દેખાતાં. તો પછી બ્રધરટનનું એ બધું લાકડું ક્યાંથી આવ્યું હશે? તે પછી હું કેટલીયેવાર લીડ્સ ગયો પણ આ પ્રશ્નનો જવાબ મળવા માટે મારે અમેરિકા જવાની રાહ જોવી પડી.

અમેરિકાના પૂર્વ કિનારે ન્યૂ હેવન નામના શહેરમાં યેલ યુનિવર્સિટી આવેલી છે. સંશોધન માટે ત્યાં ગયો હતો ત્યારે તે યુનિવર્સિટીનો ઇતિહાસ મારા વાંચવામાં આવ્યો. 'યેલ' એ એક વ્યક્તિનું નામ. પૂરું નામ ઇમેન્યુઅલ યેલ. ઇંગ્લેન્ડમાં જન્મેલો, કંજૂસ અને લહેરી માણસ. તેનું આખું આયખું ભારતમાં ગયું. ત્યાં તેને જંગલકાપવાનો મોટો કોન્ટ્રાકટ મળેલો હતો. તેમાં મેળવેલો ચિકાર પૈસો તેણે ચર્ચની વિનંતીનો આદર કરી ન્યૂ હેવન કોલેજને દાનમાં આપી દીધો. સાથે તે કોલેજને પોતાનું નામ આપવાનો આગ્રહ રાખ્યો. આજે બસો વર્ષ પછી અમેરિકામાં ચૂંટાઇ આવતો દરેક નવો રાષ્ટ્રાધ્યક્ષ તે યુનિવર્સિટીમાંથી જ નીકળેલો હોય છે.

'આફ્ટર ઍમ્નેશિયા' પુસ્તક લખતો હતો તે દરમિયાન કેનેડાના રેલ્વે પ્રકલ્પ અંગેની એક ચોપડી મારા હાથમાં આવી. તેમાં રેલ્વેનું વિસ્તરણ અને જંગલોનો વિનાશ એ બે વચ્ચેના સીધા સંબંધ વિશેના ખૂબ અસ્વસ્થ કરી નાંખે તેવા આંકડા વાંચ્યા.

વડોદરા યુનિવર્સિટીમાં તુલનાત્મક સાહિત્યનો અભ્યાસ શરૂ કર્યો ત્યારે હું ફ્રેંચ સાહિત્ય અંગે ગંભીરતાથી જોવા-વિચારવા લાગ્યો. વિક્ટર હ્યૂગોની એક નવલકથામાં જીવનના પૂર્વકાળની અત્યંત ગરીબાઇને લીધે ગુનેગારી તરફ વળેલા પણ પાછળથી જેલમાંથી પોતાને છોડાવી લઇ આખરે એક નાના શહેરનો મેયર બનેલા એક નાયકે મને આકર્ષી લીધો હતો. આ નાયકના જીવનના દરેક તબક્કે તેનો સંબંધ આવે લાકડાની બનેલી ગાડી, લાકડાનું બનેલું જહાજ, બધી લાકડા સાથે સંકળાયેલી કામગીરી જોડે. ફ્રેંચ સાહિત્યમાં જ રૂસોએ 'કુદરત તરફ પાછા વળો' (Back to Nature) કેમ કહ્યું હશે તેની પૂરી સમજ વિક્ટર હ્યૂગોને વાંચ્યાસિવાય નહિ આવે.

ભારતીય સમાજશાસ્ત્રી અને કવિ એ.કે.રામાનુજનની એક વાર્તા છે. તેમાં મૈસૂર શહેરના કર્મઠ હિંદુ સમાજથી ત્રાસી જઇને શિક્ષણનિમિત્તે અમેરિકા જનારા એક એન્થ્રોપોલોજિસ્ટની વાત આવે છે. પોતાના બાપના મૃત્યુની ખબર તેને ઘણાં વર્ષો બાદ અમેરિકામાં એક પુસ્તકમાં પોતાની મા નો કેશવપન બાદનો ફોટો જોઇને મળે છે. ભોરના જંગલમાંની હરડે-[illegible] કે પછી અગણાવરના જંગલોનો સફાયો ખરેખર તો ભારતમાંજ, દરેક કાગળની પાછળ છુપાયેલો, રેલ્વેના પાટા નીચે દટાયેલો દેખાવો જોઇતો હતો. પણ મને તે દેખાઇ આવ્યો યેલ યુનિવર્સિટીના ઇતિહાસમાં અને લીડ્સ્ના વાંચનાલયની લાકડાની કારીગરીમાં.

કોલંબસના સમય પછી અમેરિકામાં વૃક્ષો એટલા મોટા પાયે કપાયા કે યેલના સમય સુધીમાં એટલે કે અઢારમી સદીના [illegible] સુધીમાં તો અમેરિકામાં બહારથી લાકડું આયાત કરવું જરૂરી બની ચૂક્યું હતું. ક્યાં ગયા એ બધાં વૃક્ષો? આનો જવાબ [illegible] અમેરિકાના એક એક ગામમાં બંધાયેલા એક એક મકાનની લાકડાની જ બનેલી દેખાવડી દીવાલોમાં, રૂપાળી ઝાલરમાં.

[illegible] સંસ્થાનવાદના જમાનામાં ઇંગ્લેન્ડ, ફ્રાન્સ, જર્મનીએ દુનિયાભરમાં રેલ્વેની જે અફાટ જાળ

ઊભી કરી તેની નીચેના 'સ્લીપર્સ' ના પાટિયા, તે દેશોએ ઊભા કરેલા અપ્રતિમ આરમારોનાં ભવ્ય જહાજો, તે ઠંડા હવામાનના દેશોમાં દરેક ઘરને હુંફાળું રાખવા માટે પગતળિયે બેસાડેલી લાકડાની સુંવાળી ફરસ, આ બધાંએ તે દેશોની દરેક વસાહતોમાંના જંગલો ખતમ કરી દીધાં. તે પછી મુદ્રણયંત્રો વપરાવા લાગ્યાં, અને માત્ર લખાણને જ કાયદાની નજરમાં વિશ્વાસપાત્ર સત્ય સમજવામાં આવવા લાગ્યું, તે પછી દુનિયાના બધા જ દેશોમાં કાગળ માટેની અભૂતપૂર્વ એવી માંગ ઊભી થઇ, તેને લીધે પણ ઝાડોનું નિકંદન થતું રહ્યું. વળી અંગ્રેજોની દરેક વસાહતમાં સરકારી અધિકારીઓના પેલા સુઘડ, સુંદર કહેવાતા જે બંગલા ઊભા થતા ગયા તે પણ વૃક્ષોનો ભોગ લેતા ગયા. પાછા જે તે દેશ-પ્રદેશના રાજવીઓએ પણ અંગ્રેજ અફસરોની વ્યવસ્થા સારી રીતે સચવાય તે માટે બંધાવેલા આલિશાન બંગલાઓમાં વૃક્ષો માત્ર 'ટિંબર' બનીને ઊભાં રહ્યાં.

આમાં એક વાત ખાસ નોંધવાની થાય. વૃક્ષોનો આવી રીતે મહેલો, બંગલાઓના બાંધકામમાં થયેલો ઉપયોગએ એકમાત્ર સૌંદર્યદૃષ્ટિને કારણે ચોક્કસપણે નહોતો. ખરેખર તો બીજા જ કોઇ કારણોસર વૃક્ષો કાપવા પડયાં હતાં. અને પછી એ કાપી નાંખેલા વૃક્ષો બાંધકામમાં વપરાવા લાગ્યાં. અને પછી કાળક્રમે આ લાકડાનાં બંધાયેલાં મકાનોને સુંદર માનવામાં આવ્યાં.

શિવાજીના કિલ્લાઓમાં, મોગલોના મહેલોમાં ક્યાં આવો લાકડાનો વપરાશ દેખાય છે? એટલું જ નહિ લંડનમાં પણ, મધ્યકાળમાં બાંધવામાં આવેલા લંડન ટાવરમાં પહેલાં લાકડું વપરાયેલું નહોતું. જ્યારે, રાજસ્થાન- સૌરાષ્ટ્ર એ પ્રાંતોમાં લાકડાની ઇમારતો, ખાસ તો લાકડાના નકશીકામવાળી ઇમારતો મધ્યકાળથી જોવા મળે છે. તેવી જ રીતે બિહાર-ઓરિસ્સા તરફ પણ આ પદ્ધતિ કદાચ હોવી જોઇએ. કેરળમાં, ખાસ કરીને મલબાર પ્રાંતમાં આવી લાકડાની ઇમારતોની પ્રથા હતી. આ વિશિષ્ટ પ્રદેશોનો ખેત-જમીન માલિકીનો ઇતિહાસ જોવા જઇએ અથવા ત્યાંના રાજકીય પ્રવાહો-ઉપપ્રવાહો જોઇએ તો દેખાઇ આવે છે કે જ્યાં પણ રાજા કે રાજવી અને ખેડુ એટલે કે ખેતમજૂરી કે ઉત્પાદન કરતા

વર્ગમાં તણાવ ઊભો થયો, ત્યાં ત્યાં વૃક્ષરહિત મોટા ખેતરો બનાવી તેમનાપર નિરંકુશ સત્તા સ્થાપીને, અને તે કપાયેલા લાકડાની જ મોટી પ્રચંડ નકશીવાળી ઇમારતો બાંધીને તે પ્રાંતની સંસ્કૃતિની રચના થઇ. ટૂંકમા કહીએ તો જંગલતોડનો ઇતિહાસ, પછી તે યુરોપના વસાહતવાદમાંથી ઊપજેલો હોય કે તે પહેલાંની મર્યાદિત સરંજામશાહીનું પરિણામ હોય, મૂળે તો એ જમીન ખેડનારાઓપર સત્તાધારીઓએ કરેલા અન્યાયનો બનેલો ઇતિહાસ છે. સત્તાધીશોને સાથ આપતા વેપારી વર્ગે તે પછીના વૈશ્વિક ઔદ્યોગીકરણના યુગમાં રહ્યાં સહ્યાં જંગલોનો પણ સફાયો કરી દીધો. હું અમેરિકામાં હતો ત્યારે મારા એક મિત્રએ મને કહ્યું હતું કે પ્રથમ વિશ્વયુદ્ધના પહેલાંનું એક પણ ઝાડ વૉશિંગ્ટન શહેરના આખા પરિસરમાં નથી. બધાં જ ઝાડો વીસમી સદીમાં રોપાયેલાં. તો તે પહેલાંના બધાં ક્યાં ગયાં?

ભાષા કેન્દ્રની જ્યારે શરૂઆત થઇ ત્યારે તે માટેની આર્થિક મદદ મેળવવાના પ્રયત્નોના સંદર્ભમાં મારી મુલાકાત એક ત્રાણું વર્ષના વૃદ્ધ સાથે થઇ. અતિશય સાત્વિક પ્રકૃતિ ધરાવતા આ દાની વડીલનું નામ ગોરધનભાઇ પટેલ. તેઓ દર વર્ષે સાઠ-સિત્તેર લાખ રૂપિયા દાનમાં આપે છે એવું સાંભળ્યું હતું. તેજગઢની જમીન ખરીદવા માટે ભાષા કેન્દ્રને ત્રણ લાખ પચ્ચીસ હજાર રૂપિયા આપવાનું એમણે વચન આપ્યું. આ વાટાઘાટો જ્યારે થઇ ત્યારે એમણે મને સૂચના કરી કે સમયાંતરે એમને મળીને ભાષા કેન્દ્રની પ્રગતિ અંગે તેમને વાકેફ કરતાં રહેવું. તે મુજબ હું એમને વારંવાર મળતો રહ્યો. દરેક મુલાકાતમાં મને એમની પાસેથી મહાત્મા ગાંધી વિશે તેમના મનમાં રહેલ અપાર આદર અંગે જાણવા મળ્યું. ગાંધીજીની જેમ ગોરધનભાઇ પણ યુવાન વયે આફ્રિકામાં ગયા હતા. ઓગણીસસો વીસના અરસામાં ગોરધનભાઇ જ્યારે આફ્રિકા ગયા ત્યારે ત્યાં તેમને એક નાની વખારમાં સુપરવાઇઝર તરીકે નોકરી મળી. બીજા વિશ્વયુદ્ધ દરમિયાન ઇંગ્લેન્ડના યુદ્ધમોરચા માટે લાકડાનો પુરવઠો ઊભો કરવા આફ્રિકી દેશોમાં કેટલાંકને ઇજારા આપવામાં આવ્યા હતા. તેમાં ગોરધનભાઇ પણ હતા. તેમની નિયમિતતા અને ચોકસાઇથી ખુશ થઇ, યુદ્ધના સાત વર્ષો પૂરા થયા પછી, ત્યાંના અંગ્રેજ કલેકટરે તેમને હજારો ચોરસ માઇલ વિસ્તારનું જંગલ કાપવા માટે પચ્ચીસ વર્ષનો કોન્ટ્રાક્ટ આપ્યો. થોડાક વર્ષો બાદ તે યુદ્ધમાં પરાજય પામેલ જર્મનીમાંના એક કારખાનાવાળાએ ગોરધનભાઇને તે લાકડામાંથી યુરોપમાં વપરાતી લાંબી દીવાસળીઓ બનાવવાનું તંત્રજ્ઞાન (technology)આપ્યું. આ બે વરદાનોના બળે ગોરધનકાકાએ તે હજારો ચોરસ માઇલ સુધી ફેલાયેલા આફ્રિકન જંગલની દીવાસળીઓ બનાવી. તેમાંથી ભેગા થયેલા અબજો રૂપિયાની સંપત્તિના વ્યાજમાંથી તેઓ ૧૯૭૦ થી આજ સુધી ગુજરાતના કેટલાંય દવાખાનાઓ, સ્કૂલો અને કોલેજોને દાન આપતા આવ્યા છે.

કોલંબસ અમેરિકા પહોંચ્યો. ત્રણસો વર્ષની અંદર ત્યાંના જંગલો સાફ થઇ ગયાં. ભારતમાં અંગ્રેજો પહોંચ્યા, ત્યાંનાં જંગલો સાફ થયા. કેનેડામાં અંગ્રેજ અને ફ્રેંચ બન્નેએ મળીને રેલ્વેની જાળ ફેલાવી. ત્યાંના જંગલોનો સફાયો થયો. પેટ્રિક વ્હાઇટ નામના ઓસ્ટ્રેલિયન નવલકથા લેખકને સાહિત્ય માટેનું નોબેલ પ્રાઇઝ મળ્યું છે. તેમની 'વૉસ' નામની નવલકથા છે, તેમાં જર્મની અને ઇંગ્લેન્ડના ગુનેગારોને ઓસ્ટ્રેલિયામાં દેશવટો આપીને તેમના દ્વારા ત્યાંના જંગલોને ગુલામ કેવી રીતે બનાવવામાં આવ્યા તેનો રોમાંચક વૃત્તાંત આપેલ છે. અમેરિકા, એશિયા અને ઓસ્ટ્રેલિયા એ ત્રણ ખંડમાંના જંગલોનો નાશ કરી દીધા પછી આખરે વીસમી સદીના મધ્યમાં વસાહતીઓની નજર આફ્રિકા પર મંડાઇ. વસાહતવાદીઓની આફ્રિકા પર મંડાયેલી આ પ્રલયંકારી નજરનું ભેદક ચિત્રણ જોસેફ કોનરાડે 'ધ હાર્ટ ઓફ ડાર્કનેસ' માં કરેલું છે. ગોરધનભાઇ અને બીજા કોન્ટ્રાકટરોએ ત્યાંના જંગલો ખતમ કરી દીધાં પછીના સમયમાં વી.એસ. નાયપોલે પણ આ જ વિષય પર નવલકથાઓ લખેલી છે.

ઉત્તર અમેરિકા, એશિયા, ઓસ્ટ્રેલિયા અને આફ્રિકા એ ચાર ખંડોમાં અંગ્રેજ અને ફ્રેંચ લોકોએ જંગલોનો સફાયો કર્યો. તે જ રીતે દક્ષિણ અમેરિકા ખંડમાં સ્પેનિશ લોકોએ જંગલતોડ ચલાવી, પણ તેનું પ્રમાણ થોડું ઓછું હતું. સોળમી

સદીમાં ઇંગ્લેન્ડની પ્રથમ એલિઝાબેથ રાણીએ સ્પેનના નૌકાદળને 'સ્પેનિશ અર્માડા' નામના પ્રસિદ્ધ યુદ્ધમાં ડુબાડી દીધા પછી સ્પેનનું નૌકાદળ ફરીથી ક્યારેય માથું ઊંચકી શક્યું નહીં. અને તેથી સ્પેનને એની દક્ષિણ અમેરિકાની વસાહતોમાં અતિશય જંગલતોડ કરવાની જરૂર પડી નહીં. પરંતુ, સ્પેન અને પોર્ટુગાલમાંની સામંતશાહી સમાજરચનાનો પ્રચંડ જુવાળ દક્ષિણ અમેરિકાના જંગલોમાં દાવાનળ બનીને પ્રસર્યો અને ત્યાંના ખેતમજૂરોને ગુલામીમાં સબડાવનારા પ્રચંડ વૃક્ષહીન ખેતરો બનાવવામાં આવ્યા. અલેયો કાર્પેન્ટિયર ની નવલકથામાં ત્યાંના મૂળ રહેવાસી આદિવાસીઓ અને આ વસાહતવાદી દહેશત વચ્ચેનો સંઘર્ષ ચીતરવામાં આવેલો છે.

પાંચ ખંડોમાં ફેલાયેલો આ વસાહતવાદ, એતદ્દેશીય સામંતવાદ, પશ્ચિમની ઔદ્યોગિક ક્રાંતિ અને હિંસક વિશ્વયુદ્ધો આ બધાંને પોષવા ખાતર ભોગ દેવામાં આવેલ જંગલોમાંથી આનો કોઇ પ્રતિકાર ન થયો? તે જંગલોની કાળજી રાખતા, તેમની પૂજા કરતા જંગલવાસીઓ-આદિવાસીઓએ આ બધા અત્યાચાર પ્રતિકાર વિના જ સહી લીધા? આ પ્રશ્નોના જવાબ ઇતિહાસમાં જરૂર મળે, પણ ઇતિહાસનું એ પાસું હજુપણ દુનિયાના કોઇપણ દેશના અધિકૃત ઇતિહાસમાં દાખલ કરવામાં આવ્યું નથી. બંગાળી લેખિકા મહાશ્વેતાદેવી નાં 'જંગલ કે દાવેદાર' અને એવી જ અન્ય કથાઓ અને નવલકથાઓમાં આ જ તો આખો સાચો ઇતિહાસ લખાયેલો છે.

નિશાળમાં તો ઇતિહાસ શું ભણ્યો, કંઇ યાદ નથી. વિલિંગ્ડન કોલેજમાં બી.એ. ના અભ્યાસમાં સાહિત્ય, ઇતિહાસ અને ગણિત એ વિષયો હતા. તે પૈકી ઇતિહાસના અભ્યાસક્રમમાં ભારતમાંના અંગ્રેજી કાયદાનો ઇતિહાસ એ એક ભાગ હતો. પણ તેમાં બેટિંગથી લઇ મોર્લે-મિંટો સુધીના ઇતિહાસના પ્રવાસમાં, આદિવાસીઓની કેટલીયે જાતિઓને તેમજ બીજી ફરતી-વિચરતી જાતિઓને ગુનેગાર ઠેરવતા ૧૮૭૧ ના કાળા કાયદાનો-ગુનેગાર જાતિઓના કાયદાનો - કોઇ ઉલ્લેખપણ નહતો. ૧૮૭૨માં આદિજાતિઓની બનાવવામાં આવેલી અત્યંત અસંસ્કૃત / અસભ્ય એવી યાદીઓ અંગે પણ એ ઇતિહાસ મૌન ધારણ કરી બેઠો હતો. આવા જ ઇતિહાસો લખાતા રહ્યા, અને તેમનો જ અભ્યાસ થતો રહ્યો, તો પછી બિરસા મુંડાના 'ઉલગુલાન' જેવા પ્રખર જંગલરક્ષણ આંદોલનનું સાંસ્કૃતિક ભાન કોઇ શિક્ષિત ભારતીયને કેવી રીતે થાય? 'ચિપકો' આંદોલનમાં આદિવાસી સ્ત્રીઓએ મોટા બંધોના પ્રકલ્પોનો વિરોધ કર્યો છે. કારખાનાઓ, ખાણો, રેલ્વે, બંધો, મહામાર્ગો, આ બધા જ જંગલ ડૂબવા માટે, જંગલ તૂટવા માટે કારણભૂત એવા તથાકથિત વિકાસ પ્રકલ્પો આદિવાસીઓના વિરોધને ગણકાર્યા વગર, એમની નામમાત્ર સંમતિ પણ લીધા વગર એમના માથે ઠોકી બેસાડવામાં આવેલા છે. તે ઉપરાંત ઇતિહાસમાં તેમણે કરેલા પ્રખર વિરોધની બધીજ નોંધો ભૂંસી નાંખીને જ ઇતિહાસના પુસ્તકો બનાવવામાં આવે, ત્યારે આદિવાસીઓનો જંગલ જોડેનો અતૂટ સંબંધ બિનઆદિવાસી સમાજની સમજમાં જ ન આવે તે સ્વાભાવિક જ છે. પણ એનો અર્થ એ તો નથી જ કે બધા આદિવાસીઓ જંગલોનો આ નાશ, હ્રાસ શાંતપણે જોતાં રહ્યા છે.

વાસ્તવમાં, ઐતિહાસિક સત્ય તો એ છે કે ઔદ્યોગિક ક્રાંતિ, વસાહતવાદ અને પૂંજીવાદી અર્થકારણ આ ત્રણે, છેલ્લા બસો-ત્રણસો વર્ષમાં આખા જગભરમાં ઉથલપાથલ કરી મૂકનારી વિષવૃત્તિઓએ બધાંજ દેશોનાં જંગલો મટાડી દીધાં. તેમાં સૈકાઓ સુધી રહેતા આવેલા આદિવાસીઓને ભૂખ્યા કંગાળ કરી દીધાં. તે જંગલો પરના તેમના અધિકારો આ વિષવૃત્તિઓને પોષતા શહેરી, ઔદ્યોગિક સમાજે છીનવી લીધા. અને હવે જ્યારે વૃક્ષોના વિનાશને કારણે પર્યાવરણમાં ઉભી થયેલી ખામીઓથી ભયંકર કુદરતી આફતો તોળાઇ રહી છે, ત્યારે તેની જવાબદારી આદિવાસીઓના માથે નાંખવાની સ્પર્ધા શરૂ થઇ ગઇ છે.

ઇતિહાસ એવું કહે છે કે સુરત-હાવરા રેલ્વે માર્ગ બનાવવાનો નિર્ણય વસાહતવાદી અંગ્રેજોએ લીધો. તે માટેનું જરૂરી લાકડું મેળવવા માટે મહારાષ્ટ્ર-મધ્યપ્રદેશની સરહદે આવેલા જંગલની પસંદગી કરવામાં આવી. ત્યાંના મૂળ કોરકૂ

આદિવાસીઓને જંગલમાંથી હાંકી કાઢી તેમણે સાચવેલાં પરંપરાગત જંગલો કાપી નાંખવામાં આવ્યાં. આજે એ જ કોરકૂઓ વાંઝણી જમીનમાં કરેલી ખેતીમાંથી મળતા નહિવત્ પોષણને કારણે ભૂખમરાનો ભોગ બની રહ્યા છે અને ભૂખમરાને લીધે પેશી પરંપરામાં રહેલો સિકલસેલ કુપોષણ રોગ વધુ ઊછળતા સુકાયેલા પાંદડાની જેમ ખરી રહ્યો છે. દુનિયાભરમાં આદિવાસી જાતિઓના આ જ હાલ છે. તેમના જ જંગલો ઉદ્ધ્વસ્ત કરીને હવે તેમને જ પર્યાવરણના હિતશત્રુ, દુશ્મન માનવામાં આવી રહ્યા છે.

આદિવાસીઓના જંગલો તો કાઢી લીધાં, બદલામાં એમને શું મળ્યું? તો મળ્યું જંગલખાતું. બદલામાં એમને ભાગે શું આવ્યું? તો આવ્યું જંગલખાતું. તેના સહાનુભૂતિહીન બીટગાર્ડો આવ્યા. તેના લાંચિયા ને ખાઉધરા રેંજરો આવ્યા. આદિવાસીઓ બહુ તકરાર ન કરે તે માટે જંગલ-ફાઇન્સના (જંગલ અંગેનો દંડ) નિયમો આપ્યા, અને પ્રતિકાર કાબૂબહાર જાય તો તેને ખસ્સી કરવા માટે જે.એફ.એમ. નામની એક માત્ર કાગળપર ચલાવવાની યોજના આપી. અમેરિકામાં ત્યાંની મૂળ જાતિઓ પાસેથી સોનાની ખાણો ધરાવતી જમીન મેળવવા માટે અંગ્રેજ, ફ્રેંચ, જર્મન વસાહતીઓ તેમને રંગબેરંગી મણકા આપતાં હતાં. ભારતના આદિવાસીઓની જંગલ જમીનના બદલામાં તેમને, સ્વતંત્રતા પહેલાં અને સ્વતંત્રતા બાદ પણ, બીટગાર્ડ, જે.એફ.એમ. અને રિઝર્વ્ડ ફોરેસ્ટ જેવા આઠ-દસ અંગ્રેજી શબ્દો મળ્યા. અંગ્રેજોના રાજમાં ભારતના આદિવાસીઓના 'જંગલ' અંગ્રેજી બની ગયાં અને તે વનો-અરણ્યો પછી તો આદિવાસીઓ માટે જ પારકાં બની ગયાં.

કેટલીક વાર વડોદરાથી તેજગઢ જતાં રસ્તાપર મધ્યપ્રદેશના ગામડાંઓમાંથી ગુજરાતના શહેરોમાં કતલ માટે લઇ જવાતી ગાયો, બકરીઓ, મરઘીઓની ટ્રકો જોઉં છું. ત્યારે તેમની સાથે સાથે જ જાણે જંગલની માલિકીનું પણ વહન કરતી અદૃશ્ય ટ્રકો જતી હોય એવો આભાસ થયા કરે છે. જંગલોની માલિકી આદિવાસીઓના ગામડાંઓથી નીકળી હવે દિલ્લીના દરબારમાં પહોંચી ગઇ છે. પરંપરાથી જંગલની કાળજી લેનારા આદિવાસીના મમતાભર્યા સ્પર્શ હવે તે દરબારમાં ઘડાતા કાયદાની નજરમાં અક્ષમ્ય ઠેરવાતા જાય છે. પારંપરિક બોલીમાં રહેલો જંગલ અને આદિવાસી વચ્ચેનો સંવાદ જ ગેરકાયદેસર બની ગયા પછી હવે ખુદ જંગલને જ પોતાનું અસ્તિત્વ ટકાવી રાખવા માટે અંગ્રેજીમાં લખાયેલા કાયદાની કલમો-પેટાકલમો અનુસાર પોતાની વ્યાખ્યા સ્વીકારવી પડી રહી છે.

ભારતીય સાહિત્યના ઇતિહાસમાં એક દંતકથા કહેવામાં આવે છે. કહે છે કે, મહાદેવે એકવાર પાર્વતીને અવનવી વાર્તાઓ કહેવાની શરૂઆત કરી. એ બધી વાર્તાઓ કુતૂહલપેટે છુપાઇને સાંભળનારા બે ગણોના માથે શાપ આવ્યો. તેમને મનુષ્યજન્મ લેવો પડ્યો. તેમાંથી જ એક ગુણાઢ્ય. સ્મૃતિમાં સચવાયેલી આ બધી આદિકાળથી ચાલતી આવેલી વાર્તાઓ તેણે જંગલમાં રહીને ફરી લખી કાઢી. પણ તેનું લખાણ હતું આદિવાસીની પૈશાચી ભાષામાં. વળી શાહી પણ ન હોવાથી જાતજાતના પ્રાણીઓના લોહીથી લખેલું. ગુણાઢ્ય રાજ્યાશ્રયની અપેક્ષાએ સાતવાહન રાજાપાસે પહોંચ્યો, પણ આવી જંગલની આદિવાસી ભાષામાં અને લોહીની શાહીથી લખાયેલી આ વાર્તાઓ ત્યાં ધિક્કારવામાં આવી. ગુણાઢ્ય પાછો જંગલમાં પહોંચ્યો અને એ કથાઓ અગ્નિઅર્પણ કરવા લાગ્યો. દરેક કથા બાળતા પહેલાં એ મોટેથી વાંચતો. જંગલના પક્ષી, પ્રાણીઓ ભેગા થતાં ગયાં, આદિકાળની એ બધી વાર્તાઓ સાંભળવા લાગ્યાં, ખાવા પીવાનું ભૂલી ગયાં. જોતજોતામાં બિચારા કૃશકાય બની ગયાં. ત્યાં રાજાને જમવા માટે માત્ર દુર્બળ પ્રાણીઓ-પક્ષીઓ મળવા લાગ્યા તેથી તે પણ ચિંતામાં પડી ગયો. જંગલમાં હવે આ નવું જ કયું કારસ્થાન મંડાયું છે તે જોવા નીકળ્યો અને ગુણાઢ્યના કથાયજ્ઞ પાસે આવી પહોંચ્યો. ત્યારે અડધાંથી વધુ બળી ગયેલી એ વાર્તાઓમાંથી બચી ગયેલી વાર્તાઓનો સંગ્રહ એ જ આપણો કથાસરિત્સાગર. તે હવે સંસ્કૃતમાં મળે છે.

ભારતના જંગલોની સ્થિતિ ગુણાઢ્ય જેવી છે. એ જો આદિવાસીઓની ભાષા બોલે તો તેમના માટે અભયદાન નથી.

જંગલો જો આદિવાસીની મમતાની વાત સરકારદરબારમાં કહેવા જાય તો તે સાંભળનારું પણ કોઈ નથી. પણ જો એ અંગ્રેજીમાં લખાયેલો કાયદો બોલવા લાગે તો તેમને પર્યાવરણના વૈશ્વિક અભ્યાસક્રમમાં કથા-કવિતાનું સ્થાન મળી જાય છે.

આદિવાસીના જંગલો અને સરકારનો અંગ્રેજી કાયદો બન્ને મોરચે આજની ઘડીએ પ્રતીક્ષા ચાલે છે. આદિવાસીના જંગલોને એમ લાગતું રહ્યું છે કે કદાચ અંગ્રેજી કાયદામાં એમનો પણ સાચી સહાનુભૂતિથી વિચાર કરવામાં આવશે. કાયદાને લાગતું રહ્યું છે કે આદિવાસીઓ અને જંગલો પણ 'લીગલ લિટરસી' કેળવી લઇને પોતાની ઓળખ છોડી દેશે. 'આદિવાસી વિકાસ' અને 'જંગલ વિકાસ' બન્નેની છેલ્લી સદીમાં ચાલતી રહેલી આબદા દેશના બધાં જ આદિવાસી વિસ્તારોમાં ચાલી જ રહી છે. એ જો રોકવી હોય તો આપણે સહુએ જ સમજદારીની, સંવેદનશીલતાની એક નવી લિપિ – નવી ભાષા શીખી લેવી પડશે.

મરાઠીમાંથી અનુવાદ
અરુણા જોશી

પ્રિય વાચક,

આ અંકમાં આપે કેટલાંક બહુપ્રસિદ્ધ મહાનુભાવોના મહત્ત્વપૂર્ણ લખાણો જોયાં જે ગુજરાતીમાં પ્રાય: ઉપલબ્ધ નથી. આ અને આવા જ કેટલાંય પુસ્તકોના અનુવાદો ગુજરાતીમાં ઉપલબ્ધ થાય તો આપને જરૂર ગમશે. ભાષા પ્રકાશન દ્વારા ટૂંક સમયમાં અનુવાદ માલિકા પ્રકાશિત થશે જેમાં સામાજિક અને દાર્શનિક દષ્ટિએ મહત્ત્વપૂર્ણ અને વિશ્વપ્રસિદ્ધ એવા કેટલાંક પુસ્તકો ગુજરાતી તેમજ મરાઠીમાં અનુવાદરૂપે પ્રકાશિત થશે.

આ સંદર્ભે રસ ધરાવતા વાંચકોએ નામ, સરનામાં સહિત પોતાનો પ્રતિભાવ જરૂર જણાવવો જેથી માલિકામાં સમાવિષ્ટ થનારા પુસ્તકોની યાદી પ્રકાશન પૂર્વ નોંધણી અર્થે આપને મોકલી શકીશું.

સાભાર,

પ્રકાશક

# ભાષા પ્રકાશન

આદિવાસી અને ઉપેક્ષિતોમાટે સમર્પિત પ્રકાશન

ભાષા સંશોધન - પ્રકાશન કેંદ્ર
૬, યુનાયટેડ એવેન્યુ, દિનેશ મિલપાસે, વડોદરા-૩૯૦ ૦૦૭ ગુજરાત
ફોન નં. : ૨૩૩૧૧૩૦ ઇમેલ : brpc_baroda@sify.com

આદર્શ ગામ, વિકસિત ગામ...
એટલે કેવું?

ગામ હોય કર્જમુક્ત, રોગમુક્ત, ભૂખમુક્ત
અજ્ઞાનથી હોય મુક્ત, વિસ્થાપનથી હોય મુક્ત

આવું ગામ બની શકે? કોણ ખપશે એના માટે?

# આદિવાસી ગ્રામવિકાસ કેન્દ્ર

છોટાઉદેપુર, કવાંટ, ખાટિયાવાંટ, પાનવડ, ઝોઝ, મોટી આમરોલ, કંતાર, સેલંબા...
ગુજરાતના કેટલાંક આદિવાસી ગામડાંઓમાં આદિવાસી યુવકોએ જ ચલાવેલી સ્વયંસેવી સંસ્થાઓ

વધુ માહિતી માટે સંપર્ક :
છોટાઉદેપુર ગ્રામવિકાસ કેંદ્ર, છોટાઉદેપુર, જિ. વડોદરા, ગુજરાત

for social transformation

प्रकाशक : भाषा संशोधन-प्रकाशन केंद्र, वडोदरा; मुद्रक : शिवम् ऑफसेट, वडोदरा; ISSN : 0971 9156...97